જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ — ૨૩

# સો ટકા સ્વદેશી




નવજીવન કાર્યાલય
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

ખાદીની હિલચાલની પૂર્તિરૂપે ગ્રામઉદ્યોગોને સજીવન કરવાની જે હિલચાલ ગાંધીજીએ ૧૯૩૪માં શરૂ કરી તેને અંગે ગયાં સાત વરસમાં 'હરિજનબંધુ'માં ગાંધીજીના તેમ જ અન્ય લેખકોના અનેક લેખો પ્રગટ થયેલા. તેમાં ગ્રામઉદ્યોગનું આર્થિક દૃષ્ટિએ મહત્ત્વ દર્શાવનારા ને તેની ચર્ચા કરનારા જે લેખો હતા તેનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રગટ કરેલો છે. હિંદુસ્તાનની આર્થિક વ્યવસ્થામાં ખાદી તેમ જ ઇતર ગ્રામઉદ્યોગો કેવું પ્રધાન સ્થાન ધરાવે છે, અને તે રંકની જીવાદોરી અને દારિદ્ર્ય તથા ભૂખમરાનો ઇલાજ કેમ છે તેનાં દાખલાદલીલો ને આંકડા સાથેનાં વિવરણો આ લેખોમાં આપેલાં વાચકો જોશે. આ લેખસંગ્રહ વાચકવર્ગના મન બદલી અથવા દૃઢ કરી, તથા તેમને આ દેશવ્યાપી પ્રવૃત્તિમાં પોતાનો ફાળો આપવા પ્રેરી આ હિલચાલમાં યત્કિંચિત્ મદદ પહોંચાડશે એવી આશા છે.

અભ્યાસીઓની સગવડને સારુ પુસ્તકને છેડે સૂચિ આપવામાં આવેલી છે. ગ્રામઉદ્યોગથી વ્યતિરિક્ત ગ્રામસેવા અને ગ્રામસંગઠન તથા ખાદીનું અર્થશાસ્ત્ર એ વિષયોના લેખસંગ્રહો પણ થોડા વખતમાં પ્રસિદ્ધ કરવાની અમારી ઉમેદ છે.

તા. ૧૫-૬-'૪૧

# અનુક્રમણિકા



## ભાગ ૧

## ગાંધીજીનાં લેખો અને ભાષણો

## ભાગ ૨

## અન્ય લેખકોના લેખો

### મહાદેવ હરિભાઈ દેસાઈ



### પ્યારેલાલ

## સ્વામી આનંદ



## વૈકુંઠરાય લલ્લુભાઈ મહેતા



## જે. સી. કુમારપ્પા



## ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ



## પ્રોફેસર. પૂરણ

# ૧

# દિશાપલટો

[ગયા થોડાક મહિના દરમ્યાન સ્વદેશીનું કામ કરનાર અનેક સેવકોએ ગાંધીજી પાસે 'સ્વદેશી'ની એક વ્યાપક વ્યાખ્યાની માગણી કરી છે. જેમાં સ્વદેશીના સર્વ પ્રકારોનો સમાવેશ થાય એવી વ્યાપક વ્યાખ્યા ઘડી કાઢવાનો પ્રયત્ન કરતાં તેમજ દક્ષિણ ભારતમાં સ્વદેશીનું કામ કરનારાઓ સાથે ચર્ચા કરતાં ગાંધીજીને દેખાઈ આવ્યું કે એવી ચોકસ વ્યાખ્યા ઘડવી અશક્યવત્ છે અને 'સ્વદેશી' એ શબ્દમાં જ એની વ્યાખ્યા આવી જાય છે. સ્વદેશીની ભાવનાનો નિત્ય વિકાસ થતો જાય છે ને એના નવા નવા પ્રકારો ઉદ્‌ભવતા જાય છે. એને વ્યાખ્યાબદ્ધ કરવાનો પ્રયત્ન અફળ જ નીવડવાનો; અને એથી સ્વદેશી ભાવનાનો વિકાસ રોકાઈ જવાનો સંભવ રહે છે. એટલે ગાંધીજીએ અખિલ ભારત સ્વદેશી સંઘ અને એવાં બીજાં મંડળોને વ્યવહારમાં માર્ગદર્શક થઈ પડે એવું નીચેનું સૂત્ર ઘડી આપ્યું :

> "હિંદુસ્તાનમાં જે નાના ઉદ્યોગોને ઉત્તેજન અપાવવા માટે લોકોનાં મન કેળવવાની જરૂર હોય અને જે ઉદ્યોગો ભાવો ઠરાવવામાં તેમજ પોતાના હાથ તળેના મજૂરોના મહેનતાણા ને સુખસગવડની બાબતમાં અખિલ ભારત સ્વદેશી સંઘના કહ્યા પ્રમાણે ચાલવાનું કબૂલ કરે, તે ઉદ્યોગો મારફતે બનેલી ઉપયોગી ચીજોનો જ, અખિલ ભારત સ્વદેશી સંઘના કામકાજને સારુ, સ્વદેશીમાં સમાવેશ થશે. એટલે, જે મોટા ને સંગઠિત ઉદ્યોગોને અખિલ ભારત સ્વદેશી સંઘની સેવાની જરૂર ન હોય અને જેમને રાજ્યની મદદ મળી શકતી હોય

કે મળતી હોય તે ઉદ્યોગો મારફતે બનેલી ચીજોને સ્વદેશીમાંથી બાતલ રાખવામાં આવશે.”

આ સૂત્રથી સ્વદેશીનું કામ કરનારાઓમાં ખળભળાટ થઈ ગયો. એટલે ગાંધીજી ૧૯૩૪ના જૂનમાં જ્યારે હરિજન યાત્રા દરમ્યાન મુંબઈમાં આવ્યા ત્યારે સ્વદેશી સંઘના કેટલાક કાર્યકર્તાઓ અને ગાંધીજીની વચ્ચે એ વિષે ચર્ચા થઈ. એ ચર્ચામાં ગાંધીજીએ જે વિચારો દર્શાવ્યા તે સારરૂપે નીચે આપ્યા છે. **ચંદ્રશંકર શુક્લ**]

મેં સ્પષ્ટ શબ્દોમાં કહેલું છે કે મારું સૂત્ર સ્વદેશી સંઘના માર્ગદર્શનને સારુ જ છે. એમાં સ્વદેશીના આખા ક્ષેત્રનો સમાવેશ કરવામાં નથી આવ્યો. એમાં તો ફક્ત સંઘને સૂચના કરેલી છે કે તેણે પોતાના કાર્યક્ષેત્રની મર્યાદા આંકવી, અને મોટા સંગઠિત ઉદ્યોગોને કોરે મૂકીને નાના, ખાસ કરીને ગામડાંમાં ચાલતા, ઉદ્યોગોના ઉત્તેજન અને પ્રચારને સારુ કામ કરવું. મોટા ઉદ્યોગોને ઉતારી પાડવા, અથવા તો તેમણે દેશને જે લાભ કર્યો છે કે ભવિષ્યમાં કરશે તેને ગણતરીમાં જ ન લેવો, એ ઉદ્દેશ આ સૂચનામાં રહેલો નથી. પણ સ્વદેશી સંઘ જેવી સંસ્થાએ અત્યારસુધી જેમ એ ઉદ્યોગોના સ્વેચ્છાએ બનેલા એજંટ તરીકે કામ કર્યું છે એમ કરવાની જરૂર નથી. એ ઉદ્યોગો પાસે પુષ્કળ સાધનસામગ્રી પડેલી છે, ને તેઓ પોતાની સંભાળ બરાબર લઈ શકે એમ છે. સ્વદેશીની ભાવના દેશમાં પૂરતા પ્રમાણમાં ફેલાયેલી છે, એટલે સ્વદેશી સંઘોના પ્રયત્ન વિના પણ એ ઉદ્યોગોને મદદ થઈ જ રહી છે. આ સંઘોએ જો ઉપયોગી નીવડવું હોય તો જે ઉદ્યોગો મૃતપ્રાય દશામાં આવી પડ્યા છે ને જે જીવવાને ફાંફાં મારી રહ્યા છે તેમને ઉત્તેજન આપવામાં ને તેમના માલનો પ્રચાર કરવામાં તેમણે પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરવો જોઈએ.

મોટા સંગઠિત ઉદ્યોગોના માલની આપણે જાહેરાત કરીએ એનું પરિણામ એ જ આવે કે એ માલના ભાવ ચડે, ને એથી એ માલ વાપરનાર ઘરાકને અન્યાય થાય. જે વેપારધંધો ધમધોકાર ચાલી રહ્યો છે તેને મદદ કરવાને સેવાભાવી સેવકોની સંસ્થા સ્થાપવી ને ચલાવવી એ આપણી શક્તિ પાણીમાં નાંખી દેવા બરાબર છે. આપણે એ ઉદ્યોગનાં વિકાસ અને વૃદ્ધિમાં મદદ કરી છે એવો ફાંકો આપણે રાખતા હોઈએ તો એ આપણો ભ્રમ છે. એવો ગર્વ રાખવો કે એવો સંતોષ માનવો ખોટો છે એ આંકડા જ પુરવાર કરી આપશે. ૧૯૨૦માં હું સ્વદેશીની પ્રવૃત્તિનું પગરણ માંડવાની તૈયારી કરી રહ્યો હતો તેવામાં મારે ફાઝલભાઈની સાથે વાત થયેલી. એ ચતુર રહ્યા એટલે મને કહ્યું, 'તમે મહાસભાવાદીઓ અમારા માલની જાહેરાત કરનાર એજંટ બનશો તો અમારા માલના ભાવ વધારવા ઉપરાંત દેશને બીજો કશો લાભ તમે નહીં કરી શકો.' એમની દલીલ સાચી હતી. પણ મેં એમને કહ્યું કે 'હું તો હાથે કાંતેલીવણેલી ખાદીને ઉત્તેજન આપવાનો છું. એ ઉદ્યોગ પડી ભાગ્યા જેવો છે, પણ જો કરોડો ભૂખે મરતાં બેકાર માણસોને કંઈક ઉદ્યમ આપવો હોય તો એ ઉદ્યોગને સજીવન કર્યે જ છૂટકો છે.' એ સાંભળીને તેઓ શાંત થયા.

પણ ખાદી એ કંઈ એક જ એવો જીવવાને ફાંફાં મારતો મૃતપ્રાય ઉદ્યોગ નથી. તેથી મારી સૂચના તમને એ છે કે જેટલા નાના ગામડી ઉદ્યોગોને આજે પ્રજાના ઉત્તેજનની જરૂર હોય તે બધા તરફ તમારે લક્ષ આપવું ને એનું કામ હાથમાં લેવું. એમને ટકાવી રાખવાને ને ઉત્તેજન આપવાને કંઈ પ્રયત્ન

નહિ થાય તો એનો નાશ થઈ જશે. આજે મોટા પાયા પર ચાલતા ઉદ્યોગો પોતાના માલનો બજારોમાં ધોધ વહેવડાવી રહ્યા છે ને આ નાના ઉદ્યોગોમાંના કેટલાકને હઠાવી રહ્યા છે. તમારી મદદની ખરેખરી જરૂર તો એ નાના ઉદ્યોગોને છે.

ખાંડના ઉદ્યોગનો દાખલો લો. કાપડની મિલો પછી બીજા નંબરનો મોટો ઉદ્યોગ તે ખાંડ બનાવવાનાં કારખાનાંનો છે. એને આપણી મદદની બિલકુલ ગરજ નથી. ખાંડનાં કારખાનાંની સંખ્યા ઝપાટાબંધ વધી રહી છે. એ ઉદ્યોગનો વિકાસ પ્રજાકીય સંસ્થાઓની મદદને લીધે નથી થયો. એનો વિકાસ તો અનુકૂળ કાયદો થવાને લીધે થયો છે. અને આજે એ ઉદ્યોગ એટલો ધમધોકાર ચાલે છે ને એટલો ફાલતો જાય છે કે ગોળની બનાવટ છેક જ બંધ પડી જવા આવી છે. ગોળમાં ખાંડના કરતાં શરીરને પોષક તત્ત્વો વધારે છે એ નિર્વિવાદ વાત છે. આ અતિશય કીમતી ગ્રામઉદ્યોગ તમારી મદદ માટે પોકાર કરી રહ્યો છે. એ એક જ ઉદ્યોગમાં સંશોધનને ને બીજી મદદને માટે પુષ્કળ અવકાશ પડેલો છે. એ ઉદ્યોગને જીવતો કેવી રીતે રાખી શકાય એ આપણે શોધી કાઢવાનું છે. આ તો હું શું કહેવા માગું છું એ સમજાવવા માટે આપેલો ફક્ત એક જ દાખલો છે.

આપણે નાના પાયા પર ચાલતા ઉદ્યોગોને મદદ કરીએ તો રાષ્ટ્રીય સંપત્તિમાં ઉમેરો થાય એ વિષે મારા મનમાં તલભાર શંકા નથી. આ ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવું ને તેને સજીવન કરવા એ જ સાચું સ્વદેશી છે એ વિષે પણ મને કશો સંશય નથી. મૂંગાં કરોડોને મદદ કરવાનો એ જ એક રસ્તો છે. પ્રજાની સર્જનશક્તિ ને કળા કારીગરીના વિકાસનાં

દ્વાર એ રીતે જ ખૂલે એમ છે. દેશમાં જે સેંકડો જુવાનો બેકાર પડ્યા છે તેમને પણ એ વાટે કંઈક ઉપયોગી વ્યવસાય મળી રહેશે. આપણી જે શક્તિ અત્યારે વેડફાઈ રહેલી છે તે બધીનો એ કામમાં ઉપયોગ કરી શકાશે. જેઓ અત્યારે બીજા ઉદ્યોગધંધા કરીને વધારે કમાણી કરતા હોય તેવા કોઈએ એ ધંધા છોડીને નાના ઉદ્યોગ કરવા મંડી જવું એવું હું કહેવા માગતો નથી. રેંટિયાને વિષે મેં કહેલું તેમ આને વિષે પણ હું એમ જ કહું છું કે જેઓ બેકારી ને દારિદ્ર્ય ભોગવતા હોય તેઓ આમાંનો કોઈ ઉદ્યોગ હાથમાં લે અને પોતાની જૂજ જેવી આવકમાં ઉમેરો કરે.

આ ઉપરથી જોઈ શકાશે કે હું તમને તમારી પ્રવૃત્તિમાં જે ફેરફાર કરવાનો સૂચવું છું તેમાં મોટી મિલોના ઉદ્યોગોના હિત જોડે કોઈ પણ જાતનું ઘર્ષણ રહેલું નથી. હું તો આટલું જ કહેવા ઇચ્છું છું કે તમે રાષ્ટ્રીય સેવકો તમારી પ્રવૃત્તિ કેવળ નાના ઉદ્યોગો પૂરતી જ મર્યાદિત રાખો અને મોટા ઉદ્યોગો આજ સુધી પોતાની સંભાળ પોતે લેતા આવ્યા છે એમ એમને લેવા દો. મારી કલ્પના તો એવી છે કે નાના ગૃહ-ઉદ્યોગો મોટા મિલઉદ્યોગને હઠાવીને તેની જગા નહિ લે, પણ તેમાં પૂર્તિ કરશે. હું તો મોટા ઉદ્યોગપતિઓને પણ આ કામમાં રસ લેતા કરવાની આશા સેવું છું, કેમકે આ કામ કેવળ માનવદયાનું છે. હું મિલમાલિકોનો પણ હિતચિન્તક છું, અને મારાથી બની ત્યારે મેં એમને મદદ કરી છે એમ હું કહું તો એ વાત સાચી છે એવી સાક્ષી તેઓ પૂરશે.*

---

* જુલાઈ, ૧૯૩૪માં વર્તમાનપત્રોમાં આ સંભાષણનો હેવાલ પ્રસિદ્ધ થયેલો.

## ૨

# સો ટકા સ્વદેશી

ગયે વર્ષે મારા ઉપવાસ પછી 'સ્વદેશી'નો પ્રચાર કરનારાઓ તરફથી મને આગ્રહ કરવામાં આવ્યો હતો કે મારે 'સ્વદેશી'ની એક એવી વ્યાખ્યા ઘડી આપવી કે જેથી તેમને વારંવાર નડતી અનેક મુશ્કેલીઓ દૂર થાય. મિલના કાપડની વાત કરતાં 'સ્વદેશી'ની ઓછીવત્તી અનેક વ્યાપ્તિ થાય છે. અનેક વ્યાખ્યાઓ સૂચવવામાં આવી હતી તે મેં ભેળી કરી. શ્રી. શિવરાવ અને શ્રી. જાલભાઈ નવરોજી તેમજ બીજા સજ્જનોની સાથે મેં પત્રવ્યવહાર ચલાવ્યો. બધા જ પ્રસંગોમાં કામ આવે એવી વ્યાખ્યા હું ન બનાવી શક્યો અને વ્યાપક વ્યાખ્યા બનાવવી અશક્ય થઈ પડી. પછી મારા દેશવ્યાપી પ્રવાસમાં મને અનેક અનુભવો થયા, અને સ્વદેશી સંસ્થાઓનું કામ કેવી રીતે ચાલે છે તે જોવાના અનેક પ્રસંગો મને મળ્યા. મને પ્રતીત થયું કે સ્વદેશી જે રીતે ચાલે છે તે એક પ્રકારનું ધતિંગ છે, જોકે કોઈ જાણીબૂજીને એ ધતિંગ ચલાવે છે એમ નથી; વળી મેં એમ પણ જોયું કે ઘણા કાર્યકર્તાઓની શક્તિ એળે જાય છે. એમાં આત્મપ્રતારણા પણ રહેલી છે. આવી કડક ભાષા વાપરું છું તેથી એમ નથી સમજવાનું કે સ્વદેશી-પ્રચારનું કામ કરનારા કોઈ અપ્રામાણિક છે; એ ભાષા તો માત્ર સ્વદેશી વિષેના મારા પોતાના કડક વિચારો પ્રગટ કરે

છે. એ બાપડા તો કામ કર્યે જતા હતા. એમને થોડી જ ખબર હતી કે એમાં કશી આત્મપ્રતારણા છે કે ધતિંગ છે.

હું મારા કહેવાનું તાત્પર્ય વધારે સ્પષ્ટ કરીશ. જે વસ્તુના પ્રચારને ખાસ મદદ કરવાની જરૂર નથી કે જેને જાહેરખબરની જરૂર નથી, તેવી વસ્તુનાં આપણે પ્રદર્શન ભરીએ છીએ એનું પરિણામ એ આવે કે તેની કિંમત વધી જાય અથવા એકબીજાની સાથે હરીફાઈ કરનારી ધીકતી પેઢીઓ વચ્ચે ન ઇચ્છવા જોગ રસાકસી વધે.

કાપડની, ખાંડની અને ચોખાની મિલોને આપણી મદદની જરૂર ન હોય; પણ જો વણમાગી મદદ આપણે આપવા જઈએ તો રેંટિયા, હાથસાળ અને ખાદીનો, ગામડામાં ચાલતા ગામઠી કોલુનો, જીવક અને પોષક તત્ત્વોથી ભરેલા ગોળનો તથા એવાં જ તત્ત્વોથી ભરેલા હાથખાંડેલા ચોખાનો બહિષ્કાર કરીએ છીએ. એટલે આપણી ફરજ છે કે, રેંટિયા–સાળ, ગામઠી કોલુ, અને ગામઠી ખાંડણિયાને સજીવન કેવી રીતે રાખી શકાય તેની આપણે બરોબર તપાસ કરવી જોઈએ અને એમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓનો જ પ્રચાર કરીને, તેના ગુણો પ્રગટ કરીને, તેમાં રોકાયેલા કામ કરનારાઓની સ્થિતિ તપાસીને, અને મિલોમાંથી બેકાર થઈ પડેલા કારીગરોની સંખ્યાની ગણતરી કરીને. અને એ ગામઠી સાધનોને ગામઠી રાખીને તેમાં સુધારો કરવાની રીત શોધીને, મિલોની હરીફાઈ સામે ટક્કર ઝીલવાને તેમને મદદ કરવી જોઈએ. એ ગ્રામઉદ્યોગો વિષે આપણે કેવી ભયંકર અને અક્ષમ્ય બેદરકારી બતાવી છે! આમ એ ઉદ્યોગોને સજીવન કરવાના પ્રયાસમાં કાપડ, ખાંડ કે ચોખાની મિલની સામે વિરોધ નથી રહેલો. પરદેશી કાપડ,

પરદેશી ખાંડ કે પરદેશી ચોખાના કરતાં તો મિલનાં છતાં આપણા દેશમાં બનતાં કાપડ, ખાંડ અને ચોખા જ વાપરવાં જોઈએ; જો પરદેશીના હુમલા સામે ઊભા રહેવાની તેની શક્તિ ન હોય તો તેને પૂરેપૂરી મદદ મળવી જોઈએ. પણ એવી મદદની જરૂર એ માલને આજે નથી. પરદેશી માલની સામે દેશી માલ બરોબર ટક્કર ઝીલી રહ્યો છે. જરૂર તો આજે ગ્રામઉદ્યોગોને રક્ષણ આપવાની છે, ગ્રામઉદ્યોગોમાં પડેલા રહ્યાસહ્યા કામ કરનારાઓને રક્ષણ આપવાની છે, અને પરદેશી કે સ્વદેશી મિલના હુમલાથી તેમને બચાવવાની છે. સંભવે છે કે ખાદી, ગોળ અને હાથે ખાંડેલા ચોખા મિલના એ જ માલ કરતાં ઊતરતા હોય અને તેથી તે તેની સામે ટકી નથી શકતા. પણ ખરી વાત એ છે કે ખાદીના ઉદ્યોગ વિષે જેટલી શોધખોળ થઈ છે તેટલી ગોળ અને હાથે ખાંડેલા ચોખાના ઉદ્યોગ પાછળ રહેલા હજારો કામ કરનારાઓની સ્થિતિ વિષે નથી થઈ. આ કામમાં દેશભક્તોની એક મોટી સેના ખપમાં આવી જાય છે. વાચક કહેશે, 'પણ આ તો કઠણ કામ છે.' પણ એ બહુ મહત્ત્વનું કામ છે અને એટલું જ રસમય છે. એ ઉપરાંત મારો તો દાવો છે કે એ જ સાચું, સફળ અને સો ટકા સ્વદેશી છે.

પણ આ તો મેં માત્ર પ્રસ્તાવના કરી. મેં તો માત્ર ત્રણ મોટા ઉદ્યોગોના દાખલા લઈને બતાવી દીધું કે એ જ માલ ઉત્પન્ન કરનારા ગ્રામઉદ્યોગોની ઉપર સ્વદેશી કાર્યકર્તાઓએ પોતાનું સઘળું ધ્યાન એકાગ્ર કરી, જ્ઞાનપૂર્વક અને વ્યવસ્થિત મદદ આપીને તેમનો નાશ થતા બચાવવા. પણ એ ઉપરાંત બીજા અનેક ગ્રામ અને નાગરિક ઉદ્યોગો એવા છે કે

જેને જીવંત રાખવાને માટે, અને તે ઉદ્યોગો ચલાવનારા હજારો ગરીબ કારીગરોને મળતો રોટલો ચાલુ રાખવાને માટે સાર્વજનિક સાહાય્યની જરૂર છે; આ બાબતમાં જેટલું કામ ન કરીએ તેટલું ઓછું છે. એ કામમાં જેટલો સમય દઈએ તેટલો યોગ્ય કારીગરોને સજીવન રાખવાને માટે ખર્ચાય છે એમ સમજવું.

જો આ દિશામાં વ્યવસ્થિત રીતે કામ કરવામાં આવે તો આખું ખાતું ચલાવવાના પૈસા તો કામમાંથી જ નીકળશે. અનેક શિક્ષિત અને અશિક્ષિત લોકોની શક્તિના ઉપયોગને ઉત્તેજન મળશે, બેકાર માણસોને કોઈના પેટ ઉપર પગ મૂક્યા વિના અનાયાસે કામ મળશે, અને દરરોજ વધારે ને વધારે દરિદ્ર થતા જતા આપણા દેશના ધનમાં કરોડોની વૃદ્ધિ થશે.

આમ સ્પષ્ટ થાય છે કે આજે આપણે ત્યાં જેટલા સ્વદેશી સંઘો કામ કરી રહ્યા છે એ બધાને પહોંચે એટલું અને એથીયે વધારે કામ આપણી આગળ પડ્યું છે. એમાં લાભ તો દેખીતો છે જ, અને રસ પણ ભર્યો છે. મહાસભાની કાર્યવાહક સમિતિના સ્વદેશી વિષેના ઠરાવમાં ઉપર લખ્યું એ બધું તથા એ ઉપરાંત બીજું ઘણું આવી જાય છે. આપણા દેશમાં કેટલીયે નવું ઉત્પન્ન કરવાની શક્તિ કેટલા મોટા પ્રમાણમાં પડી છે તે શક્તિનો પણ આ દિશામાં પૂરેપૂરો ઉપયોગ થઈ શકશે.

હરિજનબંધુ, ૧૨-૮-૧૯૩૪

૩

# સાચું સ્વદેશી

તા. ૧૨મી ઑગસ્ટના 'હરિજનબંધુ'માં મેં સ્વદેશી વિષે જે લખ્યું છે તેના અનુસંધાનમાં અહીં લખવા ઇચ્છું છું. હરિજનાના ખાસ ધંધાઓનો વિચાર કરીએ. હરિજનોમાં બે હજારથી વધારે નાતો છે એમાં અર્થ રહેલો છે. ઘણીખરી નાતો તેમના જુદાજુદા ધંધા — ટોપલા બનાવવા, સાવરણી બનાવવી, દોરડાં વણવાં, જાજમ વણવી, વગેરે — ની સૂચક હોય છે. એની જો પૂરી યાદી બનાવવામાં આવે તો એ યાદી જબરદસ્ત થાય. એ ધંધા એવા છે જેને કાં તો ઉત્તેજન આપવું જોઈએ, અથવા જો તે નકામા હોય કે એમાં ખોટ જ જતી હોય તો તેનો ઇરાદાપૂર્વક નાશ કરવો જોઈએ. પણ એ ધંધામાં નફો થાય છે કે ખોટ આવે છે, એ નકામા છે કે ઉપયોગી છે, એ નક્કી કોણ કરે? જો કોઈ સાચો સ્વદેશી સંઘ હોય તો આ અગણિત ઉદ્યોગો વિષે ખરી હકીકત શોધી કાઢવાનું અને આ કારીગરોના હિતમાં રસ લેવાનું એ સંઘનું કામ રહે. હું જે 'નીલ-કાલ' શાહીથી લખું છું તે તેનાલી (આંધ્ર)થી આવે છે. એ કામમાંથી બારેક માણસનો નિભાવ થાય છે. મુસ્કેલીઓનો પાર નથી છતાં કામ આગળ વધતું જાય છે. બીજા કામ કરનારાઓએ મને શાહીના બીજા ત્રણ નમૂના મોકલેલા. એ બધા તેનાલીના મંડળની પેઠે માંડમાંડ

નભી રહ્યા છે. મને એ વસ્તુમાં રસ પડચો. મેં એ લોકો જોડે પત્રવહેવાર શરૂ કર્યો. પણ એમને એથી વધારે મદદ મારાથી ન થઈ શકી. સ્વદેશી સંઘ તો આ શાહીના નમૂનાઓની શાસ્ત્રીય રીતે પરીક્ષા કરે, એમાં રસ્તો બતાવે, અને સૌથી સારી જાત હોય તેને ઉત્તેજન આપે. આ સારો ને વિકાસ પામતો ઉદ્યોગ છે; એટલે એની પાછળ રસાયણશાસ્ત્રના જ્ઞાનનો ઉપયોગ થવાની જરૂર છે.

કાનપુરમાં એક માણસે એના મિત્રે પાસેના ગામડામાં તૈયાર કરેલા કાગળના નમૂના મોકલ્યા હતા. એ કામ કેમ ચાલે છે એની મેં પૂછપરછ કરી. એમાં નવ માણસનો નિભાવ થાય છે. કાગળ મજબૂત ને ચકચકાટવાળા હતા. છતાં એના પર સારી રીતે લખી શકાય એમ નહોતું. એની બનાવટ પાછળ રોકાયેલા માણસોને માંડ પેટિયું મળી રહે છે. જે માણસની કારીગરીથી એ કામ ચાલે છે તે જિંદગીને કાંઠે આવીને ઊભેલો છે. આ કામને જો યોગ્ય રસ્તે ચડાવવામાં નહિ આવે તો એ આખું કામ પેલા માણસની જોડે મરી જશે. મને કહેવામાં આવ્યું કે જો માલની પૂરતી માગ હોય તો એ કાગળ મિલમાં બનેલા કાગળના જેટલી જ કિંમતે આપી શકાય. કાગળની નિત્ય વધતી જતી માગને હાથે બનાવેલા કાગળ કદી પહોંચી ન શકે એ હું જાણું છું. પણ સાત લાખ ગામડાં ને તેના ઉદ્યોગો પ્રત્યે પ્રેમ રાખનારાઓને હાથે બનાવેલા કાગળ જો સહેજે મળી શકતા હોય તો તે વાપરવા તેમને હમેશાં ગમે. હાથની બનાવટના કાગળ વાપરનારા જાણે છે કે એમાં જે ખૂબી છે તે સંચાની બનાવટના કાગળમાં નથી હોતી. પ્રખ્યાત અમદાવાદી કાગળથી કોણ અજાણ્યું હોય?

ટકાઉપણા કે સુંવાળપમાં કયા મિલની બનાવટના કાગળ અમદાવાદી કાગળથી ચડી જાય? જૂની ઢબના ચોપડા હજુ એ જ કાગળના બનાવવામાં આવે છે. પણ એવા બીજા ઘણા ઉદ્યોગોની જેમ આ ધંધો પણ ઘણું કરીને મૃતપ્રાય દશામાં હશે. જો એને જરાક ઉત્તેજન મળે તો એ કદી નાશ ન પામે. એના ઉપર જો દેખરેખ રખાય તો એ બનાવવાની ક્રિયાઓમાં સુધારો થાય, અને આ હાથબનાવટના કેટલાક કાગળમાં જે ખામીઓ દેખાય છે તે સહેલાઈથી દૂર થઈ શકે. આવા નાના નાના ઉદ્યોગો જેને વિષે આપણને કશી ભાળ નથી તેમાં રોકાયેલાં અગણિત માણસોની આર્થિક સ્થિતિની તપાસ થવી જોઈએ. જે રસ્તો બતાવાય તે રસ્તે ચાલવા અને આપેલી સલાહ માનવા તેઓ અવશ્ય તૈયાર થશે, એટલું જ નહિ પણ જેઓ તેમના કામમાં રસ લેશે તેમના અહેસાન માનશે.

હું માનું છું કે સાચા સ્વદેશીનું આ ક્ષેત્ર કેવું ઉત્તમ અને અણખેડેલું છે એ બતાવવાને મેં પૂરતાં દૃષ્ટાંતો આપ્યાં છે. એના અમર્યાદ વિકાસને માટે અવકાશ છે. એમાં કંઈ પણ મૂડી રોકયા વિના દેશમાં નવી સંપત્તિ પેદા થઈ શકશે, અને જે લોકો આજે ધંધા વિના ભૂખે મરે છે તેમને પ્રામાણિકપણે ને આબરૂભેર કામ કરી ગુજારો મેળવવાનું સાધન મળી રહેશે.

હરિજનબંધુ, ૨૬-૮-૧૯૩૪

૪

# સ્વદેશી–જૂનું અને નવું

[ગાંધીજીના સ્વદેશી વિષેના લેખો વાંચીને ઘણા માણસો સ્વતંત્રપણે વિચાર કરતા થયા છે, અને જ્યાંસુધી ગાંધીજીને મનગમતી સ્વદેશીનું કામ ચલાવનારી સંસ્થા પેદા ન થાય ત્યાંસુધી એવો વિચાર ચાલુ રહેવો જ જોઈએ. અનેક મિત્રોએ ગાંધીજીને મળીને આ વિષે વાતો કરી છે. ગાંધીજીની સ્થિતિ વધારે સ્પષ્ટ થાય એ હેતુથી એ ચર્ચાનો સાર અહીં આપી દઉં છું. **મ. હ. દે.**]

સ૦—જૂના સ્વદેશી કરતાં આ નવું કઈ રીતે જુદું પડે છે?

જ૦—જૂનામાં માલ આ દેશમાં જ બનેલો હોય એટલી વસ્તુ પર ભાર દેવાતો. એ કઈ રીતે બનેલો છે, કોણે બનાવ્યો છે, અથવા એ માલ ખપવાનો સંભવ કેટલો છે, એનો વિચાર નહોતો થતો. મેં મોટા પાયા પર ચાલતા સંગઠિત ઉદ્યોગોને બાતલ કર્યા છે એનું કારણ એ નથી કે એ સ્વદેશી નથી; પણ એમને ખાસ મદદની જરૂર નથી. એ પોતાના પગ પર ઊભા રહી શકે એમ છે, અને અત્યારની જાગૃતિની દશામાં તો એના માલનો ઉઠાવ સહેલાઈથી થાય એવો છે. સ્વદેશીનું હવે આપવા ધારેલું રૂપ જો નવું હોય તો એ નવા સ્વરૂપમાં હું આપણા સ્વદેશી સંઘ પાસે એટલું જરૂર કરાવું કે તે તમામ ગ્રામઉદ્યોગોની ભાળ કાઢે ને તેમની શી દશા છે તેની તપાસ કરે. આપણે એવા કુશળ કારીગરો ને રસાયનશાસ્ત્રીઓ

મેળવીશું જેઓ પોતાના જ્ઞાનનો લાભ ગામડાંની પ્રજાને આપવાને તત્પર હોય. આપણે એ કુશળ શાસ્ત્રજ્ઞોની મારફતે ગામડાંના કારીગરોએ તૈયાર કરેલી વસ્તુઓની પરીક્ષા કરાવીશું, તેમને તેમના માલમાં સુધારા સૂચવીશું, અને તેઓ જો આપણી શરતો કબૂલ કરવા તૈયાર હશે તો એ માલ વેચી આપીશું.

સ૦—આપ એકેએક ગ્રામઉદ્યોગને હાથમાં લેશો ?

જ૦— એવું કંઈ નથી. હું તો એ એકેએકને તપાસું, ગ્રામજીવનમાં એને શું સ્થાન છે તે શોધી કાઢું, અને જો મને એમ જણાય કે એનામાં એવી યોગ્યતા છે કે એને ઉત્તેજન આપવું જ જોઈએ, તો હું એને ઉત્તેજન આપું. દાખલા તરીકે, ગામડાની સાવરણી મૂકીને એની જગાએ આધુનિક સાવરણી કે બ્રશ દાખલ થવા દેવાનું મને ન ગમે. હું કસ્તુરબાઈને ને ઘરની બીજી બહેનોને પૂછું કે બંને જાતની સાવરણીના ગુણ શા શા છે; બધી દૃષ્ટિએ હું લાભ તપાસું. એ રીતે જોતાં હું ધારું છુ કે ગામડાની સાવરણીને પસંદગી અપાવી જોઈએ, કેમકે એના ઉપયોગમાં સૂક્ષ્મ જીવજંતુ વિષે કોમળતા ને દયાભાવ રહેલાં છે; જ્યારે બ્રશ તો એ જીવજંતુનો ઘાણ કાઢી નાખે છે. આમ હું સાવરણીની પાછળ આખા જીવનની ફિલસૂફી જોઉં, કેમકે હું નથી માનતો કે સરજનહાર સૂક્ષ્મ કીટપતંગાદિ અને એની નજરે તો સૂક્ષ્માતિસૂક્ષ્મ જ એવાં મનુષ્યો વચ્ચે કશો ભેદભાવ રાખતો હોય. આ રીતે હું ગામડાંના બધી જાતના ઉદ્યોગધંધા, જે મરી જવાની અણી પર હોય અને જે યોગ્ય અને બીજી રીતે ઉપયોગી હોઈ ઉત્તેજનને પાત્ર હોય, તેને વીણી કાઢું, અને એ રીતે શોધો કરતો જાઉં. દાખલા તરીકે, આપણું નજીવું દાતણ જ લો.

મારી પાકી ખાતરી છે કે મુંબઈની પ્રજાના મોટા ભાગ પાસે તમે દાતણનો ઉપયોગ બંધ કરાવો તો તેમના દાંતને નુકસાન થયા વિના ન રહે. દાતણને બદલે નવા જમાનાનું ટૂથબ્રશ વપરાતું થઈ જાય એ કલ્પના જ મને અસહ્ય થઈ પડે છે. આ બ્રશ અસ્વચ્છ હોય છે. એક વાર વાપર્યાં પછી તેને ફેંકી દેવાં જોઈએ. એને સ્વચ્છ કરવાને તમે ગમે એટલી જંતુનાશક દવાઓ વાપરો, તોયે તાજાં બ્રશના જેવાં સાફ તો એ ન જ રહી શકે. પણ બાવળ કે લીમડાનું દાતણ તો એક વાર વાપર્યું કે ફેંકી દીધું. એ દાતણમાં દાંતનાં પેઢાંને મજબૂત કરવાનો ભારે ગુણ હોય છે. વળી એ જ દાતણની ચીર જીભ ઉપરથી ઊલ ઉતારવાને પણ કામ લાગે. હિંદુસ્તાનના દાતણ જેવી સ્વચ્છ વસ્તુ તો પશ્ચિમે હજુ શોધવાની રહી છે. તમને ખબર નહિ હોય કે દક્ષિણ આફ્રિકાનો એક ડૉક્ટર એવો દાવો કરતો હતો કે બાંટુ જાતના ખાણવાળાઓ પાસે દાતણનો આગ્રહપૂર્વક ઉપયોગ કરાવીને તેણે તેમનામાં ક્ષય ફેલાતો અટકાવ્યો હતો. આજકાલનાં ટૂથબ્રશ હિંદુસ્તાનમાં બનેલાં હોય તોયે હું તેની જાહેરાત ન થવા દઉં. હું દાતણ પ્રત્યેનો મારો પક્ષપાત જાહેર કરું. આ સો ટકા સ્વદેશી છે. હું એની સંભાળ રાખું તો બાકીની ચીજો તો પોતાનું સંભાળી લેશે. મારી પાસે કાટખૂણાની વ્યાખ્યા માગો તો તે હું સહેલાઈથી આપી શકું. પણ ૧ અને ૧૮૦ અંશ વચ્ચેના જેટલા ખૂણા તમે બનાવી શકો તે બધાની વ્યાખ્યા તમે મારી પાસે નહિ માગતા. મને જો કાટખૂણાની વ્યાખ્યા આવડતી હોય તો હું મારે જોઈએ તેવો ખૂણો બનાવી શકું. 'સ્વદેશી' એ શબ્દમાં જ એની બુલંદ વ્યાખ્યા આવી જાય છે, છતાં મારા

સ્વદેશીને મેં 'સો ટકા સ્વદેશી' કહ્યું છે, કેમકે આજે સ્વદેશીમાં બીજી ભેળસેળ થઈ રહી છે એવો મને ભય છે. સેવાની ગમે એટલી અખૂટ ઇચ્છા રાખનારને પણ સો ટકા સ્વદેશીમાં એ ઇચ્છા તૃપ્ત કરવાનો અવકાશ રહેલો છે, અને એમાં દરેક પ્રકારની બુદ્ધિનો ઉપયોગ થઈ શકે એમ છે.

સ૦ — આ સ્વદેશીને અંતે આપ સ્વરાજ જુઓ છો?

જ૦ — કેમ નહિ? એક વાર મેં કહેલું કે રેંટિયામાં સ્વરાજ છે. પછી કહ્યું કે દારૂનિષેધમાં સ્વરાજ છે. એ જ રીતે હું કહું કે સો ટકા સ્વદેશીમાં સ્વરાજ રહેલું છે. પેલા આંધળાઓએ હાથી જોયો એના જેવી તો આ વાત છે જ. એ બધા આંધળાનું કહેવું સાચું હતું, છતાં પૂરેપૂરું સાચું નહોતું. આપણે જો આપણી બધી સાધનસામગ્રીને ખપમાં લઈએ તો મારી પાકી ખાતરી છે કે હિંદુસ્તાન જેમ એક કાળે હતો તેમ ફરી પાછો સમૃદ્ધમાં સમૃદ્ધ દેશ બને. આપણે જો આળસને તિલાંજલિ આપીએ અને કરોડોના નવરાશના વખતનો સદુપયોગ કરાવીએ તો એ જૂની જાહોજલાલી જરૂર પાછી લાવી શકીએ. આપણે કરવાનું તે તો એટલું જ કે આપણે યંત્રના જેવા ઉદ્યમી નહિ પણ મધમાખના જેવા ઉદ્યમી બનવું. તમને ખબર છે હું આજકાલ 'નિર્દોષ મધ'ની જાહેરાત કરી રહ્યો છું?

સ૦ — એ વળી શું છે?

જ૦ — શાસ્ત્રીય રીતે મધમાખ ઉછેરનારાઓએ શાસ્ત્રીય રીતે કાઢેલું મધ. એ લોકો મધમાખોને પાળે છે ને પછી એમને મારી નાખ્યા વિના મધ ભેગું કરે છે. તેથી હું એને નિર્દોષ

અથવા અહિંસક મધ કહું છું. એ ધંધો ઘણો વધી શકે એવો છે.

સ૦ — પણ આપ એને પૂર્ણપણે અહિંસક કહી શકો ખરા? જેમ વાછડાનું દૂધ પડાવી લઈએ છીએ તેમ આમાં મધમાખીનું મધ પડાવી લેવામાં આવે છે.

જ૦ — સાચું. પણ દુનિયાનું કામ એમ અણિશુદ્ધ તર્કથી જ નથી ચાલતું. આપણે જીવીએ છીએ એમાં જ કેટલીક હિંસા રહેલી છે. આપણે તો જેમાં ઓછામાં ઓછી હિંસા થતી હોય એવો રસ્તો લેવો રહ્યો. અનાજ ખાઈએ છીએ એમાં પણ હિંસા છે, ખરું કે નહિ? એ જ પ્રમાણે જો મારે મધ જોઈતું જ હોય તો મારે મધમાખ જોડે મિત્રભાવ રાખવો જોઈએ, અને તે જેટલું મધ આપી શકે તેટલું તેની પાસેથી લેવું જોઈએ. વળી શાસ્ત્રીય રીતે મધમાખને ઉછેરવામાં આવે છે તેમાં એનું મધ પૂરેપૂરું તો પડાવી લેવામાં નથી જ આવતું.

હરિજનબંધુ, ૩૦-૯-૧૯૩૪

## ૫

# એનો મર્મ

એક મિત્રે થોડા દિવસ પર લખેલું કે 'ગ્રામઉદ્યોગના કામની તમારી શી કલ્પના છે એનું પૂરું ચિત્ર મારી દૃષ્ટિ આગળ ખડું થતું નથી.' એ સારો પ્રશ્ન હતો. એ પ્રશ્ન ઘણાનાં મનમાં ઊઠયો હશે. તેથી એ મિત્રને લખેલા જવાબનો સારાંશ અહીં આપું છું:

"આ બધાનો સાર એ છે કે ગામડાંમાં બનતી હોય એવી જ ચીજો આપણે ખરીદવી ને એટલી જ વાપરીને ચલાવવું. એ ચીજોની બનાવટ અણઘડ પણ હોય. એ લોકોને એમની કારીગરીમાં સુધારા કરવાને આપણે સમજાવી જોવા. પરદેશી ચીજો કે શહેરોમાં એટલે કે મોટાં કારખાનાંમાં બનતી ચીજો ચડિયાતી હોય એટલા માટે ગામડાંની ચીજોને ફેંકી દેવી કે એની સામે જ ન જોવું એ બરાબર નથી. બીજા શબ્દોમાં કહીએ તો, ગ્રામવાસીમાં જે કલા ને સર્જન-શક્તિ રહેલી છે તેને આપણે જાગૃત કરવી જોઈએ. આપણે માથે એમનું જે દેવું છે તે કંઈક અંશે પણ ફેડવાનો આ એક જ રસ્તો છે. આવા પ્રયત્નમાં આપણને કદી પણ સફળતા મળશે કે નહિ એ વિચારથી આપણે ભડકી જવાની જરૂર નથી. આપણા જમાનામાં જ આપણે એવા પ્રસંગો યાદ કરી શકીએ છીએ કે જ્યારે અમુક કામ રાષ્ટ્રની પ્રગતિને

માટે થવું જ જોઈએ એમ જાણ્યા પછી આપણે વિઘ્નોથી અને મુસીબતોથી ડર્યા કે હાર્યા વિના આગળ ધપ્યા છીએ. તેથી, જો આપણે પોતે માનતા હોઈએ કે આપણે જીવવું હોય તો હિંદુસ્તાનના ગ્રામઉદ્યોગોને ફરી સજીવન કર્યે જ છૂટકો છે, આપણે માનતા હોઈએ કે એ રીતે જ આપણે અસ્પૃશ્યતાની જડ ઉખાડી શકીશું અને સર્વ કોમ અને સર્વ ધર્મના મનુષ્યો સાથે એકતા અનુભવી શકીશું, તો આપણે આપણાં મનને પાછાં ગામડાં તરફ વાળવાં જોઈએ, અને એમને શહેરી જીવનનું અનુકરણ કરવાનો ઉપદેશ કરવાને બદલે આપણે ગ્રામજીવનને આદર્શરૂપ ગણીને તેને છાજે એવી રહેણી રાખવાનો પ્રયાસ કરવો જોઈએ. આ મનોવૃત્તિ જો સાચી હોય તો આપણે પંડથી જ આરંભ કરીશું અને, દાખલા તરીકે, મિલના બનાવેલા કાગળને બદલે હાથના બનાવેલા કાગળ વાપરીશું; બની શકે ત્યાં બધે ફાઉન્ટનપેન, ટાંક કે હોલ્ડરને બદલે બરુની કલમ વાપરીશું; મોટાં કારખાનાંમાં બનેલી શાહીને બદલે ગામડામાં બનેલી શાહી વાપરીશું. આ જાતનાં ઘણાં દૃષ્ટાંતો આપી શકાય. ઘરમાં રોજના વાપરની એવી એકે ચીજ ભાગ્યે જ હશે જે ગ્રામવાસીઓ અગાઉ બનાવતા નહોતા, ને જે તેઓ આજે પણ બનાવી શકતા ન હોય. જો આપણે આપણી મનોદશા બદલીએ અને એમના તરફ દૃષ્ટિ સ્થિર કરીએ તો આપણે તરત જ ગ્રામવાસીઓનાં ગજવાંમાં કરોડો રૂપિયા મૂકી દઈએ. આજે તો આપણે ગામડાંને શોષી રહ્યા છીએ, ને બદલામાં એમને કશું આપતા નથી. આ પાયમાલી આગળ વધતી હવે અટકાવવી જોઈએ. અસ્પૃશ્ય ગણાતા લોકો

વિષેની આભડછેટની ભાવના નાબૂદ થાય એ કરતાં ઘણો વિશાળ અસ્પૃશ્યતાનિવારણની હિલચાલનો અર્થ મારા મનમાં તો ઊગવા લાગ્યો છે. નગરવાસીને મન ગામડાં અસ્પૃશ્ય બની ગયાં છે. તેને ગામડાંનો પરિચય નથી, તે ગામડાંમાં રહેવા તૈયાર નથી, અને તેને રહેવા જવું જ પડે તો ત્યાં પણ તે શહેરી રહેણીએ જ રહેવા ઇચ્છશે. ૩૦ કરોડ માણસોને સમાવી શકે એવાં શહેરો આપણે રચી શકીએ તો શહેરવાસીની ઉપર વર્ણવી તેની મનોદશા યોગ્ય ગણાય. ગ્રામઉદ્યોગોને સજીવન કરવા, અને જે વધતી જતી ગરીબાઈ બીજા કોઈ કારણના જેટલી જ પરાણે આવી પડેલી બેકારીને પણ આભારી છે તે ગરીબાઈને અટકાવવી, એ કામના કરતાં એટલાં બધાં શહેરો વસાવવાનું કામ તો ઘણું વધારે અશક્ય છે.”

હરિજનબંધુ, ૨૫-૧૧-૧૯૩૪

૬

# ગ્રામઉદ્યોગ સંઘ અને મહાસભા

[ "સ્વદેશીનું કામ આગળ વધારવાનો દાવો કરનારાં મંડળો આખા દેશમાં મહાસભાવાદીઓની મદદથી તેમ જ મદદ વિના ઊગી નીકળ્યાં છે તેથી, અને સ્વદેશીના સાચા સ્વરૂપ વિષે પ્રજાના મનમાં ઘણો ગોટાળો ઉત્પન્ન થયો છે તેથી, અને મહાસભાનું ધ્યેય તેના ઉત્પત્તિકાળથી આમવર્ગ સાથેની આત્મીયતા વધારતા રહેવાનું હોવાથી, અને ગ્રામપુનર્ઘટના અને નવરચના એ મહાસભાના રચનાત્મક કાર્યનું એક અંગ હોવાથી, અને એવી નવરચનામાં હાથકંતામણના મુખ્ય ઉદ્યોગ ઉપરાંત મરેલા કે મરતા ગ્રામઉદ્યોગોને સજીવન કરવાનો ને ઉત્તેજન આપવાનો સમાવેશ થઈ જતો હોવાથી, અને આ કામ હાથકંતામણની નવરચનાની પેઠે મહાસભાની રાજદ્વારી પ્રવૃત્તિઓથી અલિપ્ત અને સ્વતંત્ર રહીને એકાગ્રતાથી અને ખાસ પ્રયત્ન કરીને જ થઈ શકે એવું હોવાથી, આ ઠરાવથી શ્રી. કુમારાપ્પાને ગાંધીજીની સલાહ અને દેખરેખ તળે રહીને મહાસભાની પ્રવૃત્તિના એક અંશ તરીકે 'અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ' નામનો સંઘ સ્થાપવાની સત્તા આપવામાં આવે છે. આ સંઘ સદરહુ ઉદ્યોગોના પુનરુદ્ધાર અને ઉત્તેજન માટે, તથા ગામડાંની નૈતિક તેમ જ શારીરિક પ્રગતિ માટે પ્રયાસો કરશે, અને તેને પોતાનું બંધારણ ઘડવાની, નાણાં ઉઘરાવવાની, તથા તેના ઉદ્દેશની સિદ્ધિને સારુ જે જે કામો કરવાં પડે તે કરવાની સત્તા રહેશે."

ગઈ તા. ૨૪મીએ મુંબઈમાં મહાસભાની વિષયવિચારિણી સમિતિ સમક્ષ ઉપલો ઠરાવ રજૂ કરતાં ગાંધીજીએ જે ભાષણ કરેલું તેનો મુખ્ય ભાગ નીચે આપ્યો છે. ]

## ગામડાંની કંગાલિયત

આ વરસે હું હરિજનયાત્રા કરતો હતો તે વખતે મારી પાસે ઘણા લોકો આવીને પોતાની મુસીબતો સંભળાવતા હતા. એ યાત્રામાં મેં જેટલું ભ્રમણ કર્યું તેટલું ક્યારેય નથી કર્યું. અને ઉત્કલમાં તો પદયાત્રા હતી એટલે અસાધારણ અનુભવ મળ્યો. સાત લાખ ગામડાંમાં બેકારીનો પાર નથી, લોકો ખેતી ઉપર જીવે છે, લાખો લોકોને ખેતીમાં નુકસાન પહોંચે છે. અને આજની વાત શું કરીએ! આજે ખેડૂતો બીજ જેટલું પણ પેદા નથી કરતા. આજના જેટલી કંગાલિયત બીજે ક્યાંયે નહિ હોય. એ કારણે પણ લોકોએ લાખોનું સોનું કાઢી નાંખ્યું. એનાં રાજકીય કારણો તો છે જ, પણ લોકોની લાચારી એ પણ કારણ હતું. એ બેકારીમાંથી રેંટિયાની ઉત્પત્તિ રહેલી છે. હિંદુસ્તાન સિવાય બીજો એકે દેશ એવો નહિ હોય કે જ્યાં લોકો કેવળ ખેતી ઉપર નિભાવ કરતા હોય. મધુસૂદન દાસે કહેલું કે ગ્રામવાસીઓને વધારાનો ધંધો મળવો જ જોઈએ. તેમણે જર્મની જઈને ચામડાંનો ધંધો શીખી લીધો હતો. એમનું એક વાક્ય મને યાદ રહી ગયું છે કે હમેશાં બળદની જોડે કામ કરનારની અક્કલ પણ બળદ જેવી હોય. આપણા ખેડૂતો કામ ખોઈ બેઠા ને તેમનામાં જડતા આવી.

## બેકારીનો ઇલાજ

સોશિયાલિસ્ટનું એક છાપું મારા હાથમાં કોઈ ભાઈ મૂકી ગયા હતા. એમાં એક સરસ લેખ છે. એમાં લખ્યું છે કે હિંદુસ્તાનના લોકો પશુ જેવા થઈ રહ્યા છે, દસ વરસ પર

દેશમાં અનેક ઉદ્યોગો હતા તેને બદલે હવે લોકો ખેતી ઉપર જ આધાર રાખતા થઈ ગયા છે, ને તેથી બેકારી અનેકગણી વધી છે. મેં તો એમાંથી એ સાર કાઢ્યો કે એ બેકારીને માટે શો ઇલાજ શોધી શકાય ? એનો વિચાર કરતાં સ્વદેશીનું શુદ્ધ સ્વરૂપ મારી આગળ આવ્યું. કેવળ ખાદીમાંથી ૨,૨૦,૦૦૦ કાંતનારીને કામ આપીએ છીએ. એમને દશ વરસમાં પોણો કરોડ રૂપિયા આપી દીધા છે. એ કામની દેખરેખ રાખવાને માટે મધ્યમવર્ગના ૧,૧૦૦ માણસો છે, તેમને એમાંથી રોટી મળે છે. આ લોકોની મારફતે એ પૈસા વહેંચાયા છે. આ કામ ૫ થી ૬ હજાર ગામોમાં ચાલી રહ્યું છે. એમાં ૨૦ લાખથી વધારે મૂડી રોકાયેલી નથી.

પણ એટલાથી હિંદુસ્તાનની પૂરેપૂરી બેકારી ન જાય. સુતારની જ વાત કરું. આપણે ત્યાંના સુતારો એક વખતે સુંદર કારીગરો હતા. આજે એમને એ કારીગરી આવડતી નથી. આજે તો ગામડાંના સુતાર રેંટિયો પણ બનાવી શકતા નથી. બિહારની જ વાત કરું. ત્યાં ખેતરોમાં રેતીના ઢગ જામી ગયા છે ને ખેતી અશક્ય થઈ ગઈ છે. ત્યાંના ભૂખે મરતા લોકોને ભિક્ષાન્ન ન આપતાં કામ કરાવવા સારુ રેંટિયા આપવાનું નક્કી કર્યું. પણ તે રેંટિયા લાવવા ક્યાંથી ? ત્યાંના સુતારો તો એ ન બનાવી શક્યા.

આપણા દેશમાં શહેરોમાં તો ત્રણ જ કરોડની વસ્તી છે. બાકીના ૩૨ કરોડ તો દસ હજારથી ઓછી વસ્તીવાળાં ગામોમાં વસે છે. તેમનો આપણે કદી ખ્યાલ જ નથી રાખ્યો. તેઓ શું ખાય છે, શું પીએ છે, શો ધંધો કરે છે એનો વિચાર ન કરતાં આપણે તો તેમના ખભા પર ચડી બેઠા

છીએ. એ લોકોને અર્થે તમને રેંટિયો ચલાવવાનું કહું છું તે પણ તમને ગમતું નથી. હવે ચરખા સંઘ એ લોકોને રેંટિયો પહોંચાડે છે, પણ તે પછી જે કામ બાકી રહે છે તે આ નવું મંડળ કરશે. રેંટિયા સિવાયના બાકીના ઉદ્યોગો જે લોકો ઘેર બેઠે કરી શકે તેની આ મંડળ તપાસ કરશે; જે ઉદ્યોગોનો પુનરુદ્ધાર થઈ શકે એવો હશે તેનો પુનરુદ્ધાર કરશે; જે વસ્તુઓ બનતી હશે તે વધારે સારી કેમ બની શકે એના ઉપાયો યોજશે; અને કઈ ચીજો પેદા નવી કરી શકાય તેની શોધખોળ કરશે. આ કામ વાટે તે ગરીબ લોકોનાં ગજવાંમાં થોડાક વધારે કરોડ રૂપિયા પહોંચાડશે. રેંટિયા વિષે મેં અપેક્ષા રાખેલી એવો રસ તમે લીધો નથી. પરદેશી કાપડ પાછળ જે સાઠ કરોડ રૂપિયા પરદેશ જાય છે તે રેંટિયા ને ખાદી વાટે બચાવી લેવાની કલ્પના હતી, પણ તે ફળીભૂત થઈ શકી નથી.

હવે આ ઠરાવ પૂછે છે કે તમે કાંતો નહિ તો આટલું સ્વદેશીનું કામ કરો ખરા કે નહિ? આ કામ તમને પસંદ હોય તો જ આ ઠરાવ પાસ કરજો. આમાં મારી સાથે સોદો કરવાનો નથી.

## રાજ્યપ્રકરણથી અલિપ્ત

આ મંડળનો મહાસભા સાથે એવો જ સંબંધ રહેશે જેવો ચરખા સંઘનો છે. ચરખા સંઘને શંકરલાલ, જમનાલાલજી વગેરે ચલાવે છે છતાં મહાસભા એના કામની તપાસ કરી શકે છે. કુમારપ્પા પણ મહાસભાના જ માણસ છે. તેઓ અત્યારે બિહારમાં આપણા લાખો રૂપિયાનો હિસાબ રાખે છે. મહાસભાએ સરકારે હિંદને માથે નાંખેલા દેવાની તપાસ કરવા સમિતિ નીમેલી તેના એ મંત્રી હતા. એ 'ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ'

છે. તેમણે ભારે ત્યાગ કરેલો છે. એમને પૈસાની ઝંખના નથી. તેમને આવા કામમાં રસ છે. મેં તેમની સાથે વાત કરી છે ને તેમણે મારી દેખરેખ નીચે આ કામ કરવાનું કબૂલ કર્યું છે.

હું આ કામ રાજદ્વારી દૃષ્ટિએ નથી કરવા માગતો, પણ ગરીબ બેકાર ગ્રામવાસીઓને બે પૈસા મળે એ માટે કરવા માગું છું; તેથી હું એને રાજ્યપ્રકરણથી અલિપ્ત રાખવા ઇચ્છું છું. તમને જાણીને આશ્ચર્ય થશે કે બે લાખ વીસ હજાર કાંતનાર, વીસ હજાર પીંજનાર, અને વીસ હજાર વણકર જેને ચરખા સંઘ કામ આપે છે તેમાંથી કોઈ જ મહાસભાના સભ્ય નથી. મહાસભાના બંધારણમાં સૂતરનો મતાધિકાર પણ છે, તેથી તેઓ ધારે તો સભ્ય થઈ શકે, પણ અમે એને માટે પ્રયત્ન કર્યો જ નથી. એમ કરવાથી પણ તેઓ આપણા રાજકીય કામથી અજાણ તો નથી જ રહેવાના. પણ તેઓ જાણે કે આપણે તો એમની સેવા કરવાને જ ગયા છીએ, રાજ્યપ્રકરણમાં એમનો ઉપયોગ કરી લેવાના ઇરાદાથી ગયા નથી. આ ઠરાવથી મહાસભાને માથે પૈસાની જવાબદારી તો આવતી જ નથી; માત્ર મહાસભાનું નામ જ જોઈએ છે. આ વસ્તુ જો તમને ગમતી હોય તો તમે આ ઠરાવને સ્વીકારી લેશો.

[ આ ઠરાવ પર કેટલાક સુધારા આવ્યા ને કેટલીક ચર્ચા થઈ, તે પછી તે ચર્ચાનો જવાબ આપતાં ગાંધીજીએ કહ્યું : ]

## નીતિના અવિરોધી ધંધા

એક ભાઈએ એવો સુધારો રજૂ કર્યો છે કે ઠરાવમાંથી 'મરેલા ને મરતા' એ શબ્દ કાઢી નાંખવા. આ ઠરાવનો

અર્થ એવો નથી કે બીજાની દરકાર નહિ જ કરીએ. જે મરી ગયા છે કે મરવા બેઠા છે તેને સજીવન કરવા એ તો વધારાનું કામ છે.

બીજો સુધારો 'નૈતિક તેમ જ શારીરિક પ્રગતિ' એ શબ્દો કાઢી નાંખવાનો છે. એ શબ્દો એટલા માટે છે કે આ ઠરાવનો ઉદ્દેશ કેવળ ગ્રામવાસીઓને પૈસા આપવાનો જ નથી, પણ તેમની નીતિની રક્ષા કરવાનો પણ છે. કોઈ માણસ દારૂતાડીનો ધંધો કરતો હોય તો તેને તે છોડી બીજો ધંધો લેવા સમજાવીશું. આપણે તો ખુદાઈ ખિદમતગાર બનીને એમની પાસે જઈશું. હું તો બધા ધંધાની તપાસ કરવા ઇચ્છું છું. ને તે કેવળ અર્થશાસ્ત્રીની દૃષ્ટિએ નહિ. એ લોકોની બધી જાતની સ્થિતિની તપાસ કરવી રહેશે. એમાં શિક્ષક, ડૉક્ટર સૌની મદદ તો હું લેવાનો જ છું.

આ સંસ્થાને મહાસભાના રાજ્યપ્રકરણથી અલગ રાખી છે એની પાછળ ખાસ ઉદ્દેશ રહેલો છે. રાજ્યપ્રકરણની સ્થિતિ ગમે તેવી હોય તોયે આ કામ તો ચાલતું જ રહેવું જોઈએ. આપણે એ લોકોની પાસે જઈએ છીએ તે એમની સેવા કરવા માટે જઈએ છીએ; એમના કાનમાં આપણે રાજ્ય-પ્રકરણની વાત નહિ ફૂંકીએ. આપણે તો એમનાં શરીર સારાં કરવા, એમને રોગમુક્ત કરવા, એમને ગંદકીમાંથી છોડવવા, તેમને ઉદ્યમે લગાડી તેમની બેકારી ટાળવા જઈએ છીએ. આ જો આપણો હેતુ હોય તો આપણે એમાં રાજ્યપ્રકરણને ઘુસાડી નથી શકતા. મહાસભા ગેરકાયદેસર હતી ત્યારે પણ ચરખા સંઘ ગેરકાયદેસર નહોતો ઠર્યો ને એનું કામ ચાલતું રહ્યું. છતાં એ મહાસભાની જ સંસ્થા છે. પણ એ મહાસભાના

રાજ્યપ્રકરણથી અળગી રહે છે. તેવી જ સ્થિતિ આ નવા સંઘની રહેશે.

કરાંચીમાં મેં આવી જ વાત કરી હતી. તે દિવસે મારો વિરોધ કરનારા પાછળથી મને કહેતા હતા કે તમારી વાત સાચી હતી. મેં તે વખતે અસ્પૃશ્યતાનિવારણ સમિતિ ને દારૂનિષેધ સમિતિને મહાસભાના રાજ્યપ્રકરણથી અળગી કરવાની સલાહ આપેલી, ને તે સાચી સલાહ હતી. એક ભાઈએ કહ્યું કે કુમારાપ્પા અને કંપની આ કામ કરશે પછી મહાસભાવાદીઓ માટે શું કામ રહેશે? એવું તો બિલકુલ નથી. એમાં તો એકેએક મહાસભાવાદી જેને આ વસ્તુ વિષે આસ્થા છે તેને માટે સ્થાન રહેશે. આજે ચરખા સંઘમાં ૧,૧૦૦ સેવકો કામ કરે છે એ બધા મહાસભાવાદી જ છે.

## સાચો સમાજવાદ

ભાઈ ગોવિંદ સહાએ કહ્યું છે કે હું પુરાણા યુગની વાત કરું છું, હું યંત્રોનો કટ્ટો દુશ્મન છું. મારાં લખાણ એમણે વક્ર દૃષ્ટિએ વાંચ્યાં છે. મારી સામે આ રેંટિયો છે એ શું યંત્ર નથી? આપણે યંત્ર તો જોઈએ પણ આપણે એના ગુલામ નથી બનવું. ગુલામ તો એ આપણું બને. આપણું એટલે કે ગરીબોનું, ધનિકોનું નહિ. પૈસાદારોની પાસેથી હું ગરીબોને માટે પૈસાની મદદ લઉં છું; પણ કોઈ મિલમાલિક કે લોખંડનો કારખાનદાર મને પાંચ હજાર રૂપિયા આપે તેથી શું હું તેને મદદ કરવાનો છું? જે આપે તે તો એમ સમજીને આપે કે ગરીબો પાસેથી આપણે ઘણું લીધું છે તો થોડું એમના કામ માટે આપીએ. આમ કરીને હું તો ધનિકોને લૂંટું છું. કેટલાક કહે છે કે હું ધનિકોનો દલાલ છું. હું તો

મજૂર છું. મેં મજૂરોની સાથે મજૂરી કરી છે. હું તેમની સાથે રહ્યો છું. મેં તેમની સાથે ખાધુંપીધું છે. હું મજૂરોનો પ્રતિનિધિ હોવાનો દાવો કરું છું, ને તેમને માટે ધનિકો પાસેથી સહાયતા મેળવું છું. હું ૩૫ કરોડને યંત્રોના ગુલામ બનાવવા નથી ઇચ્છતો. હું એમાં સમાજવાદ નથી જોતો. સમાજવાદનો અર્થ હું તો એ કરું છું કે લોકો સ્વાવલંબી બને. તેમ કરવાથી જ તેઓ લૂંટાતા બંધ થઈ શકે. હું તો મજૂરોને સમજાવી રહ્યો છું કે મૂડીદાર પાસે સોનુંચાંદી છે તો મજૂરો પાસે હાથપગ છે, ને એ પણ મૂડી જ છે. મૂડીદારને મજૂર વિના ચાલવાનું નથી. કોઈ એમ ન સમજે કે આ સંઘ દ્વારા મૂડીદારોનું કામ કરી મજૂરોને ગુલામ બનાવવાની વાત છે. ઊલટું એથી તો એમને ગુલામીમાંથી બહાર કાઢવાના છે. સ્વાવલંબી બનાવવાની વાત છે. તેમાં ગુલામ બનાવવાની વાત શી રીતે હોઈ શકે? આ આખી યોજના પર મેં બહુ જ સારી રીતે વિચાર કર્યો છે, ને તે પછી જ તે રજૂ કરી છે. ગ્રામઉદ્યોગોને સજીવન કરવાનો આ જ એક રસ્તો છે, ને તેમાં હું તમારી મદદ માગું છું.

હરિજનબંધુ, ૨૮–૧૦–૧૯૩૪

## ૭

# ગામડાંના ઉદ્યોગ

મહાસભાએ ગામડાંના ઉદ્યોગો વિષે જે ઠરાવ પસાર કર્યો તેનો ઘડનાર હું છું, અને એ ઉદ્યોગોની ઉન્નતિ માટે જે સંઘ સ્થપાઈ રહ્યો છે તેનો એકમાત્ર સલાહકાર પણ હું છું; એટલે આ ઉદ્યોગો વિષે, અને એમાંથી પ્રજાનાં નીતિ અને આરોગ્યને જે લાભ થવાની આશા છે તેને વિષે મારા મનમાં જે વિચારો રમી રહ્યા છે તે પ્રજા આગળ મારે રજૂ કરવા જોઈએ.

આ વરસના આરંભમાં હું હરિજનયાત્રા નિમિત્તે મલબાર ગયો ત્યારે જ આ સંઘ સ્થાપવાના વિચારે નિશ્ચિત રૂપ લીધેલું. કોચીન રાજ્યના એક ખાદીસેવકની સાથે સહેજ વાત કરતાં કરતાં મને દેખાઈ આવ્યું કે શહેરના લોકોએ ગ્રામવાસીઓ પાસેથી જે વસ્તુ ક્રૂરતાથી ને અવિચારીપણે ઝૂંટવી લીધી છે તે વસ્તુ તેમને પાછી આપવાનો પ્રામાણિક પ્રયત્ન કરનાર એક સંઘ સ્થાપવાની અતિ આવશ્યકતા છે. ગ્રામવાસીઓમાં પણ સૌથી સજ્જડ ફટકો હરિજનોને પડ્યો છે. સામાન્ય ગ્રામવાસીઓને જે ઉદ્યોગો કરવાની છૂટ છે તેમાંથી થોડાક જ ઉદ્યોગ હરિજનો કરી શકે છે. તેથી જ્યારે એમના હાથમાંથી એમના ઉદ્યોગધંધા સરી પડે છે ત્યારે તેઓ જે પશુઓની સોબતમાં પોતે રાતદિવસ રહે છે તેના જેવા જ જડ, બુદ્ધિહીન ને નિસ્તેજ બની જાય છે.

પણ સામાન્ય ગ્રામવાસીઓ પણ આજે આથી કંઈ બહુ સારી સ્થિતિ ભોગવતા નથી. ધીમેધીમે તેમને ભોંય

ખણીને માંડ કોળિયા અનાજથી પેટનો ખાડો પૂરવાનો વખત આવતો જાય છે. આજે ઘણા ઓછાને ખબર હશે કે હિંદુસ્તાનનાં નાનાં ને વાંકાંચૂકાં ખેતરો ને ક્યારડામાં ખેતી કરવામાં ખેડૂતને નફો થવાને બદલે ચોખ્ખી ખોટ જાય છે. ગામડાંના લોકો મરવાને વાંકે જીવે છે. એમના જીવનમાંથી આશા, ઉત્સાહ, સ્ફૂર્તિ. ઉમંગ ઊડી ગયાં છે. તેઓ ભૂખમરાથી ધીમે મોતે મરી રહ્યા છે. એમના પર દેવાંના ઢગ વળી ગયા છે. શાહુકાર એમને પૈસા ધીરે છે, કેમકે ન ધીરે તો જાય ક્યાં? ન ધીરે તો તેના બધા પૈસા ડૂબે. આ ગામડાંના દેવાનો સુમાર ગમે એટલી તપાસ કર્યે કાઢી શકાય એમ નથી. તપાસો તો ઘણી ઝીણવટથી થઈ છે, છતાં એ વિષે આપણને નહિ જેવું જ્ઞાન મળ્યું છે.

ગામડાંના ઉદ્યોગોનો લોપ થાય તો હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંની પાયમાલી અધૂરી રહી હોય તો પૂરી થઈ જાય.

ગ્રામઉદ્યોગો વિષે મેં જે યોજનાની રૂપરેખા આપી છે તેના પર દૈનિક પત્રોમાં થયેલી ટીકાઓ મેં વાંચી છે. કેટલાકે મને એવી સલાહ આપી છે કે મનુષ્યની શોધકબુદ્ધિએ કુદરતની જે શક્તિઓને તાબે કરી છે તેનો ઉપયોગ કરવામાં આવે એમાં જ ગામડાંની મુક્તિ રહેલી છે. ટીકાકારો કહે છે કે પ્રગતિમાન પશ્ચિમમાં જેમ પાણી, હવા, તેલ અને વીજળીનો પૂરેપૂરો ઉપયોગ થાય છે તેમ આપણે પણ કરવો જોઈએ. તેઓ કહે છે કે આ ગૂઢ કુદરતી શક્તિઓ પર કાબૂ મેળવવાથી દરેક અમેરિકન ૩૩ ગુલામો રાખી શકે છે, એટલે કે ૩૩ ગુલામ પાસેથી મળે એટલું કામ આ શક્તિઓ પાસેથી લઈ શકે છે.

એ રસ્તે હિંદુસ્તાનમાં ચાલીએ તો હું બેધડકપણે કહું છું કે દરેક માણસને ૩૩ ગુલામ મળવાને બદલે આ દેશના એકેએક માણસની ગુલામી ૩૩ ગણી વધશે.

જે કામ કરવા ધાર્યું હોય તેને માટે પૂરતા માણસો હોય ત્યારે એ કામ સંચાથી લેવું એ સારું છે. પણ જેમ હિંદુસ્તાનમાં છે તેમ કામને માટે જોઈએ તે કરતાં વધારે માણસો પડેલાં હોય ત્યારે સંચા વાપરવાથી નુકસાન છે. થોડાક ચોરસ વાર જમીનનો ટુકડો ખોદવા માટે હું હળ ન વાપરું. આપણાં ગામડાંમાં ઊભરાઈ જતાં કરોડો માણસોને શ્રમની ચક્કીમાંથી ફુરસદ કેમ અપાવવી એ સવાલ આપણે ત્યાં નથી. આપણી સામે તો સવાલ એ છે કે એમને વરસમાં છ મહિના જેટલો વખત પરાણે આળસમાં ગાળવો પડે છે એ વખતનો ઉપયોગ કેવી રીતે કરવો. કેટલાકને સાંભળીને વિચિત્ર લાગશે, પણ હકીકત એ છે કે એકેએક મિલ ગામડાંની પ્રજાને ભયરૂપ છે, ને તેની રોજી પર તરાપ મારનાર છે. મેં આંકડા ઝીણવટથી ગણ્યા નથી, પણ એટલું તો કહી જ શકાય કે ગામડાંમાં બેસીને ઓછામાં ઓછા દસ મજૂરો જે કામ કરે છે તેટલું જ કામ મિલનો એક મજૂર કરે છે. બીજા શબ્દમાં કહીએ તો, ગામડાંના દસ માણસની રોજી છીનવીને આ એક માણસ ગામડામાં કમાતો તેના કરતાં વધારે કમાય છે. આમ કાંતવાની ને વણવાની મિલોએ ગામડાંના લોકોનું ગુજરાનું એક મોટું સાધન છીનવી લીધું છે. એ મિલો વધારે સારું ને સોંઘું કપડું તૈયાર કરતી જ હોય તોયે એ કંઈ ઉપલી દલીલનો જવાબ નથી. કેમકે એ મિલોએ જો હજારો મજૂરોનો ઉદ્યોગ છીનવી લઈ તેમને

બેકાર બનાવ્યા હોય તો સોંઘામાં સોંઘું મિલકાપડ ગામડાંમાં વણાયેલી મોંઘામાં મોંઘી ખાદી કરતાં મોંઘું છે. કોલસાની ખાણુમાં કામ કરનાર મજૂર જ્યાં વસે છે ત્યાં જ કોલસાનો ઉપયોગ કરી શકે છે, એટલે એને કોલસા મોંઘા પડતા નથી. એ જ રીતે જે ગ્રામવાસી પોતાના ખપ પૂરતી ખાદી બનાવી લે છે તેને તે મોંઘી પડતી નથી. પણ જો મિલોમાં બનેલું કાપડ ગામડાંના માણસોને બેકાર બનાવે છે, તો ચોખા ખાંડવાની ને આટો દળવાની મિલો હજારો સ્ત્રીઓની રોજી છીનવી લે છે, એટલું જ નહિ પણ સાટે આખી પ્રજાના આરોગ્યને હાનિ પહોંચાડે છે. જ્યાં લોકોને માંસાહાર કરવાનો વાંધો ન હોય ને એ આહાર પોસાતો હોય ત્યાં મેદાથી અને છડીને ચકચકતા કરેલા ચોખાથી કદાચ કંઈ નુકસાન ન થતું હોય; પણ હિંદુસ્તાનમાં જ્યાં કરોડો માણસો એવાં છે જેમને માંસ મળે તો તે ખાવામાં વાંધો નથી પણ જેમને માંસ જોવા મળતું નથી, ત્યાં તેમને પૂર્ણ ઘઉંનો આટો અને અણછડ ચોખામાં રહેલાં પૌષ્ટિક અને ચેતનદાયી તત્ત્વો ન મળવા દેવાં એમાં પાપ છે. હવે તો ડૉકટરોએ અને બીજાઓએ મળીને લોકોને મેંદો અને છડીછડીને ચકચકતા કરેલા ચોખા વાપરવાથી થતા નુકસાનનું ભાન કરાવવું જોઈએ.

મેં આ કેટલીક મોટી સહેજે નજરે ચડે એવી વાતો તરફ ધ્યાન ખેંચ્યું છે તે એમ બતાવવા માટે કે ગ્રામવાસીઓને કામ આપવું હોય તો તે યંત્રો વાટે ન બની શકે; પણ તેઓ અત્યાર સુધી જે ઉદ્યોગો કરતા આવ્યા છે તેને સજીવન કરવા એ જ એનો સાચો રસ્તો છે.

તેથી મારા અભિપ્રાય પ્રમાણે અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘનું કામ એ રહેશે કે જે ઉદ્યોગો અત્યારે હયાત છે તેમને ઉત્તેજન આપવું, અને જ્યાં શક્ય અને ઇષ્ટ હોય ત્યાં મરતા કે મરી ગયેલા ગ્રામઉદ્યોગોને ગામડાંની પદ્ધતિએ, એટલે કે ગ્રામવાસીઓ પોતાનાં ઝૂંપડાંમાં પરાપૂર્વથી કામ કરતા આવ્યા છે તે રીતે કરવા દઈને, સજીવન કરવા. જેમ હાથે લોઢવા, પીંજવા, કાંતવા, વણવાની ક્રિયાઓમાં ને ઓજારોમાં ઘણા સુધારા થયા છે તેમ ગ્રામઉદ્યોગોની પદ્ધતિમાં પણ કરી શકાય.

એક ટીકાકાર એવો વાંધો ઉઠાવે છે કે પ્રાચીન પ્રથામાં તો દરેક માણસ પોતાપૂરતું કામ કરી લે છે; એ રીતે સામુદાયિક કાર્ય કદી થઈ જ ન શકે. આ દૃષ્ટિ મને બહુ છીછરી લાગે છે; એની પાછળ ઊંડો વિચાર નથી. ગ્રામવાસીઓ વસ્તુઓ પોતાની ઝૂંપડીઓમાં ભલે બનાવે, પણ એ બધી વસ્તુઓ ભેગી કરી શકાય ને એમાંથી થતા નફાના ભાગ પાડી શકાય. ગ્રામવાસીઓ કોઈની દેખરેખ નીચે અને અમુક યોજનાને અનુસરીને કામ કરે. કાચો માલ સાર્વજનિક ભંડારમાંથી આપવામાં આવે. જો સામુદાયિક કાર્ય કરવાની ઇચ્છા ગ્રામવાસીઓમાં પેદા કરવામાં આવે તો સહકાર, શ્રમવિભાગ, વખતનો બચાવ, અને કાર્યકુશળતાને માટે તો પૂરતી તક છે જ. આજે આ બધી ચીજો અખિલ ભારત ચરખા સંઘ ૫,૦૦૦ ઉપરાંત ગામડાંમાં કરી રહ્યો છે.

પણ ખાદી એ ગામડાંના નભોમંડળનો સૂર્ય છે, અને બીજા વિવિધ ઉદ્યોગો એ ગ્રહો છે. આ ઉદ્યોગરૂપી ગ્રહોને ખાદીરૂપી સૂર્ય પાસેથી જે ઊષ્મા અને જીવન મળે છે તેના બદલામાં તેઓ ખાદીને ટકાવી રાખે છે. ખાદી વિના બીજા

ઉદ્યોગોનો વિકાસ થવો અશક્ય છે. પણ મારી ગઈ યાત્રામાં મેં જોયું કે જો બીજા ઉદ્યોગો સજીવન નહિ થાય તો હવે ખાદી વધારે આગળ નહિ વધી શકે. ગ્રામવાસીઓમાં પોતાના ફુરસદના વખતનો સદુપયોગ કરવાનાં સ્ફૂર્તિ અને સામર્થ્ય ઉત્પન્ન કરવાં હોય તો ગામડાંના જીવનનો બધી બાજુથી સ્પર્શ કરવો જોઈએ, ને તેમાં નવચેતનનો સંચાર કરવો જોઈએ. આ કામ આ બે સંઘો કરશે એવી આશા છે.

આ સંઘોને રાજ્યપ્રકરણ કે રાજ્યપ્રકરણી પક્ષોની સાથે કશી લેવાદેવા ન હોય એ સ્વાભાવિક છે. હું માનું છું કે મહાસભાએ આ બંને સંઘને સ્વતંત્ર અને રાજ્યપ્રકરણથી સર્વાંશે અલિપ્ત રાખ્યા એ સારું જ કર્યું. ગામડાંની આર્થિક, નૈતિક અને આરોગ્યવિષયક ઉન્નતિ કરવામાં સર્વ પક્ષો ને સર્વ જાતિઓ ભેગાં મળીને કામ કરી શકે છે.

એક વર્ગ એવો છે જે ખાદીને આર્થિક દૃષ્ટિએ લાભદાયક નથી માનતો, એ હું જાણું છું. મને આશા છે કે આ વર્ગના લોકો મેં ખાદીને ગ્રામસેવાની પ્રવૃત્તિનું કેંદ્ર કહ્યું એથી ભડકી નહિ જાય. ખાદી અને બીજા ગ્રામઉદ્યોગો વચ્ચેનો સંબંધ બતાવ્યા વિના હું મારા મનમાં રહેલું કલ્પનાચિત્ર પૂરેપૂરું આલેખી શકું એમ ન હતું. જેઓ એ સંબંધ ન માનતા હોય તેઓ ભલે બીજા ઉદ્યોગો પાછળ જ પોતાની શક્તિનો ઉપયોગ કરે. પણ મેં આ લેખમાં જે ભૂમિકા વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે તે તેઓ સમજ્યા હોય તો આ ગ્રામઉદ્યોગોને સજીવન કરવાનું કામ પણ તેઓ આ નવા સંઘ દ્વારા કરી શકશે.

હરિજનબંધુ, ૧૮-૧૧-૧૯૩૪

## ૮

# ગ્રામઉદ્યોગ સંઘ

[મહાસભા પછી ગાંધીજીને ગયા અઠવાડિયામાં વધારેમાં વધારે કામ રહ્યું હતું. એમના મનમાં આજકાલ ગ્રામઉદ્યોગ સંઘના જ વિચારો રમી રહેલા છે, અને એમની એ વિષય પરની ટપાલ એટલી વધી પડી છે કે તેઓ તેને પહોંચી શકતા નથી. વળી ગયે અઠવાડિયે તો ગાંધી સેવા સંઘની વાર્ષિક સભા થઈ એટલે કામ ઘણું વધી પડ્યું. ગાંધી સેવા સંઘમાં રચનાત્મક કાર્યને બધો વખત આપનારા દેશના કેટલાયે ચુનંદા સેવકો છે. એમની આગળ ગયા અઠવાડિયામાં ગાંધીજીએ જે ત્રીજું સંભાષણ કર્યું તેમાં તેમણે ગ્રામઉદ્યોગ સંઘનો અર્થ અને તેના કાર્યનો વિસ્તાર સમજાવ્યા. નીચે એનો સાર આપ્યો છે. મ૦ હ૦ દે૦]

### સંઘની ઉત્પત્તિ કેમ થઈ?

ગ્રામઉદ્યોગ સંઘની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ તમારામાંના કેટલાક તો જાણતા હશો. ગયે વરસે મેં આખા દેશમાં હરિજન કાર્યને નિમિત્તે પ્રવાસ કર્યો તેમાં મને દીવા જેવું દેખાયું કે જે રીતે આપણે અત્યારે ખાદીકામ ચલાવીએ છીએ તે રીતે ખાદી સર્વવ્યાપી થવાની નથી તેમ ગામડાંમાં નવું જીવન આવવાનું પણ નથી. મેં જોયું કે ખાદી વાપરનારા બહુ જ ઓછા છે, અને જેઓ ખાદી જ વાપરે છે તે પણ એમ માને છે કે એમને હવે વધારે કશું કરવાનું રહ્યું નથી, અને બીજી વસ્તુઓ ગમે ત્યાં ને ગમે તે રીતે બની હોય તોયે તેમનાથી

વાપરી શકાય. આમ ખાદીની પાછળ જે ભાવના રહેલી છે તે ભુલાઈ જઈને કેવળ જડ રૂઢિ તરીકે તે વપરાવા લાગી છે એમ મને દેખાયું. મેં જોયું કે આમ જ ચાલશે તો ખાદી કેવળ પોષણને અભાવે જ મરી જશે. ખાદી પાછળ જ એકાગ્રતાથી ને ઉત્કટતાથી કામ કરવામાં આવે તો તેમાં સફળતા ન મળે એમ નથી. પણ એવી એકાગ્રતા કે ઉત્કટતા બેમાંથી એકે મેં જોઈ નહિ. બધા માણસો પોતાનો ફુરસદનો બધો વખત રેંટિયા કે તકલીને આપતા નહોતા, અને સૌએ ખાદી જ વાપરવાનું વ્રત લીધું નહોતું. જોકે જાતે કાંતનાર કરતાં ખાદી વાપરનારની સંખ્યા વધારે હતી ખરી. પણ બાકીના બધા આળસુ બેસી રહ્યા હતા. સંખ્યાબંધ માણસો પરાણે ફુરસદ ભોગવનારા હતા. મેં જોયું કે આ સ્થિતિ તો આપણો વિનાશ જ કરનારી છે. મારા મનમાં થયું કે આ લોકો કદી સ્વરાજ નહિ મેળવી શકે. કેમકે તેઓ પરાણે આળસુ બેસે કે સ્વેચ્છાએ, તોપણ તેઓ હમેશાં વિદેશી તેમ જ દેશી લૂંટનારાઓના ભોગ થઈ પડવાના છે. એમને લૂંટનાર પરદેશનો હોય કે હિંદુસ્તાનનાં શહેરોનો હોય તોયે તેમની સ્થિતિ તો એની એ જ રહેવાની; એમને સ્વરાજ નહિ મળવાનું. એટલે મેં મનમાં કહ્યું, ‘ આ લોકો ખાદીમાં રસ લેવા ન માગતા હોય તો એમને બીજું કંઈક કરવાનું કહેવું જોઈએ. જે કામ એમના બાપદાદા કરતા પણ જે હાલ થોડા વખતથી બંધ થઈ ગયું હોય એવું કંઈક કામ તેઓ કરે.’ થોડાંક વરસ પહેલાં તેઓ રોજના વાપરની અનેક વસ્તુઓ જાતે બનાવી લેતા; પણ હવે એને માટે તેઓ બહારની દુનિયા પર આધાર રાખે છે. નાના કસબાના રહેવાસીના રોજના વાપરની એવી

ઘણી ચીજો હતી જેને માટે તેઓ ગ્રામવાસીઓ પર આધાર રાખતા, પણ હવે તે શહેરમાંથી મંગાવે છે. જે ક્ષણે ગ્રામવાસીઓ પોતાનો બધો ફુરસદનો વખત કંઈક ઉપયોગી કામ કરવામાં ગાળવાનો નિશ્ચય કરશે, અને શહેરવાસીઓ એ ગામડાંમાં બનેલી ચીજો વાપરવાનો સંકલ્પ કરશે તે ક્ષણે ગ્રામવાસી અને શહેરવાસી વચ્ચેનો જે સંબંધ તૂટી ગયો છે તે પાછો બંધાશે. મરી ગયેલા કે મૃતપ્રાય ગામડી ઉદ્યોગ-હુન્નરમાંથી કયાને સજીવન કરી શકાય એમ છે એને વિષે તો આપણે ગામડાંમાં જઈને તપાસ કરીએ, કોષ્ટકો બનાવીએ ને વર્ગીકરણ કરીએ તે સિવાય ખાતરીથી કશું કહી શકાય નહિ. પણ મેં સૌથી મહત્ત્વની બે વસ્તુ ઉપાડી લીધી છે: ખોરાકની ચીજો ને પહેરવેશની ચીજો. પહેરવેશમાં ખાદી તો પડી જ છે. ખોરાકની બાબતમાં આપણે પહેલાં સ્વાશ્રયી ને સ્વયંપૂર્ણ હતા, તે સ્થિતિ હવે ખોઈ બેઠા છીએ. થોડાં જ વરસ પહેલાં આપણે હાથે ડાંગર ખાંડી લેતા ને લોટ દળી લેતા. જરા વાર આરોગ્યનો પ્રશ્ન બાજુએ રાખો, તોયે એ વાત તો નિર્વિવાદ છે કે લોટ ને ચોખાની મિલોએ લાખો સ્ત્રીઓનું કામ છીનવી લીધું છે, ને તેમને રોજી વિનાની કરી મૂકી છે. ગોળનું સ્થાન ખાંડ લેતી જાય છે; અને બિસ્કિટ અને મીઠાઈ જેવી તૈયાર ચીજો આપણાં ગામડાંમાં છૂટથી પેસતી જાય છે. આનો અર્થ એ છે કે ગામડાંના બધા જ ઉદ્યોગો ધીમેધીમે ગ્રામવાસીના હાથમાંથી સરી પડતા જાય છે ને ગ્રામવાસી એને લૂંટનારાઓને માટે કાચો માલ પેદા કરવા સિવાય બીજું કશું કરવા અસમર્થ બની ગયો છે. એ હમેશાં આપ્યાં જ કરે છે ને એને બદલામાં મળતું કશું નથી. કાચા

માલના સાટામાં એને જે નજીવા દામ મળે છે તે પણ તે ખાંડના અને કાપડના વેપારીને પાછા આપે છે. જે પશુઓની સોબતમાં તે રાતદિવસ રહે છે તેના જેવાં જ તેનાં મન ને શરીર થઈ ગયાં છે. આપણે જ્યારે વિચાર કરીએ ત્યારે દેખાય છે કે આજના ગ્રામવાસીમાં પચાસ વરસ પહેલાંના ગ્રામવાસીથી અડધા ભાગની પણ બુદ્ધિ કે આવડત રહી નથી. કેમકે આજનો ગ્રામવાસી તો કંગાલિયત, પરાવલંબન ને એદીપણાની દશામાં આવી પડ્યો છે. જ્યારે પચાસ વરસ પહેલાંનો ગ્રામવાસી તેને જરૂરની ચીજો પાછળ મન ને શરીરનો ઉપયોગ કરતો ને એ બધી ચીજો ઘેર બનાવી લેતો. ગામડાના કારીગરમાં પણ ગામડાની બાકીની વસ્તીના જેવી જ અબુદ્ધિ ને અણઆવડત આવી ગઈ છે. ગામડાના સુતાર પાસે જાઓ ને રેંટિયો બનાવી આપવાનું કહો, ગામડાના લુહાર પાસે જાઓ ને ત્રાક બનાવી આપવાનું કહો તો તમને નિરાશા થશે. આ દુઃખની દશા છે. એનો ઇલાજ કરવા માટે જ ગ્રામઉદ્યોગ સંઘની કલ્પના થયેલી છે.

### પાછા પડીશું?

કેટલાક ટીકાકારો કહે છે કે 'ગામડામાં પાછા જાઓ' એ પોકારથી પ્રગતિના કાંટા પાછા પડશે. પણ એ શું સાચી વાત છે? એમાં ગામડામાં પાછા જવાની વાત છે, કે જે ચીજ ગામડાની માલિકીની છે તે તેને પાછી આપવાની વાત છે? શહેરના લોકોને હું એમ નથી કહેતો કે તમે જઈને ગામડાંમાં વસવાટ કરો. હું તો તેમને એટલું જ કહું છું કે તમારે માથે ગામડાંનું જે ઋણ છે તે અદા કરો. ગામડા સિવાય બીજે ક્યાંયથી એમને કાચા માલની એક પણ ચીજ મળી

શકે એમ છે ખરી ? જો ન હોય, તો પહેલાં જેમ ગામડાંના લોકો એ ચીજો જાતે તૈયાર કરી લેતા, ને આપણે એમના ઉદ્યોગધંધા પર તરાપ ન મારી હોત તો તેઓ આજે પણ કરી લેતા હોત, તે ચીજો એમને બનાવી લેવાનું કેમ ન શીખવીએ ?

### ભગીરથ કામ

પણ ગ્રામવાસીને તેની કુદરતી સ્થિતિએ પાછો પહોંચાડવો એ સહેલું કામ નથી. મેં માનેલું કે હું ટૂંકી મુદતમાં શ્રી. કુમારાપ્પાની મદદથી બંધારણ ઘડી શકીશ અને સંઘનું કામ ચાલતું કરી શકીશ. પણ હું એમાં જેમજેમ ઊંડો ઊતરતો જાઉં છું તેમતેમ મારું પૈડું એમાં ખૂંચી જતું લાગે છે. એક રીતે આ કામ ખાદી કરતાં ઘણું વસમું છે. ખાદીમાં તો કશો અટપટો સવાલ જ નથી નડતો. માત્ર તમામ વિદેશી ને યંત્રની બનાવટના કાપડનો ત્યાગ કરો કે ખાદી મજબૂત પાયા પર મુકાઈ ગઈ. પણ અહીં તો ક્ષેત્ર એટલું વિશાળ છે, ઉદ્યોગોમાં એટલી પાર વિનાની વિવિધતા છે કે આપણામાં જેટલી વેપારી આવડત હશે, નિષ્ણાત તરીકેનું જ્ઞાન હશે, વિજ્ઞાનની તાલીમ હશે તે બધાની કસોટી થવાની છે. સખત મહેનત વિના, અવિશ્રાંત પ્રયત્ન વિના, અને આપણામાં વેપારની ને વિજ્ઞાનની જેટલી આવડત હશે તે બધી આ મહાકાર્યમાં વાપર્યા વિના આપણો અર્થ સરવાનો નથી. મેં આપણા અનેક વિખ્યાત ડૉકટરો અને રસાયણશાસ્ત્રીઓને એક પ્રશ્નપત્રક મોકલેલું, ને તેમને વિનંતી કરેલી કે છડેલા ને અણછડ ચોખા, ગોળ અને ખાંડ વગેરેનાં રાસાયણિક પૃથક્કરણો અને ખોરાકની દૃષ્ટિએ બધાંનું મૂલ્ય એ

વિષે મને માહિતી આપે. મારે આભારપૂર્વક કહેવું જોઈએ કે ઘણા મિત્રોએ તરત જ જવાબ મોકલ્યા; પણ એટલું કબૂલ કરવાને ખાતર જ કે મેં પૂછેલી કેટલીક બાબતો વિષે બિલકુલ શોધખોળ થઈ નથી. ગોળ જેવી સાદી વસ્તુનું રાસાયણિક પૃથક્કરણ મને કોઈ વિજ્ઞાનશાસ્ત્રી ન આપી શકે એથી મોટી દુઃખની વાત બીજી કઈ કહેવાય? એનું કારણ એ છે કે આપણે ગ્રામવાસીનો વિચાર કર્યો જ નથી. મધનો દાખલો લો. મેં સાંભળ્યું છે કે પરદેશોમાં મધનું પૃથક્કરણ એટલી કાળજીથી કરવામાં આવે છે કે જે નમૂનો અમુક કસોટીમાં પાર ઊતરતો નથી તેને બજારમાં મોકલવા માટે શીશીમાં ભરવામાં આવતો જ નથી. હિંદુસ્તાનમાં આપણી પાસે સુંદરમાં સુંદર મધ પેદા કરવા માટે પાર વિનાની સામગ્રી પડેલી છે, પણ આપણી પાસે એ વિષયનું ઝાઝું જ્ઞાન નથી. એક ડૉક્ટર મિત્ર લખે છે કે એમની ઇસ્પિતાલમાં તો છડેલા ચોખા વાપરવાની મનાઈ જ છે, અને ઉંદર અને બીજાં પ્રાણીઓ પર કરેલા પ્રયોગોથી સાબિત થયું છે કે છડેલા ચોખા નુકસાનકારક છે. પણ બધા જ ડૉક્ટરોએ પોતાનાં સંશોધન અને પ્રયોગોનાં પરિણામ પ્રગટ કેમ નથી કર્યાં, ને એકે અવાજે એમ કેમ નથી કહ્યું કે એવા ચોખા વાપરવામાં નર્યું નુકસાન જ રહેલું છે?

## સ્વયંસેવક જોઈએ

મેં તો ફક્ત એકબે દાખલા આપીને મારી મુશ્કેલીનો ખ્યાલ આપ્યો છે. આપણે કેવી જાતનું તંત્ર રચવું જોઈએ? આપણે પ્રયોગશાળાઓમાં કેવી જાતનું સંશોધન કરાવવું જોઈએ? આપણને એવા અનેક વૈજ્ઞાનિકો ને રસાયણશાસ્ત્રી-

ઓની જરૂર પડશે જેઓ આપણને એમના જ્ઞાનનો લાભ આપવાને તત્પર હોય, એટલું જ નહિ પણ મેં બતાવી એ દિશામાં પ્રયોગો કરવાને વગરવેતને કલાકોના કલાક આપવાને રાજી હોય. આપણે એ પ્રયોગોનાં પરિણામ વખતોવખત પ્રગટ કરવાં પડશે, એટલું જ નહિ પણ તૈયાર થયેલી અનેક ચીજો તપાસવી પડશે ને તેને પ્રમાણપત્રો આપવાં પડશે. વળી આપણે એ પણ શોધી કાઢવું પડશે કે જે ગ્રામવાસી એકાદ વાપરની કે ખોરાકની ચીજ બનાવે છે તે એ ચીજ બહાર મોકલીને પોતાના વાપરને માટે બહારથી આવેલી સસ્તી ચીજ વાપરે છે કે શું? આપણે એ પણ જોવું પડશે કે ગ્રામવાસીઓ સૌથી પહેલાં પોતાની હાજતો જાતે પૂરી પાડતા થાય, અને પછી જ શહેરવાસીઓની જરૂરિયાતો માટે માલ પેદા કરે.

આને માટે આપણે જિલ્લા સંઘો રચવા પડશે; અને જ્યાં જિલ્લા બહુ મોટા હોય ત્યાં આપણે જિલ્લાના પણ વિભાગ કરવા પડશે. આવા જિલ્લા આશરે ૨૫૦ છે. એ દરેકમાં આપણો એક એજંટ હશે. મુખ્ય કાર્યાલયમાંથી તેને જે સૂચનાઓ મોકલાઈ હશે તે હમે તે ગામડાંના ઉદ્યોગોની તપાસ કરશે અને તેને વિષે રિપોર્ટ તૈયાર કરી મોકલશે. આ એજંટો બધો વખત કામ કરનારા ને વાણી અને વર્તનમાં પૂરો મેળ સાધનારા હોવા જોઈશે. એમને સંઘના કાર્યક્રમ વિષે જીવતી-જાગતી શ્રદ્ધા હોવી જોઈશે ને તેઓ પોતાના જીવનમાં તરત જ આવશ્યક ફેરફારો કરવા તૈયાર હોવા જોઈશે. આ કામમાં પૈસા તો જોઈશે જ, પણ પૈસા કરતાં વધારે એમાં પ્રબળ શ્રદ્ધાવાળા ને કામની પાછળ મરી ફીટે એવા માણસોની જરૂર પડશે.

## પ્રશ્નોત્તરી

સ૦ — ખાદીકાર્ય તો હજુ અધૂરું પડયું છે, તેને આ નવું કામ પાછું નહિ હઠાવે? ખાદી આમાં ઘસડાઈ નહિ જાય?

જ૦ — ના. ખાદી મધ્યબિંદુ છે, ત્યાંથી તેને ખસેડી ન શકાય. ખાદી એ ઉદ્યોગના આખા ગ્રહમંડળના સૂર્યરૂપે હશે. બીજા બધા ઉદ્યોગો ખાદીના ઉદ્યોગમાંથી ઊષ્મા અને પોષણ મેળવશે.

સ૦ — આપણે કયા કયા ઉદ્યોગોને સજીવન કરવા કે વધારવા જોઈએ?

જ૦ — મેં તો દિશા બતાવી છે. જે ઉદ્યોગ થોડા વખત પર હયાતીમાં હતા ને જેના નાબૂદ થવાથી લોકોમાં બેકારી આવી છે એવા એકેએક ઉદ્યોગને આપણે ટેકો આપવો જોઈએ.

સ૦ — આપણે શું ચોખા ને લોટની મિલોનો બહિષ્કાર જાહેર કરવો?

જ૦ — આપણે બહિષ્કાર જાહેર કરવાનો નથી. આપણે તો લોકોને કહીશું કે તમે ચોખા જાતે ખાંડી લો ને લોટ હાથે દળી લો. હાથે ખાંડેલા ચોખા ને હાથે દળેલો લોટ આરોગ્યની દૃષ્ટિએ ચડિયાતો ખોરાક છે, એ જાતનો સતત પ્રચાર આપણે કરીશું.

સ૦ — આ કામમાં આપણાથી મહાસભા સમિતિઓનો ઉપયોગ કરી શકાય?

જ૦ — જરૂર. આપણે જ્યાંથી મદદ મળે ત્યાંથી લેવાની છે. આ કામમાં આપણે રાજકારણનો વિચાર કરવાનો નથી. આમાં આપણે પક્ષાપક્ષી છે જ નહિ.

સ૦ — મધ્યવર્તી મંડળ રચાશે એટલે તો કારભાર એકહથ્થુ રહેવાનો ?

જ૦ — એવું કંઈ નથી. કામ કરનારાં કેંદ્ર તો જિલ્લા રહેશે. મધ્યવર્તી કાર્યાલય તો વચ્ચે બેસીને આખા હિન્દુસ્તાનમાં સૂચનાઓ મોકલશે; આખા હિંદુસ્તાનનો કારભાર તે નહિ ચલાવે. પત્રવહેવારથી જેમ નિશાળ ચલાવાય છે એના જેવી એ નિશાળ રહેશે. એની મારફતે દેશભરમાં ફેલાયેલા એજંટો વિચારોની ને અનુભવોની આપલે કરશે. આપણે કારભાર એકહથ્થુ બનતો રોકવાનો છે. આપણે તો વિચારો, કલ્પનાઓ અને શાસ્ત્રીય જ્ઞાનના ફુવારા એક જગાએથી અનેક દિશામાં ઊડે એવું એક મધ્યવર્તી કેન્દ્ર તૈયાર કરવાનું છે.

હરિજનબંધુ, ૯-૧૨-૧૯૩૪

૯

# એનો અર્થ

"મને લાગે છે કે તમે આધુનિક સુધારા સામે અપાર અને ઘેલા સંગ્રામનું આ પ્રથમ પગરણ માંડી રહ્યા છો. ઘણા વખત પર તમે કહેલું કે તમે એના કટ્ટા શત્રુ છો. અને હવે તમારાથી બની શકે તો એનો જે પ્રવાહ હજારો વરસથી ચાલતો આવ્યો છે તેને તમે પાછો વાળશો. એ વિચારમાત્રથી મને ચકરી આવે છે."

એક પરમ મિત્રને મેં પૂછેલું કે 'મારા આ પ્રયાસમાં તમે મને મદદ આપશો કે કેમ?' તેના જવાબમાં તેમણે જે કાગળ લખ્યો છે તેમાંથી ઉપલો ઉતારો લીધો છે. આ મિત્રે નિખાલસપણે જે મત પ્રગટ કર્યો છે તેવો જ મત કેટલાયે મિત્રો ધરાવે છે, તેથી મારે મારી સ્થિતિનો ખુલાસો કરવો સારો છે. મારી સ્થિતિ એ જ જો ગ્રામઉદ્યોગ સંઘની સ્થિતિ ન હોત તો મારે ખુલાસો કરવા બેસવું એમાં અવિવેક ગણાત.

ગામડાંના જે ઉદ્યોગો સજીવન થઈ શકે એવા હોય તેમાં નવો પ્રાણ પૂરવાનો ઉદ્દેશ રાખીને કામ કરવામાં આ મિત્ર માની લે છે એવો કશો પ્રયાસ હું કરતો નથી. જે કોઈ ગ્રામજીવન વિષે પ્રેમ ધરાવે છે, જેને જેને ગામડાંની પાયમાલીનું દુઃખ હૈયે વસ્યું છે તે બધા જે કરે છે અથવા

કરવા મથે છે તે જ હું પણ કરવા મથી રહ્યો છું. હું ગ્રામવાસીઓને કહું છું કે 'તમે હાથે લોટ દળો, મેંદો ન ખાઓ, ઘઉંનું ભૂસું ન નાંખી દો, તમારી શેરડીમાંથી વેચવા માટે નહિ તો તમારા વાપર માટે ગોળ બનાવી લો.' એમાં હું આધુનિક સુધારાના પ્રવાહને પાછો શી રીતે વાળું છું? હું ગ્રામવાસીઓને કહું છું કે 'તમે માત્ર કાચો માલ પેદા કરીને જ સંતોષ ન માનો, પણ તેમાંથી બજારમાં વેચાય એવી જે જે ચીજ બની શકે તે બનાવો, અને એમ કરીને તમારી રોજની આવકમાં થોડાક પૈસાનો વધારો કરો.' આમ કહેવામાં હું આધુનિક સુધારાના પ્રવાહને પાછો વાળું છું?

અને આધુનિક સુધારો હજારો વરસથી તો નથી જ ચાલ્યો આવતો. એનો જન્મ અમુક દિવસે થયો એમ પણ આપણે લગભગ કહી શકીએ. મારાથી બની શકે તો આધુનિક સુધારાને નામે આજે જે બધું ચાલી રહ્યું છે તેમાંથી ઘણાનો હું નાશ કરું અથવા તેમાં ધરમૂળનો પલટો કરું, એમાં લવલેશ શંકા નથી. પણ એ તો જૂની જીવનકથા છે. મારો એ પ્રયાસ તો અવશ્ય છે જ. એની સફળતાનો આધાર ઈશ્વર પર છે. પણ મારી એકેએક પ્રવૃત્તિ, અને અહિંસાનો પ્રચાર પણ, જેટલે અંશે આધુનિક સુધારા સામેનો પ્રયાસ ગણી શકાય એથી જરા પણ વધારે વિરોધ કમાણીવાળા ગ્રામઉદ્યોગોને સજીવન કરવાને ઉત્તેજન આપવાના મારા પ્રયાસમાં રહેલો નથી. ગ્રામઉદ્યોગનો પુનરુદ્ધાર એ ખાદીકાર્યનો જ વિસ્તાર છે. હાથે કાંતેલું-વણેલું કાપડ, હાથે બનાવેલા કાગળ, હાથે ખાંડેલા ચોખા, ઘેર બનાવેલી રોટી અને મુરબ્બા પશ્ચિમના દેશોમાં અસાધારણ નથી. માત્ર

હિંદુસ્તાનમાં એનું જેટલું મહત્ત્વ છે તેના સોમા ભાગનું મહત્ત્વ પણ એ દેશોમાં નથી. કેમકે આપણે સારુ તો એના પુનરુદ્ધારમાં ગ્રામવાસીઓની જીવાદોરી રહેલી છે, અને એના વિનાશમાં ગ્રામીણ પ્રજાની પાયમાલી રહેલી છે. આ દીવા જેવી ચોખ્ખી વાત છે. યંત્રયુગ ગમે તે કરે, પણ યંત્રોના એકસામટા પ્રવેશથી જે કરોડો માણસો બેકાર બની જ જવાનાં તેમને એ આજીવિકાની મજૂરી કદી આપી શકવાનો નથી.

હરિજનબંધુ, ૬-૧-૧૯૩૫

૧૦

# આરંભ કેમ કરવો ?

૧

કેટલાક સજ્જનો કાગળ લખીને, અને કેટલાક મિત્રો મળીને મને પૂછે છે કે 'અમારે ગ્રામઉદ્યોગના કામનો આરંભ કેવી રીતે કરવો, ને સૌથી પહેલાં શું કરવું ?'

ચોખ્ખો જવાબ તો એ છે કે 'તમારી જાતથી આરંભ કરો, ને તમારે માટે જે વસ્તુ સહેલામાં સહેલી હોય તે પહેલી કરો.'

પણ આ જવાબથી પૂછનારાઓને સંતોષ થતો નથી. તેથી હું વધારે સ્પષ્ટતાથી વાત કરું.

દરેક માણસ પોતાના ખોરાકની ચીજો, વસ્ત્રો, અને રોજના વાપરની બીજી બધી વસ્તુઓ તપાસે; અને એમાં જે પરદેશની કે શહેરની બનાવટની હોય તે તજીને ગ્રામવાસીઓએ તેમનાં ઘરમાં કે ખેતરમાં તેમનાં સાદાં ને સહેજે વાપરી ને સુધારી શકાય એવાં ઓજારો વડે બનાવી હોય એવી વસ્તુઓ વાપરે. આ પરિવર્તન કરવામાં જ એને ઘણી કીમતી કેળવણી મળી રહેશે, અને એ સંગીન શરૂઆત થશે.

આ પછીનું પગથિયું તેને આપોઆપ જડી જશે. દાખલા તરીકે, આ આરંભ કરનાર આજ સુધી મુંબઈના કારખાનામાં બનેલું ટૂથબ્રશ વાપરતો હોય. તેને બદલે એને હવે ગામડામાં

બનેલી વસ્તુ વાપરવી છે. તેને સલાહ આપવામાં આવે છે કે તેણે બાવળનું દાતણ વાપરવું. તેના દાંત નબળા હોય કે પડી ગયા હોય તો દાતણને એક ગોળ પથરાથી કે હથોડીથી કૂટીને તેનો કૂચો બનાવે. બીજા છેડા પર ચપ્પુથી કાપ મૂકી રાખે. પછી બે ચીર થાય તેના વતી તે ઊલ ઉતારે. કારખાનામાં બનેલાં અતિશય મેલાં ટૂથબ્રશને બદલે આ દાતણ તેને સસ્તાં ને બહુ જ ચોખ્ખાં લાગશે. શહેરમાં બનેલા ટૂથપાઉડરને બદલે તે કોલસાની ઝીણી ચાળેલી ભૂકી અને ચોખ્ખા મીઠાનું સરખે ભાગે મિશ્રણ કરીને તે વાપરશે. તે મિલનું કપડું છોડીને ગામડાંમાં હાથે કાંતી-વણીને તૈયાર થયેલી ખાદી વાપરશે; મિલના ખાંડેલા ચોખાને ઠેકાણે હાથના ખાંડેલા, અણછડ ચોખા, અને ખાંડને ઠેકાણે ગોળ ખાશે.

આ તો આ પત્રમાં જે વસ્તુઓ બતાવાઈ ચૂકી છે તેમાંથી મેં માત્ર દૃષ્ટાંતો આપ્યાં છે. એ ગણાવવામાં મારો ઉદ્દેશ આ પ્રશ્નને મારી સાથે ચર્ચનારાઓએ જણાવેલી મુશ્કેલીઓની ચર્ચા કરવાનો પણ છે. દાખલા તરીકે, ચોખાને વિષે કેટલાક કહે છે કે 'મિલના ખાંડેલા ચોખા કરતાં હાથના ખાંડેલા ચોખા બહુ મોંઘા પડે છે.' બીજા કહે છે, 'હાથે ખાંડવાની કળા ભુલાઈ ગઈ છે, એટલે કોઈ ખાંડી આપનાર જ મળતું નથી.' બીજા કેટલાક કહે છે, 'અમારા પ્રદેશમાં મિલના ખાંડેલા ચોખા મળતા જ નથી. અમે હાથના ખાંડેલા ચોખા રૂપિયાના ૩૮ રતલ લેખે આપી શકીએ એમ છીએ.' આ બધા સાચા છે, ને બધા ખોટા છે. એમના પોતાના જિલ્લાના એમના અનુભવ પૂરતા તેઓ સાચા છે. બધા

ખોટા છે, કેમકે સાચી સ્થિતિ તેઓ જાણતા નથી. મારી પાસે દરરોજ આશ્ચર્યજનક અનુભવો આવતા જાય છે. એ જાતે શરૂઆત કરનારના અનુભવ છે. આજ સુધીનાં મારાં અવલોકનનું પરિણામ આ પ્રમાણે છે:

હાથે ખાંડેલા, અણછડ ચોખા આજે બજારમાં મળતા જ નથી. એ ચોખા દેખાવે સુંદર ને સ્વાદમાં મીઠા હોય છે. આ ચોખાની હરીફાઈ મિલો કદી કરી જ ન શકે. એ ખાંડવાની ક્રિયા સાદી છે. ઘણીખરી જાતની ડાંગરને હલકી ઘંટીમાં ભરડવાથી તેના કુશકા નીકળી જાય છે. કેટલીક જાતની ડાંગરના કુશકા ભરડવાથી નીકળતા નથી. એવી ડાંગરના કુશકા કાઢવાનો ઉત્તમ માર્ગ એ છે કે ડાંગરને પહેલાં ઉકાળવી, અને પછી કુશકા છૂટા પાડવા. આ ચોખા સૌથી વધારે પુષ્ટિદાયક મનાય છે. એ સસ્તામાં સસ્તા તો છે જ. ગામડાંના ખેડૂતો જો હાથે ડાંગર ખાંડી લે તો એમને મિલના ખાંડેલા છડેલા કે છડયા વગરના ચોખા કરતાં આ હાથના ચોખા હમેશાં સસ્તા જ પડે. જે ચોખા સામાન્ય રીતે બજારમાં મળે છે તે હાથના ખાંડેલા હોય કે મિલના, પણ થોડેઘણે અંશે છડેલા જ હોય છે. છેક જ છડયા વિનાના ચોખા હમેશાં હાથે ખાંડેલા જ હોય છે; અને ચોખાની જાત જો એક જ હોય તો મિલના ખાંડેલા કરતાં હાથના ખાંડેલા ચોખા હમેશાં સસ્તા જ પડે છે.

હજુ આ વિષે સંશોધન ચાલી રહેલું છે. અત્યાર સુધીનું અવલોકન તો એ બતાવે છે કે ચોખા પર જીવનારાં કરોડો માણસ હલકા નિઃસત્ત્વ ચોખા ખાય છે ને બદલામાં ભારે કિંમત આપે છે તેનું કારણ આપણી અક્ષમ્ય બેદરકારી જ

છે. ઉપર જે અનુભવોનાં પરિણામ આપ્યાં છે તે સાચાં છે કે નહિ તેની દરેક ગ્રામસેવક જાતે કસોટી કરી જુએ. એ શરૂઆત ખોટી નહિ થાય.

આવતે અઠવાડિયે હું ગોળ તથા ખોરાકની બીજી ચીજો અને ગ્રામસેવાનાં બીજાં અંગ વિષે લખીશ.

હરિજનબંધુ, તા ૨૭-૧-૧૯૩૫

## ૨

ગયે અઠવાડિયે મેં ચોખા વિષે લખ્યું હતું. હવે ઘઉં લઈએ. ઘઉં એ ખોરાકમાં સૌથી મહત્ત્વની નહિ તો બીજા નંબરની વસ્તુ છે. પોષણની દૃષ્ટિએ જોતાં તે અન્નનો રાજા છે. એકલા ઘઉં ને એકલા ચોખાની સરખામણીમાં ઘઉં ચોખા કરતાં ચડી જાય છે. સૌ ડૉક્ટરોનો અભિપ્રાય છે કે ભૂસા વિનાનો લોટ એ છડેલા ચોખા જેટલો જ ખરાબ છે. બજારમાં જે ઝીણો લોટ કે મેંદો મળે છે તેના કરતાં ઘરમાં ઘંટીએ દળેલો આખા ઘઉંનો લોટ સારો છે ને સસ્તો પણ છે. સસ્તો છે, કેમકે દળામણની કિંમત બચી જાય છે. વળી ઘરના દળેલા લોટમાં વજનનો ઘટાડો થતો નથી. ઝીણા લોટમાં ને મેંદામાં વજનનો ઘટાડો થાય છે. ઘઉંનો સૌથી પૌષ્ટિક ભાગ તેના ભૂસામાં રહેલો છે. ઘઉંનું ભૂસું કાઢી નાંખવામાં આવે ત્યારે પૌષ્ટિક તત્ત્વની ભયાનક હાનિ થાય છે. ગ્રામવાસીઓ અને બીજા જે ઘરની ઘંટીમાં દળેલો આખા ઘઉંનો લોટ ખાય છે તે પૈસા બચાવે છે, અને વધારે અગત્યનું તો એ કે આરોગ્ય બચાવે છે. અત્યારે લોટની મિલો જે લાખો રૂપિયા કમાય છે તેમાંનો મોટો ભાગ, જ્યારે ગામડાંમાં ઘંટીઓ

પાછી ફરી ચાલતી થશે ત્યારે, ગામડાંમાં જ રહેશે અને સુપાત્ર ગરીબોમાં વહેંચાશે.

પણ આની સામે વાંધો એ ઉઠાવવામાં આવે છે કે ઘંટીએ દળવું કંટાળાભરેલું છે, ઘણી વાર જાડું પાતળું દળાય છે, અને ગ્રામવાસીઓ જાતે ઘઉં દળે એ એમને આર્થિક દૃષ્ટિએ પોસાતું નથી. જો પહેલાં ગ્રામવાસીઓને અનાજ જાતે દળી લેવું પોસાતું હતું તો લોટની મિલોના આવવાથી એમાં કશો ફરક તો ન જ પડવો જોઈએ. અમને વખત નથી એમ તો એ લોકો ન જ કહી શકે. અને જ્યારે મજૂરી સાથે બુદ્ધિનો સંયોગ થશે ત્યારે ઘંટીમાં સુધારો થશે જ એવી પૂરેપૂરી આશા રહે છે. જાડું પાતળું દળાય છે એ તે કંઈ દલીલ છે કે ! જો ઘંટીથી સારું દળાતું જ ન હોત તો તે અનાદિ કાળથી કેમ ટકી શકી હોત ? પણ જ્યાં જાડું પાતળું દળાયાનો વહેમ પડે ત્યાં મારી સૂચના એ છે કે એવી રીતે દળાયેલા લોટને ચાળી નાંખવો, ને ચાળણીમાં જે જાડા ફાડા રહે તેની થૂલી બનાવવી, ને તે રોટલીની સાથે કે તેની પછી ખાવી. જો આમ કરવામાં આવશે તો દળવાની ક્રિયા અતિશય સાદી ને સુતરી થઈ પડશે, ને ઘણો વખત અને શ્રમ બચી જશે.

આ બધું પરિવર્તન કરાવવાને સારુ ગ્રામસેવકોએ જાતે અને ગ્રામવાસીઓને કેળવણી આપીને કેટલીક પૂર્વતૈયારી કરવી રહેશે જ. આ કામમાં વાહવાહ મળે એમ નથી, પણ જો ગ્રામવાસીઓ તંદુરસ્તીમાં ને જરાકે સુખથી રહે એમ આપણે ઇચ્છતા હોઈએ તો આ કામ અવશ્ય કરવા જેવું છે.

તે પછી ગોળ પર ધ્યાન આપવાનું છે. આ પત્રમાં હું ડૉક્ટરોના જે પુરાવા આપી ગયો છું તે બતાવે છે કે સફેદ ખાંડના કરતાં ગોળ વધારે પૌષ્ટિક છે; અને જો ગ્રામવાસીઓ ગોળ બનાવવાનું છોડવા લાગ્યા છે તેમ છેક જ છોડી દેશે તો તેમનાં બાળકોના ખોરાકમાંથી એક અગત્યની વસ્તુ નીકળી જશે. તેઓ પોતે કદાચ ગોળ વિના ચલાવી શકશે. પણ તેમનાં છોકરાંનાં શરીરને ગોળ વગર હાનિ થયા વિના નહિ રહે. બજારુ મીઠાઈ અને ખાંડ કરતાં ગોળ ચડિયાતો છે. ગોળ બનવો ચાલુ રહે અને લોકો એનો ઉપયોગ કરવો છોડે નહિ તો કરોડો રૂપિયા ગ્રામવાસીઓનાં ગજવાંમાં રહેશે.

પણ કેટલાક ગ્રામસેવકો કહે છે કે ગોળની કિંમતમાંથી એની પેદાશનું ખરચ પણ નીકળતું નથી. ખેડૂતને તો શાહુકારને ભરવા શેરડીના ઊભા પાક વેચીને પૈસા મેળવવા રહ્યા. શેરડીનો રસ કાઢી તેનો ગોળ બનાવે ને તે વેચી પૈસા મેળવે એટલો વખત શાહુકાર રોકાય નહિ. આથી ઊલટો પુરાવો પણ મારી પાસે છે; છતાં આ દલીલ ફેંકી દેવા જેવી નથી. એને સારુ મારી પાસે તાત્કાળિક ઉત્તર કશો નથી. જે જગાએ અમુક કાચો માલ અને તેમાંથી તે જ જગાએ તૈયાર થયેલો માલ વેચતાં મજૂરી જેટલા પણ દામ ન ઊપજે, તો એ આર્થિક વ્યવસ્થામાં કંઈક ધરમૂળની ખામી હોવી જોઈએ. આ વિષયની દરેક સ્થળે સ્થાનિક તપાસ થવી જોઈએ. ગામડાંના લોકો જે જવાબ આપે તે માની લઈને ગ્રામસેવકોએ ઉપાય વિષે નિરાશ ન થવું જોઈએ. ગોળમાં ઉપસ્થિત થાય છે એવા અટપટા પ્રશ્નોનો નિકાલ લાવી શકીએ તો જ રાષ્ટ્રનો વિકાસ સાધી શકાવાનો, ને શહેરોનું ગામડાં સાથેનું ઐક્ય

સિદ્ધ થઈ શકવાનું. આપણે મનમાં એટલો નિશ્ચય કરી લઈએ કે શહેરના લોકોએ એક પૈસો વધારે આપવો પડે તોપણ ગામડાંમાંથી ગોળ નાબૂદ તો ન જ થવો જોઈએ.

હરિજનબંધુ, ૩-૨-૧૯૩૫

૩

આપણા ખોરાકની કેટલીક મુખ્ય વસ્તુઓ વિષે ચર્ચા કરીને મેં બતાવ્યું છે કે ગ્રામવાસી પ્રજાનાં આરોગ્ય અને સંપત્તિની દૃષ્ટિએ એનું કેટલું મહત્ત્વ છે. પણ ઘર, ગામ અને શરીરની સફાઈનો પ્રશ્ન પણ એટલો જ મહત્ત્વનો છે. એના તરફ યોગ્ય ધ્યાન અપાય તો સીધી તેમ જ આડકતરી રીતે આરોગ્ય, શક્તિ અને સંપત્તિમાં વૃદ્ધિ થાય.

કેટલાક પરદેશી નિરીક્ષકોએ એવી સાક્ષી પૂરી છે કે શારીરિક સ્વચ્છતાના પાલનમાં જગતની સર્વ પ્રજાઓમાં ભારતવર્ષ પ્રથમ પદ ભોગવે છે. પણ મને ભય છે કે સામુદાયિક, અથવા બીજા શબ્દમાં કહીએ તો ગામડાની, સ્વચ્છતા વિષે એમ નહિ કહી શકાય. બીજા શબ્દોમાં કહીએ તો આપણે હજુ કુટુંબથી આગળ વધીને વિચાર કરતા નથી થયા. આપણે ગામ માટે એટલે કે એક અર્થમાં રાષ્ટ્ર માટે નહિ પણ કુટુંબ માટે સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર થઈએ છીએ.

એક કુટુંબનાં માણસો પોતાનું ઘર સાફ રાખશે, પણ પડોશીના ઘરનો વિચાર નહિ રાખે. તેઓ પોતાનાં ઘર ને વાડામાંથી કચરો, જીવડાં ને સર્પાદિને કાઢી નાંખશે, પણ એ બધું પડોશીના વાડામાં નાંખી દેતાં આંચકો નહિ ખાય. આપણામાં આ સામુદાયિક જવાબદારી નથી એને લીધે

આપણાં ગામડાં ઉકરડા બન્યાં છે. આપણે મોટે ભાગે જોડા ન પહેરનારી પ્રજા છીએ, છતાં આપણે આપણા રસ્તા ને શેરીઓને એવાં ગંદાં કરી મૂકીએ છીએ કે સ્વચ્છતાની સહેજ પણ દરકાર રાખનાર માણસને તો એના પર થઈને ઉઘાડે પગે ચાલતાં પણ દુઃખ થાય. ગામડાંનાં કૂવા, તળાવ અને નદીઓમાં પીવાનું ચોખ્ખું પાણી પણ મળવું મુશ્કેલ હોય છે. ગામડામાં પેસવાના રસ્તા પર સામાન્ય રીતે મળ અને કચરાના ઢગલા વળેલા હોય છે.

ગામડાંની સફાઈ એ અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ સામેનું કઠણમાં કઠણ કામ છે એમ કહી શકાય. લોકોના હાર્દિક સહકાર વિના કોઈ પણ સરકાર લોકોની ટેવો બદલી ન શકે. અને લોકો જો સહકાર આપે તો સરકારને એ બાબતમાં ભાગ્યે જ કંઈ કરવાનું બાકી રહે.

બુદ્ધિશાળી લોકો — ડૉક્ટરો અને વિદ્યાર્થીઓ — જો બુદ્ધિપૂર્વક, ઉત્સાહ રાખીને અને નિયમિતપણે ગામડાંમાં આ કામ કરે તો તેઓ આ પ્રશ્નનો ઉકેલ આણી શકે. વ્યક્તિગત અને સામુદાયિક સ્વચ્છતા તરફ લક્ષ આપવું એ ખરી કેળવણીનો આરંભ છે.

ગામડાંમાં આપણે કરવાનું એ છે કે તળાવ કૂવા સાફ કરવાં ને રાખવાં, અને ઉકરડા કાઢી નાંખવા. ગ્રામસેવકો જો જાતે કામ શરૂ કરશે, દરરોજ પગારદાર ભંગીની પેઠે કામ કરશે, અને લોકોને એટલું સમજાવશે કે એમની પાસેથી પણ એ કામમાં જોડાવાની અને અંતે જાતે એ બધું કામ ઉપાડી લેવાની અપેક્ષા રખાય છે, તો ગ્રામસેવકો ખાતરી રાખે કે ગામડાંના લોકો વહેલા મોડા એમને સહકાર આપ્યા વિના

નહિ રહે. મને પોતાને તો દક્ષિણ આફ્રિકામાં, ચંપારણમાં, તેમ જ ગયા વરસની ઉત્કલની ઝડપથી કરેલી પદયાત્રામાં એ જ અનુભવ મળ્યો છે.

રસ્તા ને શેરીઓ પરથી બધો કચરો ફેંકી દેવો જોઈએ, ને એનું વર્ગીકરણ કરવું જોઈએ. એમાં કેટલીક ચીજો એવી હોય છે જેનું ખાતર બની શકે; કેટલીક એવી હોય છે જેને દાટી જ દેવી જોઈએ, અને કેટલીક એવી હોય છે કે જેમાંથી તરત જ પૈસા પેદા થઈ શકે. જેટલાં હાડકાં મળી આવે તે કાચા સોના જેવાં ગણાય, ને એમાંથી ઉપયોગી વસ્તુઓ બને, અથવા એને વાટીને ભૂકો કરવાથી એનું સુંદર ખાતર બને. ચીંથરાં ને નકામા કાગળમાંથી કાગળ બને. અને મળનું ગામડાંનાં ખેતરને માટે સોના જેવું ખાતર બને. મળને ઠેકાણે પાડવાની રીત એ છે કે પેશાબ તેમ જ મળને નકામી માટી જોડે ભેળવવા અને તેને વધારેમાં વધારે એક ફૂટ ઊંડો ખાડો કરીને જમીનમાં દાટી દેવા. ડૉ. પૂરે ગામડાંની સફાઈ વિષેની એમની ચોપડીમાં લખ્યું છે કે મળ જમીનમાં ૯ થી ૧૨ ઇંચ કરતાં વધારે ઊંડાઈએ દાટવા ન જોઈએ. ( આ ચોપડી અત્યારે મારી પાસે નથી, પણ આ પ્રમાણે લખેલું મને યાદ છે.) લેખકનું કહેવું એમ છે કે જમીનના ઉપરના પડમાં સૂક્ષ્મ જંતુઓ છે અને પ્રકાશ અને હવા પણ આટલે ઊંડે સહેજે પહોંચી શકે છે. એ જંતુઓ અને હવા તથા પ્રકાશ મળીને એક અઠવાડિયાની અંદર મળનું સુંદર નરમ ખાતર બનાવી દે છે. કોઈ પણ ગ્રામવાસી આ વસ્તુ અજમાવીને જોઈ શકે છે. આમ કરવાનો એક રસ્તો એ છે કે સ્થાયી જાજરૂ રાખીને તેમાં માટીનાં કૂંડાં કે લોઢાની ડોલો રાખવી, અને તેમાંનાં

મળમૂત્ર દરરોજ યોગ્ય રીતે તૈયાર કરેલી જગાએ ઠાલવી દેવાં. અથવા બીજો રસ્તો એ છે કે જમીનમાં ખાડા કરીને તૈયાર રાખ્યા હોય ત્યાં શૌચક્રિયા કરવી, મળને ગામની સાર્વજનિક જમીનમાં અથવા તો કોઈ માણસોની ખાનગી માલિકીની જમીનમાં દાટી શકાય. આ કામ ગામલોકોના સહકાર વડે જ થઈ શકે. બીજું કશું ન જ બને તોયે કોઈ સાહસિક ગ્રામવાસી મળને ભેગો કરીને પોતે એમાંથી ધન ઉપજાવી શકે. આજે આ લાખો રૂપિયાની કિંમતનું ખાતર દરરોજ વેડફાઈ જાય છે, હવાને બગાડે છે, અને બદલામાં રોગો પેદા કરે છે.

ગામડાંનાં તળાવનાં પાણીને લોકો નાહવા, કપડાં ધોવા અને પીવા તથા રાંધવા માટે ફાવે તેમ વાપરે છે. ઘણાં ગામડાંનાં તળાવનો ઢોર પણ ઉપયોગ કરે છે. ભેંસો ઘણી વાર એમાં આળોટતી દેખાય છે. આશ્ચર્યની વાત તો એ છે કે ગામડાંનાં તળાવનો આટલો ઘોર દુરુપયોગ થતો હોવા છતાં ગામડાં હજુ ચેપી રોગોથી નાશ પામ્યાં નથી. બધા જ ડૉક્ટરો એવો પુરાવો આપે છે કે ગામડાંને સ્વચ્છ પાણી જ મળે એવી વ્યવસ્થા આપણે કરી નથી શકતા તે જ ગામડાંના ઘણા રોગોનું મૂળ કારણ છે.

એટલું તો સૌ કબૂલ કરશે કે આ કામ એવું છે કે એમાં રસના ઘૂંટડા આવે, ઘણી કીમતી કેળવણી મળે, અને એમાંથી હિંદુસ્તાનની દુઃખી પ્રજાને પાર વિનાનો લાભ થાય. આ કામને પહોંચી વળવાના ઉપાયનું જે વર્ણન મેં કર્યું છે તે પરથી, મને આશા છે કે, એટલું સ્પષ્ટ સમજાયું હશે કે જો કલમ કે સીસાપેનના જેટલાં જ સહેલાઈથી ને ગર્વથી

સાવરણી ને પાવડો ચલાવવાને તત્પર એવા ઉત્સાહી ગ્રામ-સેવકો આપણને મળી રહે તો ખરચનો સવાલ તો લગભગ આખો ઊડી જ જાય. સાવરણી, ટોપલી, પાવડો ને કોદાળી અને કદાચ કંઈક ચેપ અટકાવનારી વસ્તુ એટલો જ સરંજામ આપણને જોઈએ. સૂકી રાખ એ કોઈ પણ રસાયણશાસ્ત્રી આપી શકે એના જેટલી જ અસરકારક રીતે ચેપ અટકાવનારી વસ્તુ હશે. પણ આ બાબતમાં પરગજુ રસાયણશાસ્ત્રીઓએ આપણને કહેવું જોઈએ કે ગામડાંના લોકો ગામડાંમાંથી જ મેળવી શકે એવી સૌથી અસરકારક અને સસ્તી ચેપ અટકાવનારી વસ્તુ કઈ ગણાય.

હરિજનબંધુ, ૧૦-૨-૧૯૩૫

## ૧૧

# ચામડાંનો ધંધો

ગામડાંમાં ચામડાં કેળવવાનો ધંધો ભારતવર્ષના જેટલો જ પ્રાચીન છે. ચામડાં કેળવવાનો ધંધો હલકો ક્યારથી ગણાવા લાગ્યો એ કોઈ કહી નહિ શકે. પ્રાચીન કાળમાં તે હલકો નહિ જ ગણાતો હોય. પણ આજે આપણે જાણીએ છીએ કે આ ધંધો જે સૌથી ઉપયોગી અને અનિવાર્ય એવા ધંધામાંનો એક છે તે કરનાર દસેક લાખ માણસોને વંશપરંપરાના અસ્પૃશ્ય બનાવી દેવામાં આવ્યા છે. જે દિવસે મજૂરી પ્રત્યે લોકોને તિરસ્કાર પેદા થયો ને તેથી તેની ઉપેક્ષા થવા લાગી તે દિવસે આ અભાગી દેશની દુર્દશા બેઠી. જે કરોડો લોકો દેશના હીર સમા હતા, ને જેમના ઉદ્યમ પર આ દેશની જિંદગી જ ટકી રહેવાનો આધાર હતો તે નીચ વર્ણના ગણાવા લાગ્યા, અને ખોબા જેટલા નવરા બેઠાડુ લોકો ઊંચ વરણ થઈ બેઠા. એનું માઠું પરિણામ એ આવ્યું કે ભારતવર્ષની નીતિ ને સંપત્તિ બંને પાયમાલ થઈ ગયાં. એ બે પાયમાલીમાં મોટી કઈ હતી એની અટકળ બાંધવી અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ. પણ ખેડૂતો અને કારીગરો વિષે બેદરકારી રાખવાનો ગુનો આપણે કર્યો તેને લીધે આપણે ભિખારી થઈ ગયા, આપણી બુદ્ધિ જડ થઈ ગઈ, અને આપણામાં આળસે ઘર ઘાલ્યું. ભારતવર્ષમાં સુંદર આબોહવા છે, અદ્ભુત સૃષ્ટિ-

સૌંદર્ય છે, ઊંચા પહાડો, પ્રચંડ નદીઓ, અને વિશાળ સમુદ્ર-કાંઠો ઈશ્વરે ભારતવર્ષને આપ્યાં છે. અહીં કુદરતે રિદ્ધિસિદ્ધિના એટલા તો ભંડાર ભર્યા છે કે આ દેશનાં ગામડાંમાં એ બધાનો પૂરો ઉપયોગ થતો હોત તો દારિદ્ર્ય અને રોગ પેસવા જ ન પામ્યાં હોત. પણ આપણે ત્યાં બુદ્ધિ ને અંગમહેનત વચ્ચે વેર બંધાયું તેને લીધે આપણી આવરદા દુનિયાના બધા દેશોમાં ઓછામાં ઓછી થઈ ગઈ, આપણી બુદ્ધિ મંદમાં મંદ બની ગઈ, અને આખા જગતમાં કોઈ દેશ નથી ચુસાતો એટલા આપણે ચુસાઈ રહ્યા છીએ. આપણાં ગામડાંના ચામડાં કેળવવાના ઉદ્યોગની દુર્દશા એ કદાચ મેં મૂકેલા આરોપનો સૌથી સચોટ પુરાવો ગણી શકાય. મનુષ્યજાતિના એક ભાગની સામે આપણે જે ઘોર અપરાધ કરી રહ્યા છીએ તેને વિષે સ્વ૦ મધુસૂદન દાસે મારી આંખ ઉઘાડી. ચામડાંનો ધંધો શીખવવાનું ચર્માલય કાઢીને એમણે એ અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવાનો પ્રયત્ન કર્યો હતો. એમનું એ સાહસ એમણે ધારેલું એટલું ખીલી ન શક્યું, પણ તેઓ કટકમાં સેંકડો મોચીઓને રોજગાર આપી શક્યા હતા.

આજે હિંદુસ્તાનમાંથી દર વરસે નવ કરોડ રૂપિયાનું કાચું ચામડું પરદેશ ચડે છે, અને એમાંનું ઘણું તૈયાર માલરૂપે આ દેશમાં પાછું આવે છે. આનો અર્થ એ છે કે આપણી સંપત્તિ જ નહિ પણ બુદ્ધિ પણ શોષાઈ રહી છે. ચામડાં કેળવવામાં અને રોજના વાપર માટે કેળવાયેલા ચામડાની અગણિત ચીજો બનાવવામાં આપણને જે તાલીમ મળવી જોઈએ તે મેળવવાની તક આપણે ગુમાવીએ છીએ.

ચામડાં કેળવવાના કામમાં ઘણા શાસ્ત્રીય જ્ઞાનની જરૂર રહે છે. આ વિશાળ ઉદ્યોગમાં રસાયણશાસ્ત્રીઓની આખી ફોજને પોતાની શોધકબુદ્ધિ અજમાવવાની તક મળી રહે એમ છે. એને ખીલવવાના બે રસ્તા છે. જે હરિજનો ગામડાંમાં રહે છે, અને ગામતળથી દૂર, સમાજના સંસ્કારથી અસ્પૃષ્ટ દશામાં ઘોલક જેવાં ઝૂંપડાંમાં ગંદકી અને અધઃપાતમાં સડતા પડી રહે છે ને માંડ પેટનો ખાડો પૂરે છે તે હરિજનોને મદદ આપી તેમને પગભર કરવા, એ એક રસ્તો છે. આનો અર્થ એ પણ છે કે ગામડાંના ઉદ્ધારમાં રસાયણશાસ્ત્રીઓની બુદ્ધિનો ઉપયોગ થાય. ચામડાં કેળવવાનું રસાયણ જાણનારે એની સુધરેલી ક્રિયાઓ શોધી કાઢવી રહી. ગામડાંના રસાયણ-શાસ્ત્રીએ નમાને જીતવું રહ્યું. ગામડાંમાં ચામડાં કેળવવાની જે અણઘડ કળા હજુ જીવતી છે, પણ જે ઉત્તેજનને અભાવે જ નહિ પણ દુર્લક્ષને કારણે પણ ઝપાટાબંધ મરતી જાય છે, તે કળા આ રસાયણશાસ્ત્રીએ શીખવી ને સમજવી જોઈએ. પણ એ અણઘડ પદ્ધતિને એકાએક ફેંકી દેવી ઘટતી નથી; પહેલાં એની સમભાવપૂર્વક પરીક્ષા તો થવી જ જોઈએ. એ પદ્ધતિએ સેંકડો વરસ સુધી સારી રીતે કામ ચાલ્યું છે. એમાં કંઈ ગુણ ન જ હોત તો એ ચાલી ન શકત. મારી જાણ પ્રમાણે આપણા દેશમાં એક શાંતિનિકેતનમાં જ આ વિષયની શોધખોળ ચાલે છે. તે પછી અત્યારે બંધ થઈ ગયેલા સાબરમતી આશ્રમમાં એવી શોધખોળની શરૂઆત થઈ હતી. શાંતિનિકેતનનો પ્રયોગ કેટલો આગળ વધી રહ્યો છે એની ભાળ હું રાખી શક્યો નથી. સાબરમતી આશ્રમને સ્થાને હવે જે હરિજન આશ્રમ હસ્તીમાં આવ્યું છે તેમાં એ

કામ ફરી શરૂ થવાનો પૂરો સંભવ છે. જે શોધખોળ કરી શકાય એવી છે તેનો વિસ્તાર સાગર જેટલો છે; તેમાં આ પ્રયોગ તો માત્ર બિંદુવત્ છે.

ગૌરક્ષા હિંદુધર્મનું એક અવિભાજ્ય અંગ છે. કોઈ પણ સાચો હરિજન ખોરાકને સારુ ઢોરને નહિ મારે. પણ અસ્પૃશ્ય બનીને તે મુડદાલ માંસ ખાવાની કુટેવ શીખ્યો છે. તે ગાયની હત્યા નહિ કરે પણ મરેલી ગાયનું માંસ બહુ જ સ્વાદથી ખાશે. શારીરિક દૃષ્ટિએ એ કદાચ નિર્દોષ હોય. પણ માનસિક દૃષ્ટિએ મુડદાલ માંસ ખાવું એના જેવી સૂગ ઉપજાવનારી વસ્તુ બીજી નહિ હોય. અને છતાં હરિજન ચમારના ઘરમાં જ્યારે મરેલી ગાય લાવવામાં આવે છે ત્યારે આખા કુટુંબનો આનંદ માતો નથી. બાળકો મુડદાની આસ-પાસ નાચે છે, અને ઢોરની ચામડી ઉતારવામાં આવે છે તે વખતે હાડકાં કે માંસના લોચા લઈને એકબીજા પર ફેંકે છે. અત્યારે હરિજન આશ્રમમાં રહેતો એક ચમાર તેના પોતાના હવે તજી દીધેલા ઘરનો ચિતાર આપતાં મને કહે છે કે એ મરેલું જાનવર જોઈને આખું કુટુંબ હરખઘેલું બની જાય છે. હરિજનોમાં કામ કરતાં તેમની પાસે મુડદાલ માંસ ખાવાની આ આત્માને હણનારી કુટેવ છોડાવવી એ મને કેટલું કઠણ કામ લાગ્યું છે એ હું જાણું છું. ચામડાં કેળવવાની રીતમાં સુધારો થાય તો મુડદાલ માંસ ખાવાનો રિવાજ આપોઆપ નાબૂદ થઈ જાય.

આમાં ભારે બુદ્ધિનું અને મડદાં ચીરવાની કળાનું કામ રહેલું છે. આમાં ગૌરક્ષાની દિશામાં પણ એક ભારે પગલું રહેલું છે. જો આપણે ગાયની દૂધ દેવાની શક્તિ વધારવાની

કળા શીખીએ નહિ, તેની ઓલાદ સુધારીએ નહિ, ને બળદને ખેતીના તથા ગાડાં ખેંચવાના કામ માટે વધારે ઉપયોગી બનાવીએ નહિ, ગાયનાં છાણુમૂતરનો ખાતર તરીકે ઉપયોગ કરીએ નહિ, અને તે તથા તેનાં વાછડાં મરી જાય ત્યારે તેમનાં ચામડાં, હાડકાં, માંસ, આંતરડાં વગેરેનો સારામાં સારો ઉપયોગ કરવાને તૈયાર ન થઈએ, તો ગાય કસાઈને હાથે મર્યા વિના નહિ જ રહે.

અત્યારે તો હું ફક્ત મુડદાની જ વાત કરું છું. અહીં આટલું યાદ રાખવું ઘટે છે કે ઈશ્વરકૃપાએ ગામડાંના ચમારને કતલ થયેલા ઢોરનું નહિ પણ માત્ર મરેલા ઢોરનું જ ચામડું ઉતારવાનું હોય છે. તેની પાસે ઢોરના મુડદાને સુઘડ રીતે લઈ જવાનું સાધન નથી હોતું. તે એને ઊંચકે છે, ઢસડે છે, અને એમ કરતાં ચામડી ઉઝરડાય છે ને ઉતારેલા ચામડાની કિંમત ઘટે છે. ચમાર જે અમૂલ્ય ને ઉદાત્ત સમાજસેવા કરે છે તેનું જો ગ્રામવાસીઓ અને પ્રજાને ભાન હોય તો તેઓ તેને મુડદાં લઈ જવાની સહેલી ને સાદી રીત શોધી આપશે, જેથી ચામડાને જરાયે નુકસાન થવા ન પામે.

ત્યાર પછીની ક્રિયા ઢોરનું ચામડું ઉતારવાની છે. આમાં ભારે કુશળતાની જરૂર રહે છે. મેં સાંભળ્યું છે કે ગામડાનો ચમાર એની ગાબડિયા છરીથી આ કામ કરે છે તેના કરતાં એ વધારે સારું કે વધારે ઝડપથી બીજું કોઈ નથી કરી શકતું, શસ્ત્રવૈદો પણ નથી કરી શકતા. જેમને એ બાબતનું જ્ઞાન હોવું જોઈએ તેમને મેં એ વિષે પૂછી જોયું છે. ગામડાના ચમાર કરતાં ચડી જાય એવી ઢબ તેઓ મને બતાવી નથી શક્યા. આમ કહેવાનો અર્થ એ નથી કે એથી ચડિયાતી

ઢબ બીજી છે જ નહિ. હું તો માત્ર વાચકને મારા અતિ મર્યાદિત અનુભવનો લાભ આપું છું. ગામડાનો ચમાર હાડકાંનો કશો ઉપયોગ કરી શકતો નથી. તે તેને ફેંકી દે છે. મડદાની ચામડી ઊતરાતી હોય તે વખતે કૂતરાં તેની આસપાસ ભમે છે, અને બધાં નહિ તો થોડાંક હાડકાં તો ઉઠાવી જાય છે. કૂતરાં એમનો ભાગ ઉઠાવી ગયા પછી જે બાકી રહે છે તે પરદેશ ચડાવવામાં આવે છે, અને હાથા, બટન ઇત્યાદિ રૂપે આપણે ત્યાં પાછું આવે છે.

બીજો રસ્તો આ મહાન ઉદ્યોગને શહેરોમાં લઈ આવવાનો છે. હિંદુસ્તાનમાં કેટલાંયે ચામડાંનાં કારખાનાં અત્યારે એ કામ કરી રહ્યાં છે. એની પરીક્ષા કરવાનો આ લેખનો ઉદ્દેશ નથી. આમ એ ઉદ્યોગ શહેરોમાં લઈ આવવાથી હરિજનોને ભાગ્યે જ કંઈ લાભ થઈ શકે એમ છે; ગામડાંને તો એથીયે ઓછો થાય. એ ગામડાંનો બેવડો રંજાડ કરવાનો રસ્તો છે. હિંદુસ્તાનમાં ઉદ્યોગોને શહેરમાં લઈ આવવા ને મોટાં કારખાનાં મારફતે ચલાવવા એમાં ગામડાંનું અને ગામડાંની પ્રજાનું ધીમું પણ અચૂક મોત રહેલું છે. શહેરી ઉદ્યોગો હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંમાં વસનારી તેની ૯૦ ટકા વસ્તીને કદી નભાવી નહિ શકે. આ ગામડાંમાંથી ચામડાં કેળવવાનો ને એવા બીજા ઉદ્યોગો ખસેડી લેવા એ હાથ ને બુદ્ધિના કૌશલનો ઉપયોગ કરવાની જરાકે તક ગામડાંમાં હજુ રહી છે તે છીનવી લેવા બરોબર છે. અને જ્યારે ગામડાંના ઉદ્યોગો નામશેષ થઈ જશે ત્યારે ઢોર લઈને ખેતરમાં મજૂરી કરવી ને વરસના છ કે ચાર મહિના આળસમાં ગાળવા એટલું જ ગામડાંના લોકોના નસીબમાં રહી જશે; અને એમ થશે ત્યારે, મધુસૂદન દાસના

શબ્દોમાં કહીએ તો, ગામડાંના માણસ પશુના જેવા બની જ જવાના; તેમને ન તો મનનું કે ન તો શરીરનું પોષણ મળવાનું, ને તેથી એમનાં આશા ને આનંદ પણ હણાઈ જવાનાં.

અહીં સો ટકા સ્વદેશીના પ્રેમીને માટે કામ પડેલું છે, અને એક મહાપ્રશ્ન ઉકેલવામાં શાસ્ત્રીય જ્ઞાનનો ઉપયોગ કરવાનો અવકાશ રહેલો છે. આ એક કામથી ત્રણ અર્થ સરે છે. એથી હરિજનોની સેવા થાય છે, ગ્રામવાસીઓની સેવા થાય છે, અને મધ્યમ વર્ગના જે બુદ્ધિશાળી લોકો રોજગારની શોધમાં હોય તેમને આબરૂભેર કમાણી કરવાનું સાધન મળે છે. વળી બુદ્ધિશાળી લોકોને ગામડાંની પ્રજાના સીધા સંસર્ગમાં આવવાની સુંદર તક મળે છે એ લાભ તો જુદો જ.

હરિજનબંધુ, ૯–૯–૧૯૩૪

# ૧૨

# 'યંત્રો કેમ નહિ ?'

એક બહેન, જે અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના થવાની સાંભળીને ઉત્સાહમાં આવી ગઈ હતી, તે પ્રારંભિક કાર્યક્રમ વિષેનો મારો લેખ વાંચીને લખે છે:

"ચોખા હાથે ખાંડવાના અને દાણા ઘંટીએ દળવાના કામને સજીવન કરવાના ને ઉત્તેજન આપવાના વિચારે જ મને ભડકાવી મૂકી છે, ને ગ્રામસેવા વિષેના મારા ઉત્સાહ પર ટાઢું પાણી રેડયું છે. ગ્રામોન્નતિની યોજનામાં શ્રમ બચાવનારાં યંત્રોનો લાભ ન લેવો એ મને સમય અને શક્તિનો ભયાનક દુર્વ્યય લાગે છે. જો ગામડાંના લોકોને અને તેમની સાથે ગામડાંની સેવા કરવા જનાર સેવકોને ખાંડવા ને દળવા બેસવું પડે તો એમની પાસે ગ્રામસુધારણાના કામ માટે ફુરસદ ભાગ્યે જ રહેશે. વળી જો આ પ્રાચીન રીતો પાછી શરૂ કરવામાં આવે તો પુરુષ શરૂઆતમાં તો ઉત્સાહમાં આવી જઈને એ કામ ઉપાડશે, પણ અંતે તે આખા કામનો — ખાંડવાદળવાનો — બોજો અમ સ્ત્રીઓ પર પડશે, અને અમારી જે સહેજ પણ પ્રગતિ થઈ છે તેને ધક્કો પહોંચશે."

આ દલીલના મૂળમાં એક વિચારદોષ રહેલો છે. મનુષ્યનો શ્રમ બચાવનારાં યંત્રોનો લાભ લેવાની ના પાડવાનો સવાલ જ નથી. જો ગામડાંના લોકોને પેટપૂરતું અન્ન અને પહેરવા પૂરતાં વસ્ત્રો મળતાં હોત તો હાથે દળવાનું કે હાથે ખાંડવાનું કારણ ન જ રહેત. આમ કહેવામાં એટલું માની લીધું છે કે આરોગ્યનો પ્રશ્ન અગત્યનો નથી, અથવા તો હાથે દળેલા અને સંચે દળેલા આટામાં અને હાથે ખાંડેલા અને સંચે ખાંડેલા ચોખામાં કશો ભેદ નથી. વસ્તુસ્થિતિ

એથી ઊલટી છે. પણ સવાલ તો એ છે કે ગામડાંના લોકોએ પોતાના ખપ પૂરતું પણ ખાંડવાદળવાનું છોડી દીધું ત્યારે તેઓ નિરુદ્યમી બની ગયા. અને એ બેકારીના વખતનો પોતાની ઉન્નતિ માટે કે બીજા કોઈ કામ માટે કશો સદુપયોગ તેમણે ન કર્યો. ભૂખે મરતાં સ્ત્રી કે પુરુષ જેની પાસે નવરાશનો વખત પડચો હોય તે એ વખતમાં પ્રામાણિકપણે એક આનો કમાઈ શકતાં હોય તો કમાતાં તેમને આનંદ જરૂર થાય. જે વખતે એમાંથી એક પોતાના શ્રમમાંથી ભૂખમરો ટાળવા થોડાક પૈસા કમાઈ શકે એમ હોય તે વખતે તેમને એ શ્રમ બચાવી લેવાનું કહેવામાં આવે તો તેને અકારું લાગે જ. ગ્રામસેવકને દળવું કે ખાંડવું પડશે એવો ખ્યાલ આ બહેન રાખે છે તે ખોટો છે. તેણે એ કળા તો શીખવી જ જોઈએ અને ઓજારો સાથે પરિચય કરી લેવો જોઈએ કે જેથી તે ઓજારોમાં સુધારા સૂચવી શકે અને તેની મર્યાદા સમજી શકે. તેનો બીજો એ ખ્યાલ પણ ખોટો છે કે ઉત્સાહના પડેલા પૂરમાં પુરુષોને દળવા કે ખાંડવાનું કહેવામાં આવશે, કે તેઓ પોતાની મેળે એ કામ કરશે, અને અંતે એ કામનો ભાર સ્ત્રીઓને માથે પડવા દેશે. ખરી હકીકત એ છે કે ખાંડવુંદળવું એ સ્ત્રીઓનો અધિકાર હતો, અને લાખો સ્ત્રીઓ આ પ્રતિષ્ઠિત તેમ જ બળવર્ધક કામમાંથી ગુજારો મેળવતી. હવે તેમને પરાણે નિરુદ્યમી રહેવું પડે છે, કેમકે એમાંના મોટા ભાગને એમની પાસેથી આપણે જે ઉદ્યમ ઝૂંટવી લીધો છે તેના બદલામાં બીજો કશો ઉદ્યમ મળ્યો નથી.

આ બહેન સ્ત્રીઓએ કરેલી ‘ સહેજ પ્રગતિ ’ વિષે લખે છે ત્યારે તેના ખ્યાલમાં ફક્ત શહેરમાં વસનારી સ્ત્રીઓ જ

છે, કેમકે ગામડાંના જીવનનો સેવકો બિલકુલ સ્પર્શ કરી શકયા નથી; એમાંના મોટા ભાગને તો ખબર પણ નથી કે આ વિશાળ દેશનાં સાત લાખ ગામડાંમાં સ્ત્રીપુરુષો કેવી રીતે રહે છે. પૌષ્ટિક ખોરાક અને સુરક્ષિત વસ્ત્રને અભાવે તેમનાં શરીર કેવાં સત્ત્વહીન થઈ ગયાં છે એની આપણને ભાગ્યે જ ખબર છે. અને આપણને એની પણ ખબર નથી કે જે નિઃસત્ત્વ ચોખા અને લોટ તેમનો મુખ્ય ખોરાક છે તે ખાઈને તેઓ અને તેમનાં બાળકો તેમનામાં શક્તિ અને જે કંઈ થોડું ચેતન હતાં તે ખોતાં જાય છે.

દળવાખાંડવાને ખાતર જ દળવાખાંડવાની પ્રાચીન પદ્ધતિ પાછી ચલાવવી એમ કહેવા જેટલો એને માટે મને પક્ષપાત નથી. હું એ પાછી ચલાવવાનું સૂચવું છું તેનું કારણ એ છે કે જે લાખો ગ્રામવાસીઓ નિરુદ્યમી થઈ પડયા છે તેમને કામ આપવાનો બીજો કોઈ રસ્તો નથી. હું માનું છું કે આપણે આર્થિક સંકટનો વધતો જતો બોજો દૂર ન કરી શકીએ તો ગામડાંનો ઉદ્ધાર થાય કે તેના પરથી ઊડી ગયેલું નૂર પાછું આવે એ અસંભવિત વસ્તુ છે. એટલે ગ્રામવાસીઓને તેમના એળે જતા વખતનો સદુપયોગ કરવાને સમજાવવા એ જ એક સંગીન ગ્રામસેવા છે. આ કાગળ લખનાર બહેનને અને તેના જેવા વિચાર ધરાવનારી બીજી બહેનોને મારું આમંત્રણ છે કે તેઓ કેટલાંક ગામડાંમાં જાય, ત્યાં ગ્રામવાસીઓની સાથે થોડોક વખત રહે, અને તેમના જેવી રહેણી રાખવાનો પ્રયાસ કરે. એમ કરતાં તેઓ તરત જ જોશે કે મારી દલીલમાં કેટલું વજૂદ છે.

હરિજનબંધુ, ૨-૧૨-૧૯૩૪

## ૧૩

# પ્રશ્નોત્તરી

[ગ્રામઉદ્યોગ સંઘની પ્રવૃત્તિ વિષે સરકારે કાઢેલા 'પરિપત્ર' (સરક્યુલર)ની વાત 'હરિજનબંધુ'માં અગાઉ આવી ચૂકી છે. એ વિષે ગઈ તા. ૨૨મીએ દિલ્હીમાં એક છાપાના પ્રતિનિધિએ ગાંધીજીની મુલાકાત લીધેલી; તેને ગાંધીજીની સાથે જે પ્રશ્નોત્તરી થઈ તે નીચે આપી છે. **તંત્રી**]

સ૦ — ગ્રામઉદ્યોગ સંઘના કામનો ખરેખરો આરંભ આપ ક્યારે કરી શકશો એમ લાગે છે?

ગાંધીજી — 'આરંભ' એટલે શું એ કહેવું કઠણ છે. પણ જો એનો અર્થ ગામડાંમાં જુદા જુદા એજંટો મારફતે કામનો આરંભ એવો હોય તો હું ચોકસ તારીખ બતાવી શકતો નથી; કેમકે અમે બહુ જ સાવચેતીથી ચાલીએ છીએ — સાવચેતી આ રીતે કે બની શકે ત્યાં સુધી ભૂલો ટાળવાનો અમારો વિચાર છે, કેમકે જે કામ કરવાનું છે તે વિવિધ પ્રકારનું છે. આ તો નકશો લીધા વિના અજાણ્યા દરિયામાં ઝંપલાવવા જેવું કામ છે. અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘનું મધ્યવર્તી મંડળ વર્ધામાં આવતી પહેલી તારીખે મળવાનું છે, તે વખતે કદાચ કંઈક ચોકસ પગલું ભરવામાં આવશે. દરમ્યાન એક ક્ષણ પણ નકામી જવા દેવામાં આવી નથી. અમે અતિ ઉપયોગી હકીકતો ભેગી કરી રહ્યા છીએ, ને અમને ઘણી જગાએથી મદદનાં વચનો મળતાં જાય છે.

સ૦ — આપ સંઘની શાખાઓ બધા પ્રાંતમાં એક-સાથે કાઢવા માગો છો, કે થોડીક જગાઓ પસંદ કરીને ત્યાં આરંભ કરવાનો આપનો વિચાર છે? સંઘનું મુખ્ય મથક ક્યાં રહેશે? આપ અહીંથી જાઓ તે પહેલાં અહીં શાખા સ્થપાશે?

જ૦ — અમારું ધ્યેય શાખાઓ સ્થાપવાનું નથી પણ આખા હિંદુસ્તાનમાં એજન્સીઓ રાખવાનું છે. એની પાછળ વિચાર એ છે કે જેટલાં ગામડાં તેટલા એજંટો હોય, જેથી કામ પૂરેપૂરું વહેંચાઈ જાય. આ પ્રયત્નમાં સફળતાની ચાવી કામને અનેક કેંદ્રોમાં વહેંચી નાંખવામાં રહેલી છે. હું જાઉં તે પહેલાં દિલ્લીમાં વિધિસર એજન્સી સ્થપાશે કે કેમ એ હું જાણતો નથી. પણ હું મળી શકે એટલી માહિતી ભેગી કરી રહ્યો છું. છેવટની નિમણૂક તો મધ્યવર્તી મંડળ કરશે. સંઘનું મુખ્ય મથક વર્ધામાં રહેશે. ત્યાં શેઠ જમનાલાલજીએ એમનો સરસ બગીચો સંઘને આપ્યો છે. એમાં મોટો બંગલો પણ છે. પાછળથી જરૂર પડે તો વધારે જમીન આપવાનું તેમણે વચન આપ્યું છે.

સ૦ — જે મરી ગયેલા કે મરતા ઉદ્યોગોને આપ સજીવન કરવા ઇચ્છો છો તેને વિષે હકીકતો, આંકડા વગેરે ભેગાં કરવાનું કામ સંઘ એકલે હાથે કરશે, કે હિંદુસ્તાનમાં અત્યારે જે સરકારી તેમ જ બિનસરકારી સંસ્થાઓ કામ કરી રહી છે તેમનો સહકાર માગશે?

જ૦ — સંઘ એકલે હાથે કશું નહિ કરે, કેમકે જે કામ કરવાનું છે તે મહાભારત કામ છે. તેથી તે બધી સંસ્થાઓનો — સરકારી સંસ્થાઓનો પણ — સહકાર માગશે ને લેશે.

સ૰ — જે ઉદ્યોગોને સજીવન કરવાથી અત્યારે ભારતવર્ષમાં તેમ જ જગતમાં પ્રવર્તતી અનેક આર્થિક અને અન્ય શક્તિઓ સાથે અથડામણમાં આવવું પડે એમ ન હોય એવા ઉદ્યોગોને જ સજીવન કરવાનો સંઘનો પ્રયત્ન રહેશે ? કે એવો વિચાર રાખ્યા વિના, જે ઉદ્યોગો પ્રાચીન કાળમાં ગ્રામવાસીઓને આજીવિકા આપતા તે બધા મરી ગયેલા ઉદ્યોગોને સજીવન કરવા સંઘ મથશે ?

જ૰ — ગ્રામજીવનના નૈતિક તેમ જ આર્થિક વિકાસને સારુ જેટલા ઉદ્યોગો આવશ્યક જણાય તે બધાને સજીવન કરવાનો ને ઉત્તેજન આપવાનો સંઘનો પ્રયત્ન રહેશે. જગતની જે વિરોધી શક્તિઓ કહેવાય છે તેને લીધે સંઘ પોતાનું કામ નહિ રોકે.

સ૰ — હિંદુસ્તાનની કાપડની મિલોને ખાદીનો ઉદ્યોગ ગમ્યો નથી એ તો સૌ જાણે છે. જો મરેલા, મરતા કે ટગુમગુ કરતા ઉદ્યોગો વધારે સંગઠિત સ્વદેશી ઉદ્યોગો સાથે અથડામણમાં આવે એવા હોય તેને સજીવન કરવાનો પ્રયત્ન સંઘ કરશે તો તેનો વિરોધ થશે એવો ભય આપને નથી ?

જ૰ — ખાંડની, ચોખાની ને લોટની મિલો, જે યંત્રોથી ઉદ્યોગ ચલાવે છે, તેના તરફથી સંઘનો વિરોધ થાય એ સંભવિત છે. એ મુસીબતમાંથી આપણે રસ્તો કાઢવો રહ્યો. મને પૂરી આશા છે કે આ મુશ્કેલીઓને આપણે પહોંચી વળી શકીશું.

સ૰ — ખાંડ અને ગોળનો જ સવાલ લોને. ખાંડના ઉદ્યોગને સરકાર તરફથી રક્ષણ મળે છે, અને હવે એ સારી પેઠે જામી ગયો છે. થોડા વખત પર છાપાંમાં એમ આવેલું કે ગ્રામઉદ્યોગ સંઘ ગોળનો વાપર વધારવાનો પ્રયત્ન કરશે. એ

વાત જો સાચી હોય તો આપને એમ નથી લાગતું કે એમ કરીને એ ખાંડના ઉદ્યોગનો વિરોધ વહોરી લેશે ?

જ૦ — એમ વખતે બને. ગોળનો વાપર વધે ને ખાંડનો વાપર ઘટે તો એ હિંદુસ્તાનને માટે આશીર્વાદરૂપ થઈ પડે; કેમકે ડૉક્ટરોનો અભિપ્રાય એવો છે કે ખાંડ કરતાં ગોળમાંથી પોષણ વધારે મળે છે. અને કોઈ પણ યાંત્રિક ઉદ્યોગ લોકોનું આરોગ્ય ન બગાડે એ જોવાનું કામ સંઘનું છે તેમ લોકોનું પણ છે.

સ૦ — સંઘે આજે ચાલતા મોટા ઉદ્યોગોનો વિરોધ વહોર્યા વિના તેમાં પૂર્તિ કરવી જોઈએ કે નહિ ? એ વિષે આપના શા વિચાર છે ?

જ૦ — એનો જવાબ મેં આપી દીધો છે.

સ૦ — મરી ગયેલા ગ્રામઉદ્યોગોને આપ સજીવન કરો એમાંથી આગળ જતાં મોટા, યંત્રોથી ચાલતા ઉદ્યોગોનો વિકાસ થાય, પણ એ આજની પેઠે લોભી ધનિકોના હાથમાં ન રહેતાં બુદ્ધિપુરઃસર અને સૌ મનુષ્યના હિતનો વિચાર રાખીને ચલાવવામાં આવે — એ મારી માન્યતા ખોટી છે ?

જ૦ — હિંદુસ્તાન જેવો વિશાળ દેશ જ્યાં કરોડો માણસો વરસમાં ચાર મહિના પરાણે આળસમાં ગાળે છે ત્યાં મોટા પાયા પર યંત્રોથી ઉદ્યોગો ચાલે છતાં ૩૫ કરોડ માણસો ઠીક ઠીક સુખથી રહી શકે કે કેમ એ હું કહી શકતો નથી. ગામડાંમાં જે ઉદ્યોગો ચાલી શકે જ નહિ એવા હોય તેની વાત જવા દઈએ; પણ તે સિવાયના મોટા પાયા પર ચાલતા એકહથ્થુ ઉદ્યોગોને પરિણામે કરોડો માણસો ભૂખે મરતાં થઈ જવાનાં.

એ ઉદ્યોગોને લીધે બેકાર થઈ જનાર કરોડો માણસને આબરૂ-ભેર ગુજારો કરવાનું કંઈ સાધન મળી જાય તો જુદી વાત.

સ૦ — ગ્રામઉદ્યોગ સંઘ વિષેના સરકારી પરિપત્રની જે વાત છાપાંમાં આવી છે તે જો સાચી હોય તો સંઘ સરકાર જોડે અથડામણમાં આવે એવો સંભવ આપને દેખાય છે ખરો?

જ૦ — સંઘ સરકાર જોડે અથડામણમાં આવે એવો જરાયે સંભવ નથી. કેમકે, મારી સમજ જો સાચી હોય તો, કદાચ એક સફાઈની બાબત બાદ કરતાં બીજી બાબતોમાં સરકારના પ્રયાસની પાછળ જે આદર્શ છે તેના કરતાં ગ્રામ-ઉદ્યોગ સંઘનો આદર્શ જુદો છે. જે ગામડાંમાં સરકાર તરફથી સફાઈનું કામ ચાલતું હોય ત્યાં અમે એ કામ નહિ જ ઉપાડીએ. સરકારના કામને ખસેડીને એની જગાએ કામ કરવાનો અમારો જરાયે ઇરાદો નથી. સરકારના કામમાં પૂર્તિ થઈ શકે તો કરીએ ખરા.

સ૦ — આપે સરકારનો પરિપત્ર વાંચ્યો તો હશે જ?

જ૦ — હા.

સ૦ — આપે જોયું હશે કે સરકારને એવો અંદેશો છે કે આ સંઘ દ્વારા આપને ગામડાંના નિકટ સંસર્ગમાં આવવાની વધારે તક મળશે, અને આપ એનો ઉપયોગ અત્યાર સુધીના કરતાં ઘણા મોટા પ્રમાણ પર સવિનય ભંગની યોજના કરવામાં કરશો.

જ૦ — એ વિચાર મારા મનમાં કદી આવ્યો નથી. એવી આડકતરી રીતે મેં કદી કામ કર્યું નથી. એથી તો મેં કરવા ધારેલું કામ બગડી જ જાય. મારો ઉદ્દેશ તો ગામડાંનો આર્થિક અને નૈતિક વિકાસ સાધવાનો જ છે. અને એટલું

કામ થાયતો મારા મનની બધી મુરાદ પૂરી થઈ જાય. તે જ પ્રમાણે, જો મારે ક્યારેય પણ સવિનય ભંગની લડત ઉપાડવી પડે તો તેની યોજના બીજી કોઈ પણ પ્રવૃત્તિથી સ્વતંત્ર રીતે કરવામાં આવશે. જો 'સવિનય' શબ્દનો પૂરો અમલ કરવામાં આવે તો આ બધી શંકા દૂર થઈ જાય. પણ મારી પાસે પૂરતી ધીરજ છે; અને મારી ખાતરી છે કે મેં કહી છે એ વાત જો સાચી હોય તો આ બધી શંકા દૂર થઈ જશે, ને મારે એને સારુ જરા પણ પ્રયત્ન નહિ કરવો પડે.

સ૦ — આપને એક બીજો પ્રશ્ન પૂછું. આપે કહ્યું છે કે સરકાર જો આપની ગ્રામઉદ્યોગની યોજનાનો મર્મ સમજે અને આપને મદદ કરે, તો આપ અદ્ભુત પરિણામો બતાવી શકો. એ મદદ તે કઈ જાતની?

જ૦ — હું એટલું જ કહું છું કે સરકાર જો મારી કાર્યપદ્ધતિનું રહસ્ય સમજે, અને હું કરું છું એ કામમાં મને સંપૂર્ણ સહકાર આપે, તો હું અદ્ભુત પરિણામ બતાવવાનું માથે લઉં છું. મારે પૈસાની મદદ નથી જોઈતી. સરકાર મારા કામને ઉત્સાહપૂર્વક વધાવી લે એટલું જ મારે જોઈએ છે.

હરિજનબંધુ, ૩-૨-૧૯૩૫

## ૧૪

# નિરાશા નથી

શ્રી. હરદયાળ નાગ આખા હિંદુસ્તાનમાં કામ કરી રહેલા આગેવાનોમાં કદાચ સૌથી વૃદ્ધ હશે. તેઓ લખે છે:

"આપના અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘના કામને પૂરતો જવાબ મળતો નથી એ જોઈને મને નિરાશા થાય છે. તમે જો આ બાબતમાં મારા પર કર્તવ્યની ઉપેક્ષા કર્યાનો આરોપ મૂકો તો મારે અપરાધ કબૂલ કર્યા સિવાય છૂટકો નથી. મેં જ્યારથી જાહેર જીવનમાં પગ મૂક્યો ત્યારથી હું ગ્રામઉદ્યોગોની આર્થિક બાજુનો અભ્યાસ કરતો આવ્યો છું. આપના કાર્યક્રમમાં મને બહુ ઉત્સાહ ચડતો નથી, કેમકે મને એમાં આર્થિક દૃષ્ટિએ વિચાર કરેલો દેખાતો નથી. એ મારો વાંક હોય ને મને કંઈક શીખવાની બહુ જરૂર હોય એમ પણ બને.

વિદેશી વેપારરૂપી જે રાક્ષસ આખા હિંદુસ્તાનના ગ્રામઉદ્યોગોનું ભક્ષણ કરી ગયો તે તો હજુ આપણી નજર આગળ ઊભો જ છે. આર્થિક જાદુગરીની મોહક વાંસળી તો હજુ ગાઈ રહી છે કે 'સસ્તામાં સસ્તો જ માલ ખરીદો.' એ સૂરની અસર પણ ઘણી થાય છે. ક્ષણવાર કલ્પના કરો કે હિંદુસ્તાનમાં ગૃહઉદ્યોગથી બનેલી ચીજોની રેલમછેલ ચાલી રહી છે. પણ ચીજો પેદા થાય ને એને વાપરનાર કે વહોરનાર ન મળે તો એ વેપારમાં ખોટ સિવાય બીજું શું પરિણામ આવે? હાથસાળ ખાદી પેદા કરી શકે, પણ ખરીદનાર પેદા કરવાનું સાળથી થોડું જ બની શકે છે? મારો દુઃખદ અનુભવ એવો છે કે જે લોકો કાંતે છે તેઓ જાતે

કાંતેલા સૂતરનું કપડું પહેરતા નથી. ઘણાખરા કાંતનાર પણ ખાદી પહેરતા નથી. સૂતરના વેચાણમાંથી એમને કંઈ જ ઊપજ થતી નથી એમ કહીએ તો ચાલે. કેટલાક તો પોતાનું સૂતર વેચવાની કે દાનમાં આપવાની પણ તકલીફ લેતા નથી. આવા શિખાઉ લોકો ઝાઝો વખત કાંતવાનું ચાલુ ન રાખી શકે. હવે જો હિંદુસ્તાનના બધા જ ગ્રામવાસી હાથકારીગરીથી પોતાના વાપર માટે નહિ પણ વેચાણને માટે માલ પેદા કરવા માંડે તો એ માલ ખરીદનાર ક્યાંથી આવવાના? હિંદુસ્તાનની રાજકીય ગુલામી જ્યાં લગી કાયમ છે ત્યાં લગી કોઈ પણ પારકો દેશ એ માલ ખરીદવાનો નથી. માલ વાપરનાર હિંદીઓ તો કશાનો ત્યાગ કરતા જ હોય તો હિંદુસ્તાનનાં ગામડાંમાં બનેલા જાડા ખડબચડા માલનો ત્યાગ કરે છે. ગોળ બનાવનાર માણસ દેશદાઝનો દેખાવ કરવા ખાતર જરાક ગોળ જીભે અડાડશે, પણ ચા કે દૂધમાં ગોળ નાંખશે ખરો કે? ગામડાના જોડાના કારખાનાનો માલિક સુંદર સુંવાળા સસ્તા વિદેશી જોડા મૂકીને પોતાના જ કારખાનાના કઠણ જોડા વાપરશે ખરો કે જે કારખાનાંમાં માલ પૈસા મેળવવાની દૃષ્ટિએ જ અને કેવળ વેચાણને ખાતર જ પેદા કરવામાં આવતો હતો એવાં કેટલાંયે નાનાં કારખાનાં ખોટ ખાઈને બેસી ગયાના દાખલા જોવાનું દુર્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. એમનો ઉદ્દેશ ફક્ત પૈસા કમાવાનો હતો, ને તેથી એમને નિષ્ફળતા મળ્યા સિવાય બીજો રસ્તો જ નહોતો. ગ્રામવાસીઓ જાતે પોતાના જ કાચા માલમાંથી ફુરસદને વખતે ને પોતાના જ વાપરને માટે ચીજો બનાવી લે એના કરતાં કોઈ પણ વિદેશી માલ સોંઘો હોઈ શકે જ નહિ, એમ ગ્રામવાસીઓને શીખવવામાં ન આવે ત્યાં સુધી તેઓ વિદેશી માલનો ત્યાગ કદી કરવાના જ નથી. એમને વિદેશી માલ ખરીદવાને પૈસા ઉછીના લેવા પડે છે, પણ જીવનની જરૂરિયાતો પેદા કરી લેવા માટે તેમને દેવું કરવાની કશી જરૂર નથી. ગામડાંમાં તો આજની રોકડ નાણાંની વ્યવસ્થાને બદલે ચીજોનાં સાટાં કરવાની સહકારી પદ્ધતિ વધારે પસંદ કરવા

લાયક છે. હિંદુસ્તાનના ગ્રામવાસીઓ વિદેશી વેપારના ચેપથી એવા ભ્રષ્ટ થઈ ગયા છે કે તેઓ પૈસા સિવાય બીજી દૃષ્ટિએ વિચાર કરી શકતા જ નથી ”

શ્રી. હરદયાળ બાબુએ હવે વિશ્રાંતિ લેવાનો અધિકાર મેળવ્યો છે. અને તેઓ જાહેર કાર્યમાત્રમાંથી નિવૃત્તિ લે તો કોઈ ફરિયાદ નહિ કરે. પણ એમના ત્રણ હરીફ—પંડિત માલવીયજી, અબ્બાસ તૈયબજી અને વિજયરાઘવાચાર્યની પેઠે તેઓ પણ કામ કર્યાં કરવાનો આગ્રહ રાખે છે. તેથી એમની વૃદ્ધાવસ્થાને કારણે ટીકાકારો એમને દરગુજર કરે એવી અપેક્ષા તેઓ રાખી ન શકે. એવી એમની અપેક્ષા નથી જ એ હું જાણું છું. એમનું શરીર ને એમની બુદ્ધિ હજુ સાબૂત છે, અને રાષ્ટ્રની સેવામાં જ્યારે જોઈએ ત્યારે તત્પર છે. એમને હું કહું કે જે લોકો પ્રત્યક્ષ કામ કરી રહ્યા છે તેમનાં મનમાં જરાયે નિરાશાની લાગણી નથી. આ કામ એટલું નવું છે કે એની તૈયારી કરતાં લાંબો વખત લાગે છે. કાર્યકર્તાઓની પાસે જે કામ આવી પડયું છે તેને તેઓ પહોંચી નથી શકતા.

તેથી હું કહેવા ઇચ્છું છું કે હરદયાળ બાબુના મનમાં નિરાશા ઊપજે છે તેનું કારણ તેમણે આપ્યું છે એ જ છે. તેઓ કર્તવ્યની ઉપેક્ષા કર્યાનો અપરાધ કબૂલ કરે છે. એમણે જો એમની હમેશની રીત પ્રમાણે કામ ઉપાડી લીધું હોત તો એમને એ મુશ્કેલ તો બહુ લાગ્યું હોત, પણ એમને નિરાશા તો ન જ થાત. એમને આ કામમાં આર્થિક દૃષ્ટિની ખામી લાગે છે કેમકે એમણે એ જોવાનો પ્રયત્ન નથી કર્યો.

હરિજન કાર્યમાં હું ડૂબી ગયો હતો તેમાં મેં જોઈ લીધું કે જો હિંદુસ્તાનનો વિનાશ ન થવા દેવો હોય તો આપણે છેક

નીચલે પગથિયેથી શરૂઆત કરવી જોઈએ. એ જો સડેલું હોય તો ઉપલા ભાગમાં કે વચલાં પગથિયાંમાં કરેલું કામ આખરે અફળ ગયા વિના રહેવાનું નથી.

દેશની આગળ જે કાર્યક્રમ છે તેમાં આર્થિક દૃષ્ટિ ઉપરાંત બીજું પણ છે. સંઘના કાર્યક્રમમાં આલેખેલી છે એ રીતે રાષ્ટ્રને પૌષ્ટિક ખોરાક આપવો એ એને પૈસા ને આરોગ્ય બંને આપવા બરોબર છે. ગ્રામવાસીઓ જો ચોખા જાતે ખાંડી લે ને તેને છડયા વિના ખાય તો તેથી દરવરસે ઓછામાં ઓછા ત્રીસ કરોડ રૂપિયા બચે અને આરોગ્યમાં વૃદ્ધિ થાય. પણ દુઃખની વાત એ છે કે સામાન્ય બજારમાં અણછડ આખા ચોખા ખોળ્યા જડતા જ નથી. અને સંઘ પ્રજાને આ બાબતમાં સ્પષ્ટ આદેશ આપી શકે તે પહેલાં તેને થોડાક દિવસ રાહ જોવી પડે એમ છે. શો ખોરાક લેવો ને તે કેવી રીતે તૈયાર કરવો એને વિષે પ્રજાને કેળવણી આપવાની જરૂર છે.

આ કંઈ ગામડાંમાં તકલાદી માલ બનાવીને ઘરાકોને પરાણે વળગાડવાનો કાર્યક્રમ નથી. એ જ જાતની વિદેશી કે સ્વદેશી ચીજો જોડે હરીફાઈમાં ઊતરવાનું નથી. એવી હરીફાઈને નસીબે તો નિષ્ફળતા લખેલી જ છે. પણ આ યોજનામાં તો ગ્રામવાસીઓ પોતે જ પોતાના ઘરાક બનવાના છે. તેઓ જે પેદા કરશે તે પહેલાં તો જાતે જ વાપરશે. કેમકે તેઓ દેશની વસ્તીના ૯૦ ટકા જેટલા છે. શહેરોને જે માલ જોઈતો હશે ને જે પેદા કરવો ગામડાંને પોસાશે તે તેઓ શહેરને માટે પેદા કરશે. લોકોને દૂધચામાં ગોળ વાપરવાની સલાહ આપવામાં આવશે જ. તેમને કહેવામાં આવે છે ને આવશે કે દૂધચામાં ગોળ નાંખવાથી આરોગ્યને હાનિ થાય છે

એમ માનવું એ વહેમ છે. એક સજ્જન લખે છે કે એમની પત્નીએ ચામાં ખાંડને બદલે ગોળ નાંખવા માંડયો ત્યારથી તેની કબજિયાત દૂર થઈ ગઈ. એમાં મને નવાઈ નથી લાગતી, કેમકે ગોળમાં સહેજ સારકપણાનો જે ગુણ છે તે ખાંડમાં નથી જ. મધ્યમ વર્ગના લોકોએ ગ્રામવાસીઓને લૂંટયા છે. એમાંના કેટલાક હવે ગ્રામવાસીઓના મનમાં તેમના ગૌરવ વિષેનું અને રાષ્ટ્રના વિકાસમાં તેમના સ્થાન વિષેનું ભાન જાગૃત કરીને ભૂતકાળના પાપનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યા છે.

પછી સફાઈનો પ્રશ્ન લો. એના તરફ યોગ્ય ધ્યાન અપાય તો દેશને દરવરસે માથાદીઠ બે રૂપિયા બચે. એનો અર્થ એ થયો કે દેશને વરસે સાઠ કરોડ રૂપિયાની આવક થઈ. આરોગ્ય સુધરે ને કાર્યશક્તિ વધે એ વધારામાં. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાં ભાંગતાં જાય છે; એ દશામાં બધી બાજુએથી સુધારો કરવાનો આ કાર્યક્રમ એ પાયો છે. એ કામ ઘણા લાંબા વખત પહેલાં થવું જોઈતું હતું. હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ ગમે તેવી હોય તોયે એ કામ કર્યે જ છૂટકો છે. એમાં ભંગીથી માંડીને શાહુકાર સુધીના સર્વ વર્ગના ગ્રામવાસીઓનો સમાવેશ થાય છે. આ કામ એવું છે કે એમાં સર્વ પક્ષો પૂરા દિલથી સાથ આપી શકે. જો પૂરતા સેવકો મળી રહે તો આ પ્રવૃત્તિના ભાવિને વિષે અંદેશો છે જ નહિ.

હરિજનબંધુ, ૧૦-૪-૧૯૩૫

## ૧૫

## ભ્રાંતિઓ

ચાલુ બનાવો અને વસ્તુઓને કાળજીથી નિહાળનાર એક સજ્જન લખે છે:

"આપના જે કાગળનો હું જવાબ આપું છું તે કાગળમાં આપે બતાવેલી દિશાઓમાં કામ કરવાનો ઘણો અવકાશ છે એ વિષે મને બિલકુલ શંકા નથી. ગૃહઉદ્યોગોને સ્થાન અવશ્ય છે. પણ દિલ ખોલીને કહું તો ગૃહઉદ્યોગો મોટા ઉદ્યોગોની જગા લઈ શકે એમ હું માનતો નથી. એ મોટા ઉદ્યોગો ચલાવનારના આર્થિક હિતનો પ્રશ્ન કોરે મૂકીએ તોપણ હું માનું છું કે એવા જે મોટા ઉદ્યોગો આ દેશમાં સ્થપાયેલા છે ને હજુ સ્થપાઈ શકે એમ છે તેને પાયમાલ કરવા મથવાથી દેશનું હિત સધાવાનું નથી. યંત્રોની સામે સૌથી મોટો વાંધો એ ઉઠાવવામાં આવે છે કે એ દહાડે દહાડે વધારે ને વધારે માણસોનો કામધંધો છીનવી લઈ તેમને બેકાર બનાવે છે. નફાની વહેંચણીની જે રીત આજે ચાલે છે તેમાં ફેરફાર કરવાની જરૂર કદાચ હશે. પણ ફુરસદનો જો સદુપયોગ થઈ શકે તો તે બીજી ઘણી વસ્તુઓ કરતાં વધારે અગત્યનો છે. કેવળ મોટી સંખ્યાને કામે લગાડવાને સારુ પૈસાની બચત કરી આપનારાં અને કામ સારું ને ઘણું વધારે કરી આપનારાં યંત્રોનો ત્યાગ કરવાની જરૂર છે એમ હું માનતો નથી. એ યંત્રોથી ઘણાં માણસોને ફુરસદ અને અન્ન મળે, અને આ 'ઘણાં'માં હું એવા લોકોનો પણ સમાવેશ કરું છું જેમનો એ ઉદ્યોગની સાથે દૂરનો પણ

સંબંધ ન હોય. હિંદુસ્તાનમાં વસ્તી મોટી છે ને હજુ એમાં ઉમેરો થતો જ જાય છે, એટલે મને ભય છે કે દરેક માણસને ઠીકઠીક સુખસગવડમાં રાખી શકાય એવો વખત તો ક્યારેય નહિ આવે. જેમ લોકોમાં જ્ઞાન અને સફાઈ વધશે તેમ લોકોનાં આયુષ્ય વધશે ને મરણપ્રમાણ ઘટશે. વસ્તીની દૃષ્ટિએ વિચારતાં, આનાથી તો સ્થિતિ આજના કરતાંયે બગડશે. એટલે આપ મને માફ કરશો પણ મારે કહેવું જોઈએ કે સૌથી પહેલી તો એ કરવાની જરૂર છે કે વસ્તીના વધારા ઉપર અંકુશ મૂકવો, અને એ સંતતિનિયમન વિના બની શકે નહિ. આપ એના વિરોધી છો એ હું જાણું છું. પણ હવે જ્યારે આપ સફાઈ, ખોરાકના સુધારા, ગ્રામઉદ્યોગ વ૦ દ્વારા દેશની આર્થિક પુનર્ઘટના કરવાના જ વિચારો કરી રહ્યા છો, ત્યારે મારી આપને વિનંતિ છે કે આ વસ્તુ પર પણ આપે ધ્યાન આપવું ઘટે છે કે નહિ એ આપ વિચારી જોશો.”

આ પત્રલેખક પ્રામાણિકપણે વિચાર કરનારા છે, અને છતાં હું માનું છું કે તેમણે જે બે સંઘોને ઉદ્દેશીને લખ્યું છે તે સંઘો દ્વારા થતા કાર્યનો આખો ઉદ્દેશ જ તેઓ સમજી શક્યા નથી. એ સંઘોનો ઉદ્દેશ મોટા ઉદ્યોગોને હઠાવી તેમની જગા લેવાનો કે તેમને પાયમાલ કરવાનો છે જ નહિ; એમનો ઉદ્દેશ તો એ જ છે કે મરેલા કે મરતા ઉદ્યોગોને સજીવન કરવા, ને આજે કરોડો માણસોને પરાણે પૂરી કે અધી બેકારીમાં રહેવું પડે છે તેમને આ ઉદ્યોગો દ્વારા કામ આપવું. આ કાર્યક્રમ ખંડનાત્મક નથી પણ મંડનાત્મક છે; વિનાશનો નથી પણ રચનાનો છે. મોટા ઉદ્યોગો કરોડો બેકારોને પહોંચી શકે એમ છે નહિ, તેઓ એ આશા પણ સેવતા નથી. એમનું મુખ્ય ધ્યેય તો એમના થોડાક માલિકોને કમાણી કરી આપવાનું છે; કરોડો બેકારોને કામ મેળવી આપવું એ એમનું મુખ્ય

ધ્યેય કદી રહ્યું નથી. ખાદી અને બીજા ગ્રામઉદ્યોગોના સંચાલકો નજીકના ભવિષ્યમાં મોટા ઉદ્યોગો પર અસર પાડવાની આશા રાખતા નથી. ગ્રામવાસીઓનાં અંધારાં ભોંયરાં — જેને ઝૂંપડાં કહેવાં એ પણ ભાષાનો દુરુપયોગ છે — માં પ્રકાશનું કિરણ પહોંચાડવાની આશા તેઓ રાખે ખરા. આ પત્રલેખક કહે છે કે 'ફુરસદનો સદુપયોગ થઈ શકે તો તે બીજી ઘણી વસ્તુઓ કરતાં વધારે અગત્યનો છે.' એમ કહેવામાં જ તેઓ પોતાની આખી વાત જતી કરતા જણાય છે. તેઓ જે પ્રવૃત્તિઓમાં અસંમત છે તે પ્રવૃત્તિઓનો ઉદ્દેશ તેમણે પોતે ધારેલું ધ્યેય જ સિદ્ધ કરવાનો છે. આળસમાં પડેલાં કરોડો માણસોના ફુરસદના વખતનો સદુપયોગ કરવો એ જ એ પ્રવૃત્તિઓની ધારણા છે.

આમાં યંત્રના અસ્થાને થતા ઉપયોગ અને દુરુપયોગની — એટલે કે કરોડોને હાનિ થાય એવી રીતે થતા ઉપયોગની — સામે સંગ્રામ જગાવ્યે નથી. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંમાં વેરાયેલા ગ્રામવાસીઓરૂપી જીવતાં યંત્રોની સામે જડ યંત્રોને ન ખડકવાં જોઈએ. યંત્રો મનુષ્યના પ્રયત્નને મદદ કરે, તેને સબળ બનાવે, એ યંત્રોનો સદુપયોગ કહેવાય. આજના ઉપયોગનું વલણ તો એ દિશામાં જ વધતું જાય છે કે ગણ્યાગાંઠ્યા લોકોના હાથમાં સંપત્તિના ઢગલા વાળવા, અને જે કરોડો સ્ત્રીપુરુષોનાં મોંમાંથી રોટલો ઝૂંટવી લેવામાં આવે છે તેમની તો લવલેશ પરવા સરખી ન કરવી. બહુ જ સૂક્ષ્મ લાગણીઓ-વાળાં માનવી યંત્રો પાસેથી કામ ન લેવું એ ઇરાદાથી જડ યંત્રો દ્વારા કામ લઈને ધનના ઢગલા ભેગા કરવાની ઘેલછાએ ઘોર દુઃખો પ્રવર્તાવ્યાં છે, તેમાં થઈ શકે એટલો ઘટાડો કરવો

એ જ કલ્પનાથી ચરખા સંઘ અને ગ્રામઉદ્યોગ સંઘની રચના કરવામાં આવેલી છે.

આ પત્રલેખકને ભય છે કે દરેક માણસને ઠીકઠીક સુખ-સગવડમાં રાખી શકાય એવો કાળ કદી નહિ આવે. જેઓ ગામડાંમાં કામ કરી રહ્યા છે તેમને એવો ભય નથી. ઊલટું, તેઓ જેમ જેમ ગ્રામવાસીઓના વધારે નિકટના સહવાસમાં આવતા જાય છે અને ગામડાંની સ્થિતિથી વધારે વાકેફ થતા જાય છે તેમ તેમ તેમનાં મનમાં એ આશા વધતી જાય છે કે જો ગ્રામવાસીઓ પાસે એમનું પરંપરાગત આળસ છોડાવી શકાય તો તેઓ બધા ઠીકઠીક સુખસગવડમાં રહી શકે, એટલું જ નહિ પણ એને લીધે દેશની આર્થિક વ્યવસ્થામાં કશી ભારે ઊથલપાથલ પણ ન થાય. કેટલીક ત્રાસદાયક સ્થિતિ છે તેનો ત્રાસ તો ઓછો કરવો જ પડશે. પણ જો ધનિક ગણાતા વર્ગો તરફથી કંઈક સહકાર મળે તો એ ક્રિયાની અસર પણ લગભગ ન દેખાય એવી થશે.

પત્રલેખકને આજની વસ્તીને ઠીકઠીક સુખસગવડ અપાવવા વિષે જે ભય છે તેમાંથી સ્વાભાવિક રીતે વસ્તી હદપાર વધી પડવા વિષેનો ભય ઉત્પન્ન થયો છે. પછી તો સંતતિનિયમન એ જ તર્કશુદ્ધ પગલું થઈ પડે છે. મારે મન સંતતિનિયમન એ અંધારી ખાડ છે. એ અજ્ઞાત શક્તિઓની સાથે ખેલવા જેવું છે. માનો કે અમુક સ્થિતિમાં કૃત્રિમ ઉપાયોથી સંતતિ-નિયમન કરવું યોગ્ય હોય, તોયે તેનો કરોડો માણસોને હાથે અમલ કરાવવો એ મને તો સર્વથા અશક્ય ભાસે છે. તેમને ગર્ભાધાન અટકાવનારા ઉપાયોથી સંતતિનિયમન કરવાને સમજાવવા એના કરતાં સંયમ પાળવાને સમજાવવાનું મને

વધારે સહેલું દેખાય છે. આપણો આ નાનો પૃથ્વીનો ગોળો એ કંઈ ગઈ કાલનું રમકડું નથી. એના અગણિત વર્ષોના જીવનમાં એણે વધી પડેલી વસ્તીની પીડા કદી અનુભવી નથી. ત્યારે કેટલાક લોકોના મનમાં એકાએક આ સત્યનો ઉદય ક્યાંથી થયો કે જો કૃત્રિમ ઉપાયોથી જન્મપ્રમાણ પર અંકુશ મૂકવામાં નહિ આવે તો પૃથ્વીનો નાશ થઈ જશે? મને ભય છે કે આ પત્રલેખક એક ભ્રાંતિમાંથી બીજીમાં પડતા ગયા છે, ને અંતે અત્યાર સુધી કદી ન જોયેલા જાણેલા એવા જંગી પ્રમાણ પર ગર્ભાધાનનિરોધક ઇલાજોનો ઉપયોગ કરવાના કળણમાં જઈ પડ્યા છે.

હરિજનબંધુ, ૧૫-૯-૧૯૩૫

## ૧૬

# એક ભ્રમ

મારાં કાગળિયાંમાં નીચેનો પ્રશ્ન કેટલોક સમય થયાં પડી રહ્યો છે :

"તમને એમ નથી લાગતું કે જ્યાં સુધી રાજદ્વારી સત્તા હાથ ન હોય ત્યાં સુધી મોટો ફેરફાર નહિ થઈ શકે? વળી અત્યારની આર્થિક રચનાનો સામનો કરવાનો છે. એની મર્યાદાઓ સમજી લેવાય તો વધારે સારું. સંગઠનમાં રાજદ્વારી હેતુ તો મુખ્ય જ રહેવો જોઈએ, સીધી કે આડકતરી રીતે. એટલે આ લીલોતરી, શાકભાજી, 'પૂર્ણ' 'અપૂર્ણ' ચોખા, એ બધું શા કામનું છે?"

ઘણી વસ્તુઓને વિષે તે ન કરવાના સમર્થનમાં ઉપર મુજબની દલીલ મેં સાંભળી છે. કેટલાંક કામ તો અવશ્ય રાજદ્વારી સત્તા વિના નહિ જ થાય, પણ અસંખ્ય કામોમાં રાજદ્વારી સત્તાને કંઈ જ લેવાદેવાપણું હોતું નથી. તેથી જ થોરો જેવો વિચારક લખી ગયો છે કે 'એ જ રાજસત્તા સારી ગણાય જેનો ઉપયોગ ઓછામાં ઓછો થાય છે.' એટલે કે પ્રજાના હાથમાં રાજ્યનું તંત્ર પૂરેપૂરું આવે ત્યારે તેની દખલગીરી વધવાને બદલે ઘટવી જ જોઈએ. આ જ વસ્તુને બીજી રીતે આમ મૂકી શકાય: 'જે પ્રજાનાં ઘણાં માણસો બાહ્ય અંકુશ વિના પોતાનાં કામ સરસ રીતે, સુસંગઠિત કરીને ચલાવે છે તે જ પ્રજા પ્રજાસત્તાક રાજ્ય

કરી શકશે. જ્યાં આ સ્થિતિ નથી વર્તતી ત્યાં તંત્ર પ્રજાસત્તાક કહેવાતા છતાં પ્રજાસત્તાક નથી એમ સિદ્ધ થઈ શકશે.'

આપણા વિચાર ઉપર તો કોઈનો અંકુશ હોતો નથી. ઘણા સુધારકો આજકાલ આપણી વિચારસામગ્રીની સુધારણા ઉપર ભાર મૂકી રહ્યા છે. આપણે કેટલા જણ વિચારોમાં સુધારણા કરી રહ્યા છીએ? શુદ્ધ વિચારોમાં મહાન શક્તિ રહેલી છે એવું આજના વૈજ્ઞાનિકો કબૂલ કરે છે, અને તેથી જ કહેવાય છે કે 'મનુષ્ય જેવું વિચારે છે તેવો થાય છે.' ખૂનનું નિત્ય ચિંતવન કરનારો ખૂની થશે. વ્યભિચારનું ચિંતવન કરનારો વ્યભિચારી થશે. સત્યનું ચિંતવન કરનારો સત્યમય, અહિંસાનું ચિંતવન કરનારો અહિંસામય, ભગવાનનું ચિંતવન કરનારો ભગવાનરૂપ થશે. આમ જો આ અમર્યાદિત ક્ષેત્રમાં રાજસત્તાની આવશ્યકતા નથી, તો આપણને સહેજે સમજવું જોઈએ કે અનેક પ્રવૃત્તિઓમાં રાજસત્તાને કશી લેવાદેવા નથી. મજકૂર પ્રશ્ન ઉઠાવનારને, અને જેને એવા પ્રશ્નો ઊઠે છે તેવાને મારી સૂચના છે કે તેઓ પોતાનાં એક જ દિવસનાં બધાં કાર્યોની નોંધ લખી જાય. એમ કરતાં તે જોશે કે તેનાં ઘણાં કાર્યોમાં રાજસત્તાનો કંઈ જ હિસ્સો નથી. મનુષ્ય પરાધીન પોતાને વાંકે થાય છે; સ્વાધીન પણ પોતાની ઇચ્છાએ જ થઈ શકે છે.

પ્રશ્નકારે મોટા ફેરફારની આડ ઊભી કરીને પોતાનો માર્ગ હાથે કરીને ભયાનક બનાવ્યો છે. જે નાના ફેરફારો નહિ કરી શકે તે મોટા ફેરફારો કરવાની કળા કદી હાથ નહિ ધરી શકે. પોતાની શક્તિમાં રહેલી બધી વસ્તુઓ કરનાર પોતાની શક્તિ નિત્ય વધારતો જશે, અને છેવટે જે ફેરફારો

તેને મોટા લાગતા તે નાના જેવા લાગતા જશે. જે મનુષ્ય આવી રીતે પોતાનું જીવન રચે છે તેનું જીવન નૈસર્ગિક અથવા સ્વાભાવિક થશે, બીજાનું કૃત્રિમ હશે. રાજદ્વારી હેતુને સિદ્ધ કરવા સારુ તે હેતુ ભૂલી જવાની આવશ્યકતા છે. બધામાં એ હેતુને લગાવવો એ શિંગાડિયું કરવા જેવું છે. જે વસ્તુ આપણી પૂંઠે વળગેલી જ છે તેનો વિચાર શો કરવો? વગર મોતે શાને મરીએ? એટલે મને તો લીલોતરી, શાકભાજી, પૂર્ણ-અપૂર્ણ ચોખા વગેરેમાં બહુ રસ છૂટે છે. પ્રજાનાં પાયખાનાં કેમ સાફ રાખવાં, પ્રજા ધરતીમાતાને સવારના પહોરમાં ગંદી કરવાનો આરંભ કરે છે એ મહાપાપમાંથી તેને કેમ બચાવવી, એ વિષે વિચાર કરવા, એ પાપનું નિવારણ શોધવું મને તો બહુ પ્રિય થઈ પડ્યું છે. એમાં શું કામ રાજદ્વારી હેતુ નથી અને સરકારની આર્થિક નીતિનો વિચાર કરવામાં શું કામ રાજદ્વારી હેતુ છે જ, એ મારે મન તો જરાય સ્પષ્ટ નથી. હું જે કામ કરી રહ્યો છું એ ઇચ્છે તો કરોડો કરી શકે એમ છે, અને સરકારી નીતિનો વિચાર કરવાનું કામ કરોડોને આવડવાનું જ નથી. એ કામ કોઈકે કરવું જોઈએ એ મને માન્ય છે. તેની યોગ્યતા જેનામાં હોય તે ભલે કરે. પણ એવા નેતાઓ મહાન ફેરફારો કરાવી શકે ત્યાં લગી મારા જેવા કરોડો પોતામાં હોય તેટલી યોગ્યતાનો ઉપયોગ પ્રજાને અર્થે કેમ ન કરે? તેઓ શું કામ પોતાનાં નબળાં શરીર સબળાં ન કરે? શું કામ પોતાનાં આંગણાંમાં રહેલી ગંદકી ન કાઢે? શું કામ તેઓ વ્યાધિગ્રસ્ત રહ્યાં કરે ને કંઈ પણ સેવા કરવા નાલાયક રહે? મને ભય છે કે પ્રશ્નકારના પ્રશ્ન પાછળ આળસ છે, નિરાશા છે, ને ચાલુ મંદતાના પ્રવાહમાં તે તણાઈ રહેલ છે.

મારો દાવો છે કે દેશની સ્વતંત્રતા મેળવવાની ધગશ મારામાં કોઈના કરતાં ઓછી નથી. મને કામ કરતાં થાક નથી ચડયો. પણ ઘણાં વર્ષોના અનુભવે મેં જોયું છે કે જે પ્રવૃત્તિઓમાં હું રચ્યોપચ્યો રહું છું તેમાં પ્રજાની સ્વતંત્રતાના ઉપાયો રહ્યા છે, તેમાંથી જ શુદ્ધ સ્વતંત્રતાની મૂર્તિ ખડી થવાની છે. તેથી જ એ મહાયજ્ઞમાં બધાંને — સ્ત્રીપુરુષ, બાળબચ્ચાં, બધા વર્ણ, બધી જાતિઓને નોતરી રહ્યો છું.

હરિજનબંધુ, ૩–૧૧–૧૯૩૫

૧૭

# હિંદી ઉદ્યોગ

ઘણી વાર એવો પ્રશ્ન પૂછવામાં આવે છે કે હિંદી ઉદ્યોગ એટલે શું? આ પ્રશ્ન સામાન્યપણે સ્વદેશી પ્રદર્શનોને અંગે પૂછવામાં આવે છે. અગાઉ એવો દાવો કરવામાં આવતો કે હિંદુસ્તાનમાં ચાલતો કોઈ પણ ઉદ્યોગ એટલે હિંદી ઉદ્યોગ. એટલે હિંદુસ્તાનમાં જેમણે કાયમનો વસવાટ ન કર્યો હોય એવા યુરોપિયનોએ મૂડી, કુશળ ઇજનેરો, કારીગરો અને સંચાઓ પરદેશથી આણીને ચલાવેલો હોય એવો ઉદ્યોગ. આ દેશના જનસમૂહને હાનિકર્તા છે એમ સિદ્ધ થયું હોય તોપણ, તે હિંદી ઉદ્યોગ ગણાતો. એ વ્યાખ્યાથી આપણે ઘણા આગળ વધ્યા છીએ. કોઈ પણ ઉદ્યોગ હિંદી ત્યારે જ ગણાય જ્યારે તે જનસમૂહને હિતકારી છે એમ પુરવાર થાય, અને તેમાં કુશળ કારીગરો તેમ જ મજૂરો બંને હિંદી હોય. તેનાં મૂડી અને યંત્રો પણ હિંદી હોવાં જોઈએ; અને તેમાં કામ કરતા મજૂરોને પેટપૂરતી રોજી મળવી જોઈએ, તેમને રહેવા માટે સુઘડ ને સગવડવાળાં ઘર હોવાં જોઈએ, અને મજૂરોનાં બાળકોના હિતને માટે ઉદ્યોગપતિએ પૂરતી સગવડ કરી જ આપવી જોઈએ. આ આદર્શ વ્યાખ્યા છે. ફક્ત ચરખા સંઘ અને ગ્રામઉદ્યોગ સંઘ જ માંડ એ વ્યાખ્યાને સંતોષી શકે છે. કેમકે એ સંઘોને પણ હજુ એ દિશામાં ઘણો લાંબો

પંથ કાપવો રહ્યો છે. છતાં એ વ્યાખ્યાને સોએ સો ટકા અનુસરવું એ એમનું તાત્કાળિક ધ્યેય છે.

પણ એ વ્યાખ્યા અને મહાસભામાં પણ ૧૯૨૦ પહેલાં પ્રચલિત હતી એ વ્યાખ્યાની વચ્ચે બીજી અનેક વ્યાખ્યાઓનો સમાવેશ થાય છે. હિંદુસ્તાનમાં બનેલી મિલકાપડ સિવાયની બધી ચીજો — એવી સ્વદેશીની વ્યાખ્યા મહાસભાએ સામાન્યપણે કરેલી છે. મોટો મિલઉદ્યોગ એ હિંદી ઉદ્યોગ છે એવો દાવો સામાન્યપણે કરી શકાય ખરો. પણ, જાપાન અને લૅંકેશાયરની સામે ટક્કર ઝીલવાની તેની શક્તિ છતાં, એ ઉદ્યોગ જેટલે અંશે ખાદી ઉપર વિજય મેળવે છે તેટલે અંશે તે જનસમૂહનું શોષણ કરે છે અને એમના દારિદ્ર્યમાં વધારો કરે છે. આખા દેશમાં જંગી યાંત્રિક ઉદ્યોગો ઊભા કરી દેવાની આ જમાનાની ઘેલછામાં મારા આ વિચારને છેક જ ફેંકી દેવામાં ન આવ્યો હોય તોયે એને વિષે શંકા તો ઉઠાવવામાં આવી જ છે. એની સામે એમ કહેવામાં આવ્યું છે કે યાંત્રિક ઉદ્યોગોની પ્રગતિને લીધે જનસમૂહનું દારિદ્ર્ય વધતું જાય છે એ વસ્તુ અનિવાર્ય છે ને તેથી સહન કર્યે છૂટકો છે. એ અનિષ્ટ સહન કરવા જેવું તો શું, એ અનિવાર્ય છે એમ પણ હું માનતો નથી. અખિલ ભારત ચરખા સંઘે સફળતાપૂર્વક બતાવી આપ્યું છે કે પ્રજાના ફુરસદના સમયનો ઉપયોગ જો કાંતણ અને તેના પહેલાંની ક્રિયાઓમાં કરવામાં આવે તો એટલાથી જ હિંદુસ્તાનને જોઈએ એટલું બધું કાપડ ગામડાંમાં પેદા કરવું શકય છે. મુસ્કેલી પ્રજાની પાસે મિલકાપડનો વાપર છોડાવવામાં રહેલી છે. એ કેમ બની શકે એની ચર્ચા કરવાનું આ સ્થળ નથી. આ લેખમાં મારો હેતુ કરોડો ગ્રામવાસીઓને

લક્ષમાં રાખીને કરેલી હિંદી ઉદ્યોગની મારી વ્યાખ્યા અને એ વ્યાખ્યા માટેનાં મારાં કારણો આપવાનો હતો. અને એટલું તો સહુને સ્પષ્ટ સમજાવું જોઈએ કે રાષ્ટ્રીય પ્રદર્શનો એવા જ ઉદ્યોગોને માટે હોય જેને દરેક રીતે પ્રજાના ટેકાની જરૂર હોય; જે ઉદ્યોગો પ્રદર્શન વગેરેની મદદ વિના ફાલતા હોય અને જે પોતે પોતાનાં પ્રદર્શનો ગોઠવી લેતા હોય તેમને માટે રાષ્ટ્રીય સંસ્થાઓએ પ્રદર્શન ગોઠવવાની જરૂર નથી.

હરિજનબંધુ, ૨૪-૧૦-૧૯૩૭

૧૮

# ગ્રામસેવા અને ગ્રામસેવક

[ ઉપવાસ પછી ગાંધીજીએ બિછાનામાં પડ્યા પડ્યા પણ મહત્ત્વના કામમાં ધ્યાન આપવાનું શરૂ કરી દીધું છે. ગૂજરાત વિદ્યાપીઠના કાર્યકર્તાઓમાંના કેટલાક ગૂજરાત વિદ્યાપીઠના ભાવી વિષે ચર્ચા કરવાને આવેલા હતા, તેમની સાથે થયેલી વાત ગ્રામસેવાની સાથે અને તેથી હરિજનકાર્ય સાથે નિકટ સંબંધ ધરાવતી હોવાથી તેનો સાર અહીં આપવામાં આવે છે. **મ. હ. દે.** ]

### જંગમ વિદ્યાલય

મૂળથી જ હું એમ માનતો અને કહેતો આવ્યો છું કે વિદ્યાપીઠનું ખરું કામ ગામડાંમાં છે. પણ અત્યાર સુધી આપણે એ કામ મધ્યવર્તી સંસ્થા દ્વારા જ ચલાવી શકાય એમ કલ્પના કરીને ચાલ્યા. હવે હું એક પગલું આગળ વધવા કહું છું. અને તે એ કે આપણી વિદ્યાપીઠ હવે ગામડાંમાં જઈને વસે. ગામડાંમાં વિદ્યાપીઠ એટલે શું તેનો વિચાર કરીએ.

સત્યાગ્રહાશ્રમને મકાનરૂપે વિખેરી નાંખ્યું એટલે આશ્રમ તોડી નાંખ્યું એમ ન હતું. જ્યાં આશ્રમવાસી આશ્રમના આદર્શોને આચરીને રહે ત્યાં આશ્રમ. આ રીતે આશ્રમે વ્યાપક સ્વરૂપ લીધું ગણાય. જીવતી સંસ્થાઓનો ઉદ્દેશ એવો હોવો જોઈએ કે તેમાં જે વ્યક્તિઓ તૈયાર થાય તે બધી તેને પોતાના જીવનમાં મૂર્તિમંત કરે. એવા જ્યારે ઘણા

થાય ત્યારે સંસ્થા મૂળરૂપે ન હોય તો કંઈ હાનિ થવાનો સંભવ નથી.

આ રીતે વિદ્યાપીઠનો દરેક સેવક, જેણે વિદ્યાપીઠના આદર્શો ઝીલ્યા છે, એની સેવા કરવાની પ્રતિજ્ઞા કરી છે, અને 'सा विद्या या विमुक्तये'નું રહસ્ય એના ઓછામાં ઓછા અર્થથી માંડીને ઊંડામાં ઊંડા અર્થ સુધી બરાબર સમજ્યો છે, તે પોતે જ જંગમ વિદ્યાલય બનીને ગામડાંમાં ચાલ્યો જશે. એ વિદ્યાપીઠના આદર્શોનું પાલન કરશે અને લોકોને તે સમજાવવા ઉપાયો લેશે.

આમ ગામડાંમાં ઘણા સેવકો પથરાઈ જાય ને અનુભવ મેળવે પછી ગામડાંમાં જ એક માર્ગદર્શક મધ્યવર્તી સંસ્થા પેદા થાય એ સંભવે ખરું. આપણી વિદ્યાપીઠ એવી સંસ્થા નથી. એની પાસે ગામડાંનો અનુભવ નહિ જેવો છે.

### મધ્યબિંદુ રેંટિયો

ગ્રામસેવકનું મધ્યબિંદુ રેંટિયો હશે. આ રેંટિયાના સંદેશનો આશય પૂરેપૂરો કોઈને હું ઝિલાવી શકયો નથી, કેમકે એનું આકલન મને પોતાને પણ સ્પષ્ટ થયું ન હતું. પણ આ નવ મહિનાની યાત્રા દરમ્યાન મેં જે નિરીક્ષણ કર્યું અને ચિંતન કર્યું તેમાંથી, ખાસ કરીને દક્ષિણના પ્રવાસમાં, મને તે દીવા જેવું સ્પષ્ટ થયું. ગામડાંના વ્યાપક અને મદદનીશ ઉદ્યોગ તરીકે અને કંગાલિયત દૂર કરવાના સાધન તરીકે રેંટિયો કેવી રીતે સ્થાપિત થાય એ મેં વિચાર્યાં જ કર્યું છે. હજુ એ રીતે રેંટિયાની સાધના બરાબર થઈ જ નથી. ગામડાંનો વણકર રેંટિયાથી જ ઊભો રહેવાનો છે, મિલના સૂતરથી કદી નહિ, એ હજુ પૂરેપૂરું સમજાયું નથી. આજે તો રેંટિયાની

સ્થાપના એટલી જ થઈ છે કે ચુસ્તપણે ખાદી જ વાપરનારાઓનો જે વર્ગ નિર્માણ થયો છે તેમના પૂરતો એ ગામડાંના કેટલાક માણસોના એક ઉદ્યોગ તરીકે રહી જશે. પણ એવા અલ્પ કામને સારુ ચરખા સંઘ જેવી મોટી સંસ્થાની હયાતી ન હોય. ખાદીના મૂળમાં જે કલ્પના છે તે તો એ છે કે ખાદી ખેડૂતોને સારુ અન્નપૂર્ણાનું કામ કરનારી છે, સંખ્યાબંધ હરિજન વણકરોનો પ્રાણ છે. ઓછામાં ઓછા ચાર માસ ખેડૂતો નિરુદ્યમી રહે છે તેમને ખાદી ઉદ્યમ આપે છે. આપણામાંથી ઉદ્યોગ ચાલ્યો ગયો છે, સ્વાવલંબન ચાલ્યું ગયું છે, આળસ પેસી ગયું છે. એ ઉદ્યોગ અને સ્વાવલંબન પાછાં આણ્યે છૂટકો છે, આળસને ખંખેર્યે છૂટકો છે.

### રેંટિયામાં સામ્યવાદ

આ દેશમાં જો આપણે લોહીની નદીઓ ન વહેવડાવવી હોય, લોકોને આજે છે તેથીયે વધારે પશુ ન બનાવી દેવાં હોય, તો ખાદીનો આ વ્યાપક સંદેશો ઝિલાવો જોઈએ. સામ્યવાદને નામે પ્રવર્તે છે તે સામ્યવાદ નથી. હિંદુસ્તાનને પચી શકે તે સામ્યવાદ રેંટિયામાં ગુંજે છે. રેંટિયાનો આવો વ્યાપક સંદેશો લોકોને સંભળાવવાનું કામ મારું ને ચરખા સંઘનું હતું. પણ જે રીતે ખાદીપ્રવૃત્તિ આજ લગી ચાલી છે તે જ રીતે ચલાવતાં એ વ્યાપક વસ્તુ સિદ્ધ ન થાય, એમ સ્પષ્ટ રીતે આ યાત્રામાં જોઈ શક્યો. એ સંદેશો સમજાવવાનું ને તેને મૂર્તિમંત કરવાનું પ્રધાન કામ ગ્રામસેવકનું હોવું જોઈએ.

ગામડાંમાં જઈ સેવક પોતે નિયમિત રીતે કાંતતો હશે. કાંતતો નહિ હોય ત્યારે વાંસલો ચલાવતો હશે, હથોડો ચલાવતો હશે કે હાથપગની ગમે તે મજૂરી કરતો હશે. એ કામમાં એ

વેઠ નહિ ઉતારતો હોય. પોતે જ પોતાનું રૂ ઉગાડવા ને સાફ કરવા મહેનત કરતો હશે. એની એકે મિનિટ નકામી નહિ જતી હોય. ઊંઘના આઠ કલાક સિવાયના બાકીના એના સોળે કલાક કામ, કામ ને કામમાં જ જતા હશે. ભોગો ભોગવવાને, તડાકા મારવાને, પડ્યા રહેવાને એને ફુરસદ નહિ જ હોય. એ લોકોને બતાવતો હશે કે મારે તો યજ્ઞ કરવાનો છે; શરીરનું પોષણ શરીરના કામથી કરવાનું છે. મનના પોષણ માટે મનની કેળવણી જોઈશે. શારીરિક કામમાં ભલે શ્રમવિભાગ હોય; પણ એક વર્ગ શરીરશ્રમ કર્યાં કરે, અને બીજો માનસિક શ્રમ જ, એ યોગ્ય નથી. આ નવ મહિના દરમ્યાન ખાદીના મંત્રનું જે રટણ મેં કર્યું તેમાંથી જોયું કે આપણે ત્યાં જે આળસ ભર્યું છે તે જો ન જાય તો ગમે તે સગવડો મળતાં છતાં લોકો ભૂખે જ મરવાના છે. જે બે દાણા ખાય છે તેણે ચાર દાણા ઉત્પન્ન કરવાનો ધર્મ સ્વીકારવો જ જોઈએ. એમ થાય તો બીજાં કરોડો માણસ પણ હિંદુસ્તાનમાં પોષાય એમ છે. એમ ન થાય તો ગમે તેટલી વસ્તી ઓછી થાય છતાં ભૂખે મરતો વર્ગ રહેશે જ.

માટે વિદ્યાપીઠનો સેવક ઉદ્યોગપ્રધાન થઈ ને બેસે. કપાસની પહેલીથી તે છેલ્લી ક્રિયા સુધીનું બધું શાસ્ત્ર એ ઘોળીને પી જાય. એની દરેકેદરેક ક્રિયામાં ઓતપ્રોત થાય અને એનો વિચાર કર્યાં કરે તો એમાંથી એને જે સુવાસ છૂટશે તેની અત્યારે કલ્પના ન કરી શકાય.

એ રીતે જે સેવક રસ લેતો થઈ ગયો હોય તે ગામડાંમાં શિક્ષક તરીકે તો જશે, પણ એ શીખનારોયે હશે. એ નિત્ય નવી શોધો અને સાધના કરતો હશે. મારી કલ્પના એવી

નથી કે એ સોળે કલાક ખાદીનું જ કામ કરતો હશે. પણ એણે જેટલો સમય એ કામ માટે નીમ્યો હશે તેટલો એને આપી પછી એ ગામમાં ચાલતા ઉદ્યોગોની શોધ કરશે. એમાં એ રસ લેશે. એ લોકોના જીવનમાં ઓતપ્રોત થશે. લોકો ભલે ખાદી કે રેંટિયામાં ન માનતા હોય છતાં તેઓ એને પોતાનો માણસ ગણશે, અને એમના જીવનને ઉપયોગી વાતો એમને મળે તો તેનો સ્વીકાર કરશે. પોતાની શક્તિ બહારની વાતોમાં તે હાથ નહિ નાંખે, જેવી કે લોકોના કરજની. એમાં પડવા જતાં એ પોતે એમાં ફસાઈ જવાનો ભય છે.

સફાઈ એ એનું બીજું એક મહત્ત્વનું કાર્ય રહેશે. એને રહેવાનું ઘર એ એવું સાફસુથરું રાખશે કે લોકો એ જોયાં જ કરે. પણ જેમ એ પોતાનું આંગણું સાફ રાખશે તેમ લોકોનાં આંગણાં પણ સાફ કરશે.

### સેવક વૈદ ન બને

એણે ગામડામાં વૈદ બનવાનો ધંધો ન કરવો. એક આશ્રમ જોવા માટે હું ચાહીને ગયો, પણ ત્યાં જે જોયું તેથી તો હું ધૂંધવાયો. વ્યવસ્થાપકને અને કાર્યકર્તાઓને ખૂબ વઢ્યો. મેં કહ્યું કે "તમે તો લોકોને ઊંધે પાટે ચડાવ્યા છે. તમે તો અહીં એક મોટો મહેલ ચણીને બેઠા છો; 'ટ્રાવેલર્સ બંગલો' બનાવ્યો છે. તેમાં દવાખાનું ખોલ્યું છે. કોઈક દવાવાળાઓ પાસેથી મફત દવાઓ મેળવી એક કંપાઉન્ડર રાખી ઘેર ઘેર દવા પહોંચાડવાની પ્રવૃત્તિ આદરી બેઠા છો. મને ગર્વથી કહો છો કે રોજ દૂરદૂરથી લોકો દવા લેવા આવે છે અને દરમાસે ૧,૨૦૦ની હાજરી થાય છે. આશ્રમમાં તમે રહ્યા, ત્યાં તમે આવું મકાન અને આવું દવાખાનું જોયાં હતાં? મારે શું આવો

મહેલ ચણુવો હોત કે દવાખાનું કાઢવું હોત તો મને પૈસા આપનારા ન મળ્યા હોત ? આશ્રમનાં મકાન પણ મારી ઇચ્છા કરતાં વધારે ખર્ચાળ થયાં, છતાં આ મહેલની તોલે તો ન જ આવે. લોકોને આ રીતે દવા આપવાનું કામ તમારું નથી. તમારું કામ તો આરોગ્ય કેમ જળવાય એ એમને શીખવવાનું છે. એ સ્વેચ્છાચારી થાય, ગંદા રહે, ઘરગામ ગંદાં રાખે અને માંદા પડ્યા કરે ત્યારે મફત દવા આપો એ એમની સેવા નથી. પણ એમને સંયમ, સ્વચ્છતા શીખવવાં, આરોગ્યના નિયમો શીખવવા એ સેવા છે. મારી સલાહ માનો તો તમે આ મકાનમાંથી નીકળી જાઓ, અને સામેના ઝૂંપડામાં જઈને વસો. આ મકાન લોકલ બોર્ડને ભલે આપો, અને તેને દવાખાનું ચલાવવા દો. તમને યાદ હશે કે ચંપારણમાં બે કે ત્રણ જ દવા રાખી હતી. ગામડાંનાં આરોગ્ય અને સફાઈનો આ આખો પ્રશ્ન વિદ્યાપીઠે એટલે કે ગ્રામસેવકે ઉકલ્યે જ છૂટકો છે. લોકો ગમે ત્યાં હાજતે બેસે ને બગાડે એ અટકાવવું જ જોઈએ.

તે ઉપરાંત એણે હરિજનની સેવા કરવાની રહી. એણે ગામમાં નિવાસ કરતાં હરિજનોને નોતરું આપી દેવું. આથી જો એને ગામડામાં રહેવાની જગ્યા ન મળે, ત્યાં રહી હરિજન-કાર્ય ન કરી શકે તો એણે હરિજનવાસમાં જઈને રહેવું જોઈએ.

### શિક્ષણમાં અક્ષરજ્ઞાનનું સ્થાન

હવે શિક્ષણનો પ્રશ્ન. ૧૯૨૨માં મેં જે બાળપોથી લખી તે મારા મનમાંથી લોપ પામી નથી. એમાંની વસ્તુ હું તમારી પાસે ઝિલાવી નથી શક્યો, પણ એ વસ્તુ હજુ મારી પાસે એમની એમ છે. એ બાળપોથી અનેક પાઠ્યપુસ્તકોમાં

એક ઉમેરો નથી, પણ એ બધાની અવેજીમાં છે. એ પોથી હવે રહી છે કે નહિ તેયે હું જાણુતો નથી. પણ એ ન રહી હોય તો હું એ ફરીથી લખી આપી શકું એમ છું. વાત તો એ જ છે કે પહેલી છોકરાંની આંખ ચાલશે, કાન ચાલશે, જીભ ચાલશે. એને શિક્ષક ઇતિહાસ, ભૂગોળ વગેરે જે આપવાનું છે તે મોઢે જ આપશે. ત્યાર બાદ એ બારાખડી વાંચશે. ને પછી જ્યારે ચિત્રો કાઢવા પર હાથ ઠર્યો હશે ત્યારે બારાખડીનાં ચિત્રો કાઢશે, માખીના ટાંગા નહિ. આ અખતરો તમે કરો તો પૂરેપૂરો કરવો જોઈએ. લોકોની બુદ્ધિને પહોંચવું હોય, એને જાગૃત કરવી હોય તો મારો રસ્તો સહેલામાં સહેલો છે એમ મને લાગે છે. મારો બાળપણનો અનુભવ મને હજુ સ્મૃતિમાં તાજો છે. માણભટ પાસેથી મહાભારતની વાતો સાંભળી ત્યારે હું એકડો ઘૂંટતો હોઈશ. રામાયણની વાત સાંભળી ત્યારે એકબે ચોપડી ભણ્યો હોઈશ. પણ તેથી મને એ વાતો સમજવામાં મુશ્કેલી નહોતી આવતી.

લોકોને આપણે ભ્રમજાળમાં ન નાંખીએ. અક્ષરજ્ઞાન વિના કેળવણી ન મળે એમ કહીશું તો એ ઊંધે રસ્તે જશે. મોટેરાંને અને બાળકોને આ રીતે મોઢેથી જ્ઞાન આપવાનું મારી આ ગ્રામસંગઠનની કલ્પનામાં રહેલું છે. પણ આનો અર્થ કોઈ એવો ન કરે કે અક્ષરજ્ઞાનનો મને વિરોધ છે. હું તો એને એને સ્થાને મૂકવા માગું છું, એનો સદુપયોગ ઇચ્છું છું.

સેવક વિલાસી જીવન ગાળીને લોકોને આ જ્ઞાન નહિ આપી શકે. એની પાસે તો ઓજારો હશે, વાંસલો હશે, કોદાળી હશે; ચોપડી થોડી જ હશે. ચોપડી વાંચવામાં એ ઓછામાં ઓછો સમય ગાળતો હશે. લોકો જ્યારે એને મળવા

આવે ત્યારે એને પડ્યો પડ્યો પાનાં ઉથલાવતો નહિ જુએ, પણ ઓજારો વાપરતો જોતા હશે. પોતે ખાઈ શકે તેના કરતાં વધારે ઉત્પન્ન કરવાની શક્તિ માણસને ઈશ્વરે આપેલી છે. ક્ષીણમાં ક્ષીણ માણસ પણ એટલું ઉત્પન્ન કરશે. એ માટે એ પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કરશે. લોકોને એ કહેશે કે હું સેવા કરવા આવ્યો છું, મને પેટપૂરતું આપજો; સંભવ છે કે લોકો એને તરછોડે. એમ છતાં એણે ટકી રહેવું જોઈશે. કોઈક ઠેકાણે સનાતનીઓ એને ખાવાનું નહિ આપે, તો હરિજનો તો આપશે જ. એણે જો સર્વાર્પણ કર્યું હોય તો હરિજનો પાસેથી લેતાં શરમાવાની જરૂર નથી.

### સમજ્યા હો તો લાયક છો

જો લોકો એને આપતા હોય તો તો એ પોતે પેદા કરેલી વસ્તુઓ વેચવા વગેરેની જંજાળમાં નહિ પડે. પણ જ્યાં લોકોનો સહકાર ન હોય ત્યાં એ પોતે કોઈ પણ ઉદ્યોગ કરી તેમાંથી પોતાની આજીવિકા પેદા કરતો હશે. પ્રથમના કાળમાં તો તે સામાજિક ફાળામાંથી ગામડામાં નભશે. એટલે એને સ્વાવલંબી થવાનું ભારે પડવું ન જોઈએ.

હજુ ગોરક્ષાનો—ઢોરનો—પ્રશ્ન રહે છે. એ મહાવ્યાપક પ્રશ્ન છે. હજુ ચામડું કેળવવા અને રંગવાનો પ્રશ્ન આપણે ઉકેલી નથી શક્યા. ગાયનો પુનરુદ્ધાર શી રીતે કરવો એ તો સૂઝ્યું છે, પણ એને લગતા ઉપાયો કઈ રીતે યોજવા એ હજુ બરાબર સમજાયું નથી. ભેંસને ઉત્તેજન આપવું એ ગાયને મારવાની રીત છે. પણ એ ચર્ચા પછી કરીશું.

આધ્યાત્મિક શક્તિ એક વાર ચાલતી થઈ કે પછી તેને કોઈ રોકી શકતું નથી. આ વાત હું અનેક વર્ષોના અનુભવસિદ્ધ

વિશ્વાસથી કહું છું. એ પ્રત્યક્ષ નજરે જોઈ શકાય એવી વસ્તુ નથી, છતાં નજરે જોવા જેવી મને સ્પષ્ટ લાગે છે, એમ હું કહું છું.

હું જ્યારે કહું કે જે જંગમ વિદ્યાપીઠ લઈને જાય તે આવા હશે, ત્યારે જો તમે મને એમ કહો કે આને માટે અમે કોઈ લાયક નથી, તો હું તમને મારું કહેવું બરાબર સમજાવી નથી શક્યો. હું કહું છું કે જો આ વાત તમને નિઃસંશયપણે ઠસી ગઈ હોય તો તમે બધાયે લાયક છો. એટલે કે જે વસ્તુ સમજ્યા છો એનો અમલ કરી નથી શક્યા એ હકીકત જવામાં વિઘ્નરૂપ ન હોવી જોઈએ. કેમકે ગામડામાં બેસીને અમલ કરવાનો છે, અને અમલ કરતાં કરતાં અનુભવ મળી રહેશે.

હરિજનબંધુ, ૨-૯-૧૯૩૪

## ૧૯

# આદર્શ ગામડું

શાંતિનિકેતનમાં વસતા 'બીરભૂમના એક અદના ગ્રામવાસી'એ મને દીનબંધુ ઍન્ડ્રુઝની મારફતે નીચેના પ્રશ્નો મોકલ્યા છે :

"૧. આપની આદર્શ ગામડાની કલ્પના કેવી છે? ભારતવર્ષની અત્યારની સામાજિક ને રાજકીય પરિસ્થિતિમાં એ કલ્પનાને ધોરણે ગામડાની પુનર્ઘટના કરવી કેટલે અંશે શક્ય છે?

૨. ગ્રામસેવકે ગામડાના કયા પ્રશ્નોનો નિકાલ આણવાનો પ્રયાસ પહેલો કરવો જોઈએ, ને તેણે કામનો આરંભ કેવી રીતે કરવો જોઈએ?

૩. નાનાં નાનાં ગામડી પ્રદર્શનો ને સંગ્રહસ્થાનોમાં ખાસ કઈ કઈ વસ્તુઓ હોવી જોઈએ? ગામડાની પુનર્ઘટના માટે એવાં પ્રદર્શનોનો સારામાં સારો ઉપયોગ કઈ રીતે થઈ શકે?"

૧. ભારતવર્ષના આદર્શ ગામડાની રચના એવી હશે કે સંપૂર્ણ સ્વચ્છતા જાળવવાની અનુકૂળતા રહે. તેમાં પૂરતા હવાઅજવાળાવાળી ઝૂંપડીઓ હશે, ને તે આસપાસના પાંચ માઈલના ઘેરાવામાંથી મળતી સાધનસામગ્રીથી બનેલી હશે. ઝૂંપડીઓને વાડા રાખેલા હશે જેથી તેમાં વસનાર માણસો તેમના ઘરના ઉપયોગ પૂરતાં શાકભાજી ઉગાડી શકે ને ઢોર રાખી શકે. ગામડાનાં રસ્તા ને શેરીઓ જેટલાં ધૂળ વિનાનાં બનાવી શકાય એટલાં બનાવાશે. ગામમાં ગામની જરૂરિયાત

પૂરતા કૂવા હશે ને તેમાંથી પાણી ભરવાની સૌને છૂટ હશે. સૌને માટે ઉપાસનાનાં સ્થાનો હશે, એક સાર્વજનિક સભા-સ્થાન હશે, ઢોરને ચરવા માટે ગોચર હશે, સહકારી પદ્ધતિએ ચાલતું દુગ્ધાલય, ઔદ્યોગિક શિક્ષણને કેંદ્રમાં રાખીને ચાલતી પ્રાથમિક ને માધ્યમિક શાળાઓ, અને ઝઘડા પતવવા માટે પંચાયતો એ ગામડામાં હશે. ગામડું પોતાના ખપ પૂરતાં અનાજ, શાકભાજી ને ફળ પકવી લેશે, ને પોતાના વાપર પૂરતી ખાદી પેદા કરી લેશે. આદર્શ ગામડા વિષેની મારી કલ્પનાની આ રૂપરેખા છે. આજના સંજોગોમાં તો ગામડાની ઝૂંપડીઓમાં સહેજસાજ સુધારા થઈ શકે એટલું જ; બાકી તે જેવી ને તેવી રહેશે. જ્યાં સારો જમીનદાર હોય ત્યાં અથવા જ્યાં લોકોમાં સહકારની ભાવના હોય ત્યાં આદર્શ ઝૂંપડાં સિવાયનો લગભગ આખો કાર્યક્રમ એક કે અનેક જમીનદાર સહિત સર્વ ગ્રામવાસીઓ મળીને કરી શકે એટલા ખરચથી, સરકારની મદદ વિના, પાર પાડી શકાય એવો છે. સરકારની મદદ હોય તો તો ગામડાંની પુનર્ઘટનાનું કામ પાર વિનાનું થઈ શકે. પણ મારું કામ હાલ તુરત તો એ શોધી કાઢવાનું છે કે ગ્રામવાસીઓમાં જો પરસ્પર સહકારની ભાવના હોય ને તેઓ જો સાર્વજનિક હિતને ખાતર સ્વેચ્છાએ શ્રમ કરે તો તેઓ સ્વાવલંબનથી કેટલું કરી શકે. મારી પાકી ખાતરી છે કે જો એમને બુદ્ધિપૂર્વક દોરનાર કોઈ હોય તો તેઓ વ્યક્તિઓની આવકથી ભિન્ન એવી આખા ગામડાની આવક બમણી તો કરી જ શકે. આપણાં ગામડાંમાં સાધનસામગ્રીનો અખૂટ ભંડાર પડેલો છે. એ બધાનો જ વેપારી દૃષ્ટિએ ઉપયોગ ન થઈ શકે; પણ સ્થાનિક ને ઘરગથ્થુ ઉપયોગ તો

લગભગ એમાંની એકેએક ચીજનો થઈ શકે. સૌથી મોટી દુઃખની વાત તો એ છે કે ગામડાંના લોકો એમની સ્થિતિ સુધારવાને જરાયે રાજી જ હોતા નથી.

૨. ગ્રામસેવક સૌથી પહેલાં સફાઈના પ્રશ્નનો નિકાલ કરશે. ગ્રામસેવકોને હંફાવી રહેલી ને લોકોનાં શરીરની પાયમાલી કરીને રોગનાં ઘર ઘાલનારી અનેક વસ્તુઓમાં સૌથી વધારે ઉપેક્ષા આની થઈ છે. ગ્રામસેવક જો સ્વેચ્છાએ ભંગી બને તો તે ગામના મળ ઉઠાવી તેનું ખાતર બનાવવાના ને ગામની શેરીઓ વાળવાના કામથી આરંભ કરશે. શૌચાદિ માટે ક્યાં જવું ને એ ક્રિયાઓ કેવી રીતે કરવી એ તે લોકોને કહેશે, અને સફાઈની ઉપયોગિતા સમજાવી એ વિષે બેદરકારી રાખવાથી થતાં ભારે નુકસાનનો ચિતાર તેમને આપશે. ગ્રામવાસીઓ પોતાનું કહેવું સાંભળે કે ન સાંભળે તોયે ગ્રામસેવક પોતાનું કામ કર્યે જશે.

૩. ગામડી પ્રદર્શનમાત્રમાં કેંદ્રસ્થાન રેંટિયાને હોવું જોઈએ; ને તે તે સ્થાનને અનુકૂળ એવા ઉદ્યોગો, સૂર્યની આસપાસ ગ્રહો ફરે એમ, રેંટિયાની આસપાસ ફરવા જોઈએ. આવી રીતે ગોઠવેલું પ્રદર્શન સહેજે ગામડાંના લોકોને માટે પદાર્થપાઠરૂપ થઈ પડશે, ને જ્યારે એની સાથે પ્રયોગો, ભાપણો ને પત્રિકાઓ રાખવામાં આવે ત્યારે તો લોકોને એ વાટે ઘણી ગમત સાથે શિક્ષણ પણ આપી શકાશે.

હરિજનબંધુ, ૩૧-૧-૧૯૩૭

## ૨૦

# આપણાં ગામડાં

એક જુવાન ગામડામાં રહીને આજીવિકા મેળવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. તેણે મને એક કરુણ કાગળ લખ્યો છે. તે હું ટૂંકાવીને નીચે આપું છું:

"ત્રણ વરસ પર, મારી ઉમર વીસ વરસની હતી ત્યારે, હું શહેરમાં ૧૫ વરસ રહ્યા પછી આ ગામડામાં આવ્યો. મારા ઘરના સંજોગો એવા હતા કે મારાથી કૉલેજમાં ભણવા જઈ શકાય એમ હતું નહીં. આપે ગ્રામોદ્ધારનું કામ ઉપાડયું છે તે પરથી મને ગામડામાં રહેવાને ઉત્તેજન મળ્યું. મારે થોડીક જમીન છે. મારા ગામમાં અઢીએક હજારની વસ્તી છે. આ ગામડાના લોકોના નિકટના સહવાસ પછી મને એમાંના પોણા ભાગના લોકોમાં નીચેના અવગુણ દેખાય છે:

૧. પક્ષાપક્ષી ને કજિયા; ૨. અદેખાઈ; ૩. નિરક્ષરપણું; ૪. દુષ્ટતા; ૫. કુસંપ; ૬. બેદરકારી; ૭. સભ્યતાનો અભાવ; ૮. જૂની નિરર્થક રૂઢિઓનો વળગાડ; ૯. નિર્દયતા.

આ ગામ એક ખૂણે પડેલું છે. કોઈ મોટા માણસ આવાં છેક ખૂણામાં આવેલાં ગામડાંમાં કદી આવ્યા નથી. મહાપુરુષોનો સત્સંગ મળે તો માણસની પ્રગતિ થાય. એટલે મને આ ગામમાં રહેતાં ડર લાગે છે. હું આ ગામડું છોડી દઉં? નહિ તો આપ મને શી સલાહ આપશો?"

આ જુવાન પત્રલેખકે જે ચિતાર આપ્યો છે તેમાં અતિશયોક્તિ તો જરૂર છે. છતાં એની વાત સામાન્યપણે

સાચી માની શકાય. એ કરુણ સ્થિતિનું કારણ શોધવા દૂર જવું પડે એમ નથી. જે લોકોને શિક્ષણનો લાભ મળ્યો છે તેમણે દીર્ઘ કાળ થયાં ગામડાં તરફ નજર સરખી નથી કરી. તેમણે શહેરી જીવન પસંદ કર્યું છે. ગામડાંની હિલચાલ એ સેવાભાવથી પ્રેરાયેલા લોકોને ગામડાંમાં વસીને ગ્રામવાસીઓની સેવા દ્વારા જ પોતાનો વિકાસ સાધવાને ને તે દ્વારા જ પોતાનું હીર પ્રગટ કરવાને સમજાવવાનો એક પ્રયાસ છે. જે દોષો આ પત્રલેખકની નજરે ચડ્યા છે તે ગ્રામજીવનમાં સ્વભાવસિદ્ધ નથી. જેઓ સેવાભાવથી ગામડાંમાં વસ્યા છે તેઓ તેમની સામે આવી પડતી મુસીબતોથી હારતા નથી. તેઓ ગયા તે પહેલાંથી જાણતા હતા કે તેમને ઘણી મુસીબતોનો સામનો કરવો પડશે; લોકો તેમની સામે ન જુએ, તેમના પર રીસ કરે, એ બધું સહેવું પડશે. એટલે જેમનામાં આત્મશ્રદ્ધા હશે તેમ જ પોતાના કાર્ય વિષે શ્રદ્ધા હશે તેઓ જ ગ્રામવાસીઓની સેવા કરીને તેમનાં જીવન પર પ્રભાવ પાડી શકશે. લોકોની વચ્ચે રહીને ગાળેલું સદાચારી જીવન એ જ એક પદાર્થપાઠ છે, ને એની આસપાસના વાતાવરણ પર અસર પડવી જ જોઈએ. આ જુવાનની મુશ્કેલી કદાચ એ હશે કે તે કેવળ આજીવિકાને અર્થે જ ગામડામાં ગયો હશે ને તેની પાછળ સેવાની ભાવના નહીં હોય. હું કબૂલ કરું છું કે જેઓ પૈસા મેળવવા જાય છે તેમને આકર્ષણ થાય એવું ગામડાના જીવનમાં કશું નથી. સેવાની ભાવના ન હોય તો ગ્રામજીવનની નવીનતા ઓસરી ગયા પછી એ જીવન નીરસ ને કર્કશ લાગે. કોઈ પણ જુવાન ગામડામાં ગયા પછી જરાક જેટલી મુસીબત આવી પડતાં પોતે આદરેલી પ્રવૃત્તિ છોડી ન દે. ધીરજપૂર્વક

પ્રયત્ન કરવાથી દેખાઈ આવશે કે ગ્રામવાસીઓ નગરવાસીઓથી બહુ જુદી જાતના નથી હોતા, ને તેમને પણ મમતા ને હેત બતાવવામાં આવે તો તેઓ તે સમજી શકે છે ને પાડ માને છે. ગામડાંમાં દેશના મોટા માણસોના સંબંધમાં આવવાની તક નથી મળતી એ વાત સાચી છે. જેમ જેમ ગ્રામવૃત્તિ વધતી જશે તેમ તેમ નેતાઓને ગામડાંમાં ફરવાની ને તેમની સાથે પ્રત્યક્ષ સંબંધમાં આવવાની જરૂર જણાશે. વળી, ચૈતન્ય, રામકૃષ્ણ, તુલસીદાસ, કબીર, નાનક, દાદુ, તુકારામ, તિરૂવલ્લુવાર અને બીજા એટલા જ પ્રસિદ્ધ ને પવિત્ર અગણિત સંતોની કૃતિઓ દ્વારા દરેક માણસ મહાપુરુષો ને સંતોનો સત્સંગ સાધી શકે છે. મુશ્કેલી તો મન શાશ્વત સત્યો ઝીલી શકે ને તેનું આકલન કરી શકે એવી રીતે તેને વાળીને તૈયાર કરવાની છે. રાજકીય, સામાજિક, આર્થિક, વૈજ્ઞાનિક ક્ષેત્રોના આધુનિક વિચાર જોઈએ તો તેમાં પણ જિજ્ઞાસા તૃપ્ત કરી શકાય એટલું સાહિત્ય મળી શકે એમ છે. એટલું હું કબૂલ કરું છું ખરો કે જેટલી સહેલાઈથી ધાર્મિક સાહિત્ય મળે છે તેટલી સહેલાઈથી આ બીજા પ્રકારનું સાહિત્ય મળતું નથી. સંતો આમવર્ગને માટે લખતા ને બોલતા. આધુનિક વિચારોને આમવર્ગના લોકો સમજી શકે એવી રીતે આપણી દેશી ભાષાઓમાં ઉતારવાની પ્રથા હજુ બરાબર શરૂ થઈ નથી; પણ કાળે કરીને થવી જ જોઈશે. એટલે આ પત્રલેખક જેવા જુવાનોને મારી સલાહ એ છે કે તેઓ પોતાના પ્રયત્નમાં ખંતથી મંડ્યા રહે, અને પોતાની હાજરીથી ગામડાંને વધારે વસવાલાયક ને વધારે આકર્ષક બનાવે. એ કામ તેઓ ગ્રામવાસીઓને ભાવે એવી રીતે તેમની સેવા કરીને કરી શકશે.

પોતાની મહેનતથી ગામડાંને વધારે સ્વચ્છ બનાવીને અને યથાશક્તિ નિરક્ષરપણું દૂર કરીને દરેક જણ એ સેવાકાર્યનો આરંભ કરી શકે છે. અને એમનું જીવન જો શુદ્ધ, વ્યવસ્થિત ને ઉદ્યમપરાયણ હશે તો તેઓ જે ગામડાંમાં કામ કરતા હશે તેમાં એનો ચેપ ફેલાયા વિના નહીં જ રહે.

હરિજનબંધુ, ૨૧-૨-૧૯૩૭

## ૨૧

# એક મહાન પ્રયોગ

અમદાવાદના મજૂર મહાજને હમણાં પદ્ધતિસર એક પ્રયોગ શરૂ કર્યો છે તેનું વર્ણન મજૂરો ઉપરાંત બીજાઓને પણ ઉપયોગી નીવડવાનો સંભવ છે. એ પ્રયોગ મિલકામદારોએ પોતાના ધંધા ઉપરાંત કોઈ પણ મદદનીશ ધંધો બરોબર શીખી લેવાનો છે. એટલે કે જ્યારે અને જો કોઈ મજૂરો સશક્ત હોવા છતાં તેમને બેકાર થવું પડે ત્યારે ને તો આજીવિકાના બીજા સાધનને અભાવે ભૂખે ન મરવું પડે એવી રીતે તૈયાર થઈ જવું. કરકસર કરી કંઈક બચાવવું એ રસ્તો તો છે જ. પણ જ્યાં પૂરું ખાવાનું કે રહેવાનું યોગ્ય ઘર ન સાંપડતું હોય ત્યાં બચાવવાનું શું હોય? અને કોઈ કંઈ બચાવે તોય આળસુ બેઠો રહી બચાવેલા પૈસા ઉપર કેમ નભે? ઉદ્યોગીને આળસ ખાવા ધાય. ખરો આત્મવિશ્વાસ પેદા કરવા સારુ માણસની પાસે આજીવિકાનાં એક કરતાં વધારે સાધન હોય એ જરૂરનું છે.

મિલમજૂરોની પહેલી હડતાળ છેક ૧૯૧૮ની સાલમાં ત્રેવીસ દિવસની થઈ ત્યારે આ વિચારની ઉત્પત્તિ થયેલી. તે વખતે જ વિચાર થયેલો કે હડતાળિયાઓએ જાહેર ઉઘરાણાં પર રહેવાને બદલે પોતાની મહેનત ઉપર નભવું આવશ્યક છે. એ વખતે કોઈ ધંધો તો નજરમાં ન હતો. સત્યાગ્રહાશ્રમનાં

મકાનો બંધાતાં હતાં તેમાં ઘણા કામે લાગેલા. કેટલાકને મ્યુનિસિપાલિટીના કંઈક કામમાં રોકી લેવામાં આવ્યા હતા. તે વખતે જ મેં સૂચના કરેલી કે મજૂરોએ કંઈક મદદનીશ ધંધો શીખી લેવો જોઈએ. બીજી હડતાળ લગી તેનો અમલ નહિ થયેલો. પણ બીજી હડતાળ વખતે મજૂરોએ હાથવણાટ શીખવાનું શરૂ કરેલું. હડતાળ થઈ રહી પછી એ વસ્તુ ભુલાઈ.

પણ હવે એવો આરંભ નિયમપૂર્વક થયો છે. મજૂરોએ એવા ધંધા શોધી કાઢ્યા છે જે પોતાના પડતર વખતમાં અથવા કેવળ બેકારીમાં ચલાવીને આજીવિકા મેળવી શકે. આવી પસંદગીમાં રૂને લગતી બધી ક્રિયાનો—એટલે સાફ કરવું, લોઢવું, પીંજવું, કાંતવું, વણવું, સીવવું—અને સાબુ બનાવવો, કાગળ બનાવવા, બીબાં ગોઠવવાં વગેરેનો સમાવેશ થાય છે.

જો મજૂરોએ સ્વતંત્ર રહેવું હોય, સ્વમાન જાળવવું હોય, આજીવિકા વિષે નિર્ભય રહેવું હોય તો તેઓએ આજીવિકાનાં અનેક સાધન ઊભાં કરવાં જોઈએ. મારી કલ્પના એવી છે કે જેમ મૂડીવાળાની મૂડી તેનો પૈસો છે તેમ મજૂરની મૂડી તેની મજૂરી કરવાની વિવિધ શક્તિ છે. ધનવાનને થોડેઘણે અંશે પણ મજૂરની જરૂર પડવાની જ છે, તેમ મજૂરની મૂડીરૂપ મજૂરીને ધનની જરૂર પડવાની છે. જો બંનેમાં બુદ્ધિ હોય ને પોતાની મૂડીની બીજાઓને જરૂરિયાત હોવા વિષે સામાન્ય નિશ્ચિંતતા હોય તો બંને પક્ષ એકબીજા પ્રત્યે માનની નજરે જોશે. જેમ ધનવાન પોતાનું સંગઠન કરી શકે છે તેમ મજૂર પોતાનું. મજૂર પોતાને નિરાધાર માને છે કેમકે તેમની બુદ્ધિનો વિકાસ નથી થયો ને તેમનું

સંગઠન થયું નથી. તેમને પોતાની શરીરરૂપી મૂડીની કિંમતનું ભાન નથી થયું. બુદ્ધિવિકાસ થાય, સંગઠન થાય ને મૂડીની કિંમત સમજાય તો મજૂરો ધનવાનના જેટલા જ નિશ્ચિંત થઈ શકે.

પૈસા જગતમાં બધું કરી શકે છે અને મજૂર પૈસાના દાસ છે એ બંને ઘોર ભ્રમણા છે, અજ્ઞાનની નિશાની છે. આ એવડી ભ્રમણા દૂર કરવાનો પ્રયાસ મજૂર મહાજનના સેવકો કરી રહ્યા છે. એ પ્રયાસમાં મજૂરોએ કંઈ પણ મદદનીશ ધંધો શીખી લેવો એ અતિઆવશ્યક વસ્તુ છે. એટલે અમદાવાદ મજૂર મહાજને જે પ્રયાસ આદર્યો છે એ આવકારપાત્ર છે. મારી ઉમેદ છે કે મજૂરો આ શુભ આરંભને વળગી રહેશે. જો એમ કરશે તો તો તેમની બુદ્ધિનો વિકાસ પણ આ માર્ગે સહેજે થઈ રહેશે. એનો આધાર શિક્ષકો ઉપર વિશેષે રહેશે.

હરિજનબંધુ, ૨૭–૬–૧૯૩૭

# ૨૨

# ગ્રામવાસી પ્રત્યેનો ધર્મ

[ઇંદોરના હિંદી સાહિત્ય સંમેલનમાં અને ગ્રામઉદ્યોગ પ્રદર્શનમાં દાખલ થવા માટે ટિકિટો રાખેલી હતી. બંનેમાં માણસોની હાજરી મોટી થયેલી, છતાં જે લોકો ટિકિટો ખરીદી શકે એમ ન હતું તેમને ગાંધીજીની વાણી સાંભળવાની તક બિલકુલ મળી નહોતી એવા લોકોનો વિચાર કરીને ૨૩મી એપ્રિલની સવારે સંમેલનનો મંડપ સૌને માટે ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. ત્યાં પરોઢથી હજારો માણસો ભેગાં થવા લાગ્યાં, અને જે લોકોને માથે સભાની વ્યવસ્થાનું કામ હતું તેમને ઘણી મુસીબત પડી. પણ ગાંધીજીએ મંડપમાં પ્રવેશ કર્યો કે એકાએક આ વિશાળ સભામાં શાંતિ પથરાઈ ગઈ, અને ગાંધીજીનું હિંદી ભાષણ લોકોએ એકાગ્રતાથી સાંભળ્યું. એ ભાષણમાં ગાંધીજીએ ગ્રામઉદ્યોગના પુનરુદ્ધારનો ઉદ્દેશ અને નગરવાસીનો ગ્રામવાસી પ્રત્યેનો ધર્મ સમજાવ્યા હતા. એનો સાર હું નીચે આપું છું. **મ૦ હ૦ દે૦**]

### ગ્રામવાસી પ્રત્યેનો ધર્મ

અહીં જેઓ આવ્યા છે તેમાંના ઘણા ઇંદોરના રહેવાસીઓ છે. ગામડાંના લોકો પણ છે, પણ મોટો ભાગ ઇંદોરના રહીશોનો છે. તમે પ્રદર્શન જોઈ આવ્યા હશો. દુર્ભાગ્યે માવઠાથી એ બગડી ગયું છે. એ પ્રદર્શન ભરવાનો હેતુ નગરવાસીને ગ્રામવાસી પ્રત્યેના તેના ધર્મનું ભાન કરાવવાનો છે. એ ધર્મ આપણે આટલાં વરસ ભૂલી ગયા હતા, પણ

હવે એ ભૂલવો આપણને પોસાય એમ નથી. આપણને કદાચ ખબર ન હોય કે આપણે વ્યક્તિ તરીકે તેમ જ રાષ્ટ્ર તરીકે ધીમે મોતે મરી રહ્યા છીએ. એમાં બીજાઓનો — સરકારનો, દેશી રાજ્યનો કે જમીનદારનો — વાંક કાઢવામાં સાર નથી. આપણી દુઃખી દશાને માટે તેઓ તો જવાબદાર અવશ્ય છે જ, પણ આપણે એથી જરાયે ઓછા જવાબદાર નથી, અને આપણે આપણી પોતાની જવાબદારીનો વિચાર કરીએ એ વધારે સારું ગણાય.

આપણું સરાસરી આયુષ્ય બહુ જ ઓછું છે, આપણી ગરીબાઈ દિવસે દિવસે વધતી જાય છે, એનું કારણ એ છે કે આપણે આપણાં સાત લાખ ગામડાંની દરકાર નથી રાખી. આપણે એમનો વિચાર કર્યો તો છે જ, પણ તે તેમને લૂંટવા પૂરતો જ. આપણે ભારતવર્ષની જાહોજલાલીનાં રસિક વર્ણનો વાંચીએ છીએ; આ દેશમાં એક કાળે ધનધાન્યની છોળ હતી એમ વાંચીએ છીએ; પણ આજે એ ભૂખે મરતાં કરોડોનો દેશ બની ગયો છે. આપણે આ સુંદર મંડપમાં વીજળીના દીવાઓના ઝગઝગાટમાં બેઠા છીએ, પણ આપણે જાણતા નથી કે આ દીવા આપણે ગરીબને પૈસે બાળીએ છીએ. એ દીવા માટે આપણે ગરીબના ઋણી છીએ એ વાત જો ભૂલી જઈએ તો એ દીવા વાપરવાનો આપણને કશો અધિકાર નથી.

## બે સંસ્કૃતિ

પૂર્વની — ભારતવર્ષની — અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચે ભેદ છે. એ ભેદ શામાં રહેલો છે એની સામાન્યપણે ખબર

-પડતી નથી. આપણી ભૂગોળરચના જુદી છે, આપણા ઇતિહાસ જુદા છે, આપણી રહેણી જુદી છે. આપણો ખંડ વિશાળ છતાં ભૂતળ પર એક બિંદુ સમાન છે; પણ ચીનને બાદ કરતાં એમાં ઘાડામાં ઘાડી વસ્તી છે. હવે જે દેશમાં જમીન પર વસ્તીનું દબાણ વધારેમાં વધારે હોય તે દેશનાં અર્થશાસ્ત્ર અને સંસ્કૃતિ એ દબાણ જ્યાં ઓછામાં ઓછું હોય તે દેશના કરતાં જુદાં છે ને હોવાં જોઈએ. અમેરિકામાં વસ્તી આછી રહી, એટલે ત્યાં કદાચ યંત્રોની જરૂર હોય. હિંદુસ્તાનને એની જરૂર કદાચ બિલકુલ ન હોય. જ્યાં કરોડો માણસો કામ વિનાનાં બેસી રહ્યાં છે ત્યાં મજૂરી બચાવનારાં યંત્રોનો વિચાર કરવાથી કશો લાભ નથી. જો કોઈ માણસ આપણા હાથને ખાવાની મહેનત બચી જાય એવું યંત્ર કાઢે તો ખાવું એ આનંદની વસ્તુ મટી જાય ને ત્રાસરૂપ થઈ પડે. આપણા ઉદ્યોગોનો નાશ થઈ ગયો અને પરિણામે બેકારી આવી એ જ આપણી ગરીબાઈનું કારણ છે. કેટલાંક વરસ પહેલાં હિંદુસ્તાનની ખેતી પર નભનારી વસ્તી ૭૦ ટકા ગણાતી; આજે તે ૯૦ ટકા ગણાય છે. એનો અર્થ એ નથી કે ૯૦ ટકા ખેડૂત છે; પણ જમીન પર આધાર રાખનારા ૭૦ ટકા હતા તેને બદલે હવે ૯૦ ટકાને લાચારીથી જમીન પર આધાર રાખવો પડે છે. બીજા શબ્દોમાં કહીએ તો થોડાક વખત પહેલાં ૨૦ ટકાને ભરણપોષણ આપે એટલા ઉદ્યોગધંધા હતા, તે હવે રહ્યા નથી, અને લોકોને પરાણે ખેતીની મજૂરીમાંથી ગુજારો ખોળવો પડે છે. આમ તેઓ આજીવિકા ચોરે છે; એનું કારણ એ નથી કે એમને એમ કરવાનું મન થાય છે, પણ હવે વધારે જમીન રહી જ નથી.

આપણા ૩૫ કરોડને અન્ન આપે એટલી જમીન આપણા દેશમાં નથી એમ નહિ. હિંદુસ્તાનમાં વસ્તી હદબહાર વધી ગઈ છે ને તેથી વધારાની વસ્તીએ મરી જવું જોઈએ, એમ કહેવું એ હસવા જેવી વાત છે. મારી ખાતરી છે કે જેટલી જમીન છે તેટલી બધીનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે અને એમાંથી ઉપજાવી શકાય એટલો પાક ઉપજાવવામાં આવે તો તેથી આખી વસ્તીનું પોષણ જરૂર થાય. માત્ર આપણે ઉદ્યોગી થવું જોઈએ. ને જ્યાં આજે ઘાસનું એક તરણું ઊગે છે ત્યાં બે ઉગાડવાં જોઈએ.

## એનો ઇલાજ

આનો ઇલાજ એ છે કે આપણે ગરીબ ગ્રામવાસીની સાથે તદ્રૂપ બનવું, એની જમીનમાંથી ઘણું અનાજ ઉગાડવામાં એને મદદ કરવી, તે જે પેદા કરે તે વાપરીને સંતોષ માનવો, અને તેને ખોરાક અને રહેણીની વધારે સારી રીતો અનુસરવાને સમજાવવો.

આપણે મિલનો દળેલો લોટ ખાઈએ છીએ, અને ગામડાનો ગરીબ માણસ પણ માથે અધમણ અનાજનો બોજો મૂકીને નજીકમાં નજીકને સંચે દળાવવા જાય છે. તમને ખબર છે ખરી કે આપણે પુષ્કળ અનાજ પેદા કરીએ છીએ છતાં આપણે પરદેશથી ઘઉં મંગાવીએ છીએ અને ઑસ્ટ્રેલિયાથી આવેલો મેદા જેવો લોટ ખાઈએ છીએ? આપણે હાથે દળેલો લોટ નથી ખાતા, અને ગરીબ ગ્રામવાસી પણ બેવકૂફીથી આપણું અનુકરણ કરે છે. આમ આપણે ધનની ધૂળ બનાવીએ છીએ, અમૃતનું વિષ બનાવીએ છીએ. કેમકે પૂર્ણ ઘઉંનો લોટ એ જ યોગ્ય ખોરાક છે. મિલના દળેલા લોટમાંથી એનો

પ્રાણ-વિટામીન-ઊડી જાય છે, એટલું જ નહિ પણ એ નર્યું ઝેર બની જાય છે. પણ આપણે રોજેરોજ તાજો લોટ ખાવો જોઈએ તે દળી લેવાની મહેનત કરતા નથી, અને ઓછી પુષ્ટિકારક વસ્તુઓ માટે પૈસા આપીને બદલામાં માંદગી ખરીદીએ છીએ. આ કંઈ અટપટું આર્થિક સત્ય નથી; એ આપણી નજર સામે રોજ બનતી હકીકત છે. એ જ પ્રમાણે ચોખા, ગોળ અને તેલનું છે. આપણે છડીને સત્ત્વ કાઢી નાંખેલા ચોખા ખાઈએ, ઓછા સત્ત્વવાળી ખાંડ ખાઈએ, અને એને માટે વધારે સત્ત્વવાળા ગોળ કરતાં વધારે પૈસા આપીએ. આપણે ગામડાના ઘાંચીને પાયમાલ થવા દીધો છે, ને આપણે ભેગવાળાં તેલ ખાઈએ છીએ. આપણે ગાયની પૂજા કરીએ છીએ, પણ એને ધીમે મોતે મારીએ છીએ. આપણે મધ ખાઈએ છીએ ને મધમાખીને મારી નાંખીએ છીએ, એને પરિણામે મધ એવી દુર્લભ વસ્તુ બની ગઈ છે કે એ મારા જેવા 'મહાત્મા'ને જ મળી શકે, અથવા વૈદ અનુપાન તરીકે બતાવે તો દર્દી વૈદ પાસેથી ખરીદે ત્યારે તેને મળે. જો આપણે મધમાખીના ઉછેરની શાસ્ત્રીય અને નિર્દોષ રીત શીખવાની તકલીફ લઈએ તો આપણને તે સોંઘું પડે, અને આપણાં બાળકોને જેટલા કાર્બોહાઇડ્રેટ જોઈએ તે બધા એમાંથી મળી રહે. આપણા બધા આહારમાં આપણે કૂચાને સત્ત્વ માનવાની ભૂલ કરીએ છીએ, સત્ત્વવાળા રંગીન ગોળને બદલે ધોળી ખાંડ ખાઈએ છીએ, અને સત્ત્વવાળી આખા ઘઉંના લોટની રોટી મૂકીને ઝાંખી સફેદ રોટી ખાઈએ છીએ.

આપણે નિત્ય સ્નાન કરનારી પ્રજા કહેવાઈએ છીએ. નિત્ય સ્નાન તો આપણે કરીએ જ છીએ, પણ એથી

આપણને લાભ કશો થતો નથી. કેમકે આપણે મેલા પાણીથી નાહીએ છીએ; આપણાં તળાવ અને નદીને આપણે મેલથી ગંદાં બનાવીએ છીએ અને એ પાણીને પીવા નાહવા માટે વાપરીએ છીએ. આપણે વકીલો, પદવીધારીઓ ને ડાકટરો સ્વચ્છતાનાં મૂળતત્ત્વો પણ શીખતા નથી. મળને ઠેકાણે પાડવાની સૌથી લાભકારક રીત હજુ આપણે શોધી કાઢી નથી, અને આપણે આપણી ખુલ્લી આરોગ્યદાયી જગાઓને રોગનાં ઉત્પત્તિસ્થાનો બનાવી મૂકીએ છીએ.

મારી તમને વિનંતી છે કે તમે જડતા ફેંકી દો, જાગૃત થાઓ, આ પાયાની વસ્તુઓનો અભ્યાસ કરો, વધારે બુદ્ધિપૂર્વક જીવન ગાળો, અને ધૂળમાંથી ધન કેમ પેદા કરવું એ શીખો. મેં તમને કેટલાંક સાદાં સત્યો કહ્યાં છે. આપણે જો યુગોથી જામેલી જડતા ફેંકી દઈશું તો આપણને એ સત્યો તરત સમજાશે અને આપણે એનો અમલ કરીશું. પણ આપણે તો શરીરશ્રમનો ત્યાગ કર્યો છે, તેથી આપણાં મગજને પણ હાનિ થઈ છે. એટલે આપણે ખોરાક અને રહેણીની અવિચારી રીતોને અનુસરીને સંતોષ માનીએ છીએ. આપણે હવે જાગવું જોઈએ અને આપણાં શરીર ને મગજને વધારે સતેજ કરવાનો સંકલ્પ કરવો જોઈએ.

હરિજનબંધુ, ૧૯–૫–૧૯૩૫

## ૨૩

# અપૂર્વ પ્રદર્શન

[મુંબઈની મહાસભામાં પસાર થયેલા પ્રદર્શનો વિષેના ઠરાવને અનુસરીને લખનૌ મહાસભાની સ્વાગત સમિતિએ ચરખા સંઘ અને ગ્રામઉદ્યોગ સંઘના મંત્રીઓ શ્રી. શંકરલાલ બેંકર અને શ્રી. કુમારપ્પાની મદદ લઈને ખાદી અને ગ્રામઉદ્યોગનું પ્રદર્શન ગોઠવ્યું હતું. તે ૨૮મી માર્ચની સાંજે ગાંધીજીને હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું. એટલે આ પ્રદર્શનની રચના જ અપૂર્વ છે. એનું વિગતવાર વર્ણન હું આવતે અઠવાડિયે આપીશ, અહીં તો ગાંધીજીના એ પ્રસંગના ભાષણનો મુખ્ય ભાગ જ આપું છું. **મ. હ. દે.**]

આ ખાદી અને ગ્રામઉદ્યોગનું પ્રદર્શન ખોલવા હું લખનૌ આવી શક્યો એથી મને આનંદ થાય છે ને એ હું ઈશ્વરનો અનુગ્રહ માનું છું. હું તમને કહું કે આ પ્રદર્શન ખોલાતી વખતે અહીં હાજર રહેવાને હું ઉત્સુક હતો. હું જાણું છું કે ડૉ. મુરારીલાલ અને શ્રી. શંકરલાલ બેંકરે એ ગોઠવવામાં તનતોડ મહેનત કરી છે. છતાં એ બધાની પાછળ કલ્પના તો મારી હતી. મેં મારા મનમાં સાચા ગામડી પ્રદર્શનની જે કલ્પના વરસો થયાં સેવી છે તે આજે પહેલી વાર મૂર્ત રૂપે પ્રગટ થાય છે એમ હું માનું છું. ૧૯૨૧માં આપણે મહાસભાના નવા બંધારણના પહેલા વરસમાં અમદાવાદમાં મળ્યા ત્યારે આપણે ગ્રામવૃત્તિની દિશામાં પહેલું પગથિયું ભર્યું હતું, અને તે વખતે મહાસભાના આશ્રય તળે જે પ્રદર્શન

ભરાયેલું તેનાથી જે આરંભ થયો હતો તેનું પરિપક્વ ફળ આજે ૧૫ વરસ પછી તમે અહીં જુઓ છો. હું માનું છું ને મેં અસંખ્ય વાર કહ્યું છે કે હિંદુસ્તાન એનાં ગણ્યાંગાંઠ્યાં શહેરોમાં નહીં પણ સાત લાખ ગામડાંમાં વસે છે. પણ આપણે અહીં ભેગા થયા છીએ તે ગ્રામવાસીઓ નથી પણ શહેર-વાસીઓ છીએ. આપણે શહેરોમાં વસનારાઓએ માની લીધું છે કે હિંદુસ્તાન એનાં શહેરોમાં વસે છે અને ગામડાં તો આપણી હાજતો પૂરી પાડવાને સરજાયેલાં છે. આપણે કદી એમ પૂછવા નથી બેઠા કે એ ગરીબ લોકોને પૂરતાં અન્નવસ્ત્ર મળે છે કે નહિ અને એમને તડકો ને વરસાદથી રક્ષણ કરવા છાપરું છે કે નહિ. હું નથી માનતો કે ગયાં વીસ વરસમાં હિંદુસ્તાનને એક છેડેથી બીજે છેડે સુધી જેટલા પ્રવાસો મેં કર્યા છે એટલા કોઈ મહાસભાસેવકે કર્યા હોય. એ જ કંઈ બહુ મોટું કામ કરી નાંખ્યું છે એમ નથી. પણ એ પ્રવાસોને પરિણામે હું નમ્રતાપૂર્વક એવો દાવો કરું છું કે મહાસભાના બીજા કોઈ સેવક કે આગેવાન કરતાં હું હિંદુસ્તાનનાં ગામડાંને વધારે સારી રીતે જાણું છું. મેં જોયું છે કે શહેરવાસીઓએ સામાન્ય રીતે ગ્રામવાસીઓને લૂંટ્યા છે; વસ્તુતઃ તેઓ ગરીબ ગ્રામવાસીઓની મહેનત પર, તેમની સંપત્તિ પર જીવે છે. ઘણા અંગ્રેજ અમલદારોએ હિંદુસ્તાનના લોકોની સ્થિતિ વિષે લખ્યું છે. પણ મારી જાણ પ્રમાણે કોઈએ એમ નથી કહ્યું કે હિંદુસ્તાનનાં ગામડાંના લોકોને પેટપૂરતું ખાવા મળે છે. ઊલટું એમણે કબૂલ કર્યું છે કે ગામડાંની વસ્તીનો મોટો ભાગ ભૂખમરા જેવી સ્થિતિ ભોગવે છે, દસ ટકા અડધે પેટે રહે છે, અને કરોડોને ચપટી ગંદું મીઠું, મરચાં ને ચાવલ

કે સત્તુ ખાઈને સંતોષ માનવો પડે છે. તમે ખાતરી રાખજો કે આપણને કોઈને એવા ખોરાક પર રહેવાનું કહેવામાં આવે તો આપણે એક મહિનાથી વધારે જીવવાની આશા ન રાખીએ અથવા તો આપણી મગજશક્તિ મારી જશે એવો ડર આપણને લાગે. અને છતાં આપણાં ગામડાંના લોકો દરરોજ એવી સ્થિતિમાં રહે છે. એ લોકો કેવી સ્થિતિમાં રહે છે ને એમના ઉદ્યોગો કેવી દશામાં છે તેનો અભ્યાસ કરવાને, અને ગામડાંના જે ઉદ્યોગહુન્નર ફરી સજીવન થઈ શકે, એવા હોય તે સજીવન કરવાને, ગયે વરસે ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના કરવામાં આવી હતી. ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપનાની સાથે સાથે એક એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે હવે પછી મહાસભાની જોડે થનારાં પ્રદર્શનો ચરખા સંઘ અને ગ્રામઉદ્યોગ સંઘે ગોઠવવાં. આજે જે પ્રદર્શન હું ખોલવાનો છું તે એ પ્રકારનું પહેલું પ્રદર્શન છે.

મેં તમને કહ્યું તેમ આની પાછળની કલ્પના મારી છે, અને છતાં મારે કબૂલ કરવું જોઈએ કે હજુ અમે એ કલ્પના પૂરેપૂરી અમલમાં આણી શક્યા નથી. આમાં યોજકોએ કેટલો બધો પરિશ્રમ લીધો છે એ તમે જોઈ શકશો. છતાં એ સંપૂર્ણ પ્રદર્શન નથી. એમની પાસે જેટલો વખત હતો એટલામાં એને સંપૂર્ણ બનાવવું અશક્ય હતું. ગામડાંના કારીગરોને એમનાં ગામડાંમાંથી લઈ આવવા એ સહેલી વાત નથી. અહીં તમે દક્ષિણ ભારતનાં ગામડાંના કારીગરો જોશો. તેમને ખબરેય નહીં હોય કે તેઓ ક્યાં આવ્યા છે. આ પ્રદર્શનનો એ બતાવવાનો હેતુ છે કે આ ભૂખે મરતું ગામડાંમાં વસતું હિંદુસ્તાન પણ એવી વસ્તુઓ પેદા કરે છે જે આપણે

શહેરવાસીઓ વાપરીએ તો ગામડાંની પ્રજાનું ને આપણું બંનેનું કલ્યાણ થાય.

પહેલાંનાં પ્રદર્શનોની જેમ આમાં ભભકો નથી. આગલાં પ્રદર્શનોમાં ભભકાદાર દેખાવ હોય એ અનિવાર્ય હતું. એમનો ઉદ્દેશ જુદો હતો. પ્રદર્શનોમાંથી જે આવક થતી તેમાંથી સામાન્ય રીતે મહાસભાનું ખરચ નીકળતું. ગયે વરસે આખી દૃષ્ટિ જ ફેરવાઈ ગઈ. માત્ર દેખાવને જ ખાતરની કંઈ ચીજો ન મૂકવી, પણ જોનારાઓને હિંદુસ્તાનના ગ્રામવાસી ને તેમની કારીગરીનું દર્શન કરાવવું, એવો નિર્ણય અમે કર્યો. એટલે લોકોને કેળવણી આપવાનો આ એક મહાપ્રયત્ન છે. આ વખતે પ્રદર્શનની ફી નહીં લઈએ એમ નથી. માત્ર જે મહાસભાવાદીઓ સ્વાતંત્ર્ય મેળવવાના નિર્ધારવાળા હશે ને તે ગામડાંને પગભર કરીને મેળવવા માગતા હશે તેમના પર જ એનો આધાર રહેશે. તેઓ જો શહેરો ને ગામડાં વચ્ચે જીવતોજાગતો પ્રેમસંબંધ બાંધવા ઇચ્છતા હશે તો મોટી સંખ્યામાં આ પ્રદર્શનમાં આવશે અને ત્યાં જે જુદા જુદા પ્રયોગો બતાવાશે તેનું ઝીણવટથી નિરીક્ષણ કરશે.

એ નિરીક્ષણ એક જ વાર પ્રદર્શનમાં જઈ આવવાથી ન બને. તમારે રોજ ત્યાં જવું જોઈએ ને એકેએક વિભાગનો કાળજીથી અભ્યાસ કરવો જોઈએ. એ પ્રમાણે કરશો તો પ્રદર્શન ગોઠવવામાં જે શક્તિ ને ઉદ્યોગ વપરાયાં છે તે જોઈને તમે છક થઈ જશો. તમે સેવાભાવનાથી એ જોવા જશો તો તમને એમાં ઘણો રસ આવશે. ત્યાં કાશ્મીર અને દક્ષિણ ભારત, સિંધ અને આસામથી આવેલાં કારીગર સ્ત્રીપુરુષો તમે જોશો, અને તેઓ નજીવી રોજી કઈ રીતે

કમાય છે એ જાણુશો. તમે જોશો કે ઓછામાં ઓછું એમનું પેટ ભરાય એટલી એમના માલની કિંમત આપવાનો નિશ્ચય તમે કરશો તો એમની આવકમાં તમે જરાક વધારો કરશો ને તેઓ પેટ ભરીને ખાઈ શકશે.

પ્રદર્શનમાં જે અનેક વિભાગો છે તે બધાનું કે એકનું પણ વર્ણન હું તમને આપું એવી આશા તમે નહિ રાખો. એ વર્ણન આપવું મારે માટે અશક્ય છે. હું તમને કહું કે તમે બેઠા છો ત્યાંથી પણ તમને અંદર કેવી રચના છે એની સહેજ ખબર તો પડી રહેશે. કેમકે તમારી સામે મોટા દરવાજો નથી ઊભા કરવામાં આવ્યો, પણ સુંદર રીતે ચીતરીને શણગારેલી ભીંત છે. શાંતિનિકેતનના વિખ્યાત કલાકાર શ્રી. નંદલાલ બસુ અને તેમના સાથીઓએ એ તૈયાર કરેલી છે, ને એમાં તેમણે સાદાં કળામય ચિહ્નો વડે ગામડાંના બધા ઉદ્યોગોનું દર્શન કરાવવાનો પ્રયત્ન કર્યો છે. અને અંદરનો ચિત્રકળા વિભાગ જેની પાછળ શ્રી. નંદલાલ બસુએ અઠવાડિયાં લગી પરિશ્રમ કર્યો છે તે જોવા જશો ત્યારે, મને થયેલું એમ, તમને પણ ત્યાં કલાકોના કલાક ગાળવાનું મન થઈ જશે. પણ બીજા વિભાગો પણ તમને આકર્ષ્યા વિના નહીં રહે. પ્રદર્શનમાં સંગીત કે સિનેમા જેવું મનોરંજન કરાવનારું કંઈ તમે નહિ જુઓ, પણ હું તમને ખાતરી આપું છું કે તમને એમાંથી ઘણું શીખવાનું મળશે.

અંતે હું તમારી પાસે એટલું માગું છું કે તમે બધા પ્રદર્શનની જાહેરાત કરનારા સ્વયંસેવકો બનો, જેથી ઘણા લોકો એ જોવાને આકર્ષાય. આ પ્રદર્શન ગામડાંના લોકો માટે નહીં પણ શહેરના લોકો માટે ગોઠવેલું છે, જેથી તેઓ

જોઈ શકે કે ગામડાંના લોકો કેમ રહે છે ને એમની શક્તિ કેટલી છે. આ પ્રદર્શન ઊભું કરવાને સ્વાગત સમિતિએ પાંત્રીસેક હજાર રૂપિયા ખરચ્યા છે. તમારે ઓછામાં ઓછું એમને ખરચ જેટલું તો મેળવી આપવું જોઈએ. એ તમે એમની વતી ઉત્સાહપૂર્વક જાહેરાત કરનારા એજંટ બનીને કરી શકો. એનું કમિશન તમને કશું નહીં મળે, પણ ઈશ્વરના દરબારમાં તમારો ધર્મ પાળ્યાનું ફળ તમને મળશે. હું અહીંયાં થોડાક દિવસ રહેવા માગું છું જેથી પ્રદર્શન જેટલી વાર જોવું હોય એટલી વાર જોઈ શકું. એટલે તમારો ધર્મ તમે કેવો પાળ્યો છે એ હું જાણી શકીશ. ખરચ જેટલા પૈસા મળી રહે તો ગામડાંના લોકોને માટે પ્રદર્શન ખુલ્લું મૂકી દેવાનો અમારો ઇરાદો છે.

પ્રદર્શનમાં તમને ઘણી ખામીઓ દેખાશે, પણ એમાં વાંક તમારો ને મારો છે, ગ્રામવાસીઓનો નથી. છતાં તમને એટલું કહું છું કે જે કામ સરસ રીતે કરતાં ઘણા મહિના લાગત તે કામ થોડાં અઠવાડિયાંમાં કરવાનો અથાગ પ્રયત્ન યોજકોએ કર્યો છે. તેથી તમે ક્ષમાવૃત્તિ રાખશો ને જે ખામીઓ દેખાય તે દરગુજર કરશો.

હરિજનબંધુ, ૫-૪-૧૯૩૬

## ૨૪

# સાચો સ્વદેશપ્રેમ

(લખનૌ મહાસભામાં ભરાયેલા પ્રદર્શનમાં તા. ૧૨-૪-૧૯૩૬એ ગાંધીજીએ આપેલા ભાષણનો સાર)

"તમને મારી વિનંતી છે કે તમે આંખ અને કાન ઉઘાડાં રાખીને, અને બની શકે તો તમારા આત્માનાં આંખકાન ઉઘાડાં રાખીને પ્રદર્શન એક વાર, બે વાર, ત્રણ વાર, ચાર વાર પણ જુઓ ત્યારે પ્રદર્શનમાં જે ચમત્કાર ભર્યા છે તે તમે જોઈ શકશો. મેં તમને તે દિવસ કહ્યું હતું કે આ પ્રદર્શન એ સિનેમાનો ખેલ નથી, તેમાં ઘણો અર્થ સમાયેલો હતો. તમે સિનેમા જોવા જાઓ છો ત્યારે આંખ અને કાનના વિકારોને જાગૃત કરે એવું ઘણું તમને જોવા મળે છે. પણ હું તમને કહું કે લોકશિક્ષણની દૃષ્ટિએ જેની કશી કિંમત નથી તેવી એકે વસ્તુને અહીં આવવા ન દેવાનો અમે પ્રયાસ કર્યો છે. આ પ્રદર્શનને પવિત્ર તીર્થસ્થાન બનાવવાનો, અને તમારાં આંખકાનને સાત્ત્વિક આનંદ આપે, ઇન્દ્રિયોને શુદ્ધ બનાવે એવો આનંદ આપે એવું બનાવવાનો બનતો પ્રયાસ અમે કર્યો છે. એનું કારણ હું તમને કહું. તમે ઉત્કલ અને તેનાં હાડપિંજરો વિષે જાણો છો? એ ભૂખે મરતાં, દારિદ્રતાથી પીડાતાં હાડપિંજરોની ભૂમિમાંથી જે માણસો આવ્યાં છે તે માણસોએ હાડકાં, શિંગડાં અને રૂપા ઉપર ચમત્કાર કરી બતાવ્યા છે.

આ વસ્તુઓ તૈયાર થયેલી નહિ પણ બનતી તમે જુઓ, અને દારિદ્ર્યપીડિત શરીરમાં રહેલો મનુષ્યનો આત્મા પણ નિર્જીવ શિંગડાં અને ધાતુમાં કેવી રીતે પ્રાણ ફૂંકી શકે છે એ જુઓ. એક ગરીબ કુંભારે માટીમાંથી પણ ચમત્કારિક વસ્તુઓ બનાવી છે. હું તો માનતો હતો કે એ ચીજોના કેટલાયે આના પડતા હશે, પણ એની કિંમત એકબે પૈસાથી વધારે નથી અને છતાં એ કળાના નાના નાના સુંદર નમૂના છે. એક બહેને થોડા દિવસ પર ત્યાંથી હાથીદાંતની કૃષ્ણની નાની મૂર્તિ ખરીદી; પહેલાં તે કૃષ્ણની પૂજા નહોતી કરતી, પણ હવે એ કહે છે કે એણે આ સુંદર નાની મૂર્તિની પૂજા કરવા માંડી છે.

"આમ આ પ્રદર્શન એ તમાશો નથી, પણ એક અદ્‌ભુત વસ્તુ છે. પણ આપણી અભિરુચિ એવી હલકી થઈ ગઈ છે કે આપણી નજર સામે બનતા ચમત્કારમાં આપણે ધૂળમાટી સિવાય બીજું જોઈ શકતા નથી અને પરદેશથી આવતી ધૂળ જેવી ચીજોમાં આપણને ભારે કળા દેખાય છે; હજારો માઈલ દૂરના યુરોપના એક ઝરામાંથી આવતા પાણીને આપણને ન સમજાય એવું મોહક નામ (વિશી વૉટર) આપ્યું એટલે એમાં આપણને ચમત્કારિક ગુણ દેખાય છે; પણ ગંગાજળ જે શરીરને શુદ્ધ કરનાર અને જંતુનાશક મનાય છે તેને આપણે ગંદા ખાબોચિયાનું પાણી માનીએ છીએ."

[આ સભામાં સ્ત્રીપુરુષોની ભીડ ઘણી હતી અને લોકો તડકામાં પરસેવે નવાતા હતા એટલે ગાંધીજીના ભાષણમાં ઠીકઠીક ખલેલ પડતી હતી. એ ભાષણ ગાંધીજીએ સાદી વાતથી શરૂ કર્યું હતું, પણ આગળ જતાં ભાવભીની છટાદાર વાણીમાં બોલતાં, જે લોકોનાં

હૃદયમાં પ્રદર્શનમાંના ચમત્કારો કશી લાગણી ઉત્પન્ન કરતા નથી તેઓને ઉદ્દેશીને નીચેનાં વચનો કહ્યાં.]

"મેં તમારી આગળ જે દૃશ્યનું વર્ણન કર્યું તેનાથી તમારાં હૃદય હાલી ન ઊઠે અને હિંદુસ્તાનનાં ભૂખે મરતાં અને અધપેટે રહેતાં માણસોને માટે કંઈક નાનો સરખો ત્યાગ કરવાની ભાવના તમારા મનમાં જાગૃત ન થાય તો દુર્ભાગ્યની વાત છે. ઇકબાલનું 'હિંદોસ્તાં હમારા' એ કાવ્ય હજુ પણ આપણાં હૃદયમાં અનેરી ભાવના પ્રગટાવે છે. એ કાવ્યમાં કવિએ ભારતવર્ષની નિરંતર ચોકી કરનાર હિમાચળનું અને આપણી સંસ્કૃતિ જે અનેક સ્થિતિમાંથી પસાર થઈ છે તેની શાશ્વત સાક્ષી ગંગાજીનું વર્ણન કર્યું છે. એ વર્ણન કરતાં આવું જ કંઈક ભવ્ય દૃશ્ય કવિની નજર સામે હશે. આપણે ધ્વજવંદનની ક્રિયાઓમાં હાજરી આપીએ છીએ અને આપણા રાષ્ટ્રધ્વજને વિષે મનમાં અભિમાન રાખીએ છીએ. હું તમને કહેવા ઇચ્છું છું કે આપણને જો હિંદુસ્તાનમાં બનેલી ચીજો અળખામણી લાગે અને આપણે પરદેશી ચીજોની પાછળ દોડીએ તો આપણા એ અભિમાનનો કશો અર્થ નથી. આપણાં ગરીબ કારીગર સ્ત્રીપુરુષોએ બનાવેલી ચીજો જોતાં જેનું હૃદય પ્રસન્ન ન થાય, જેને એ લોકોને માટે થોડો ત્યાગ કરવાનું મન ન થાય, એવાઓ ભારતવર્ષના સ્વાતંત્ર્યની વાત કરે એ મિથ્યા છે."

હરિજનબંધુ, ૨૬-૪-૧૯૩૬

## ૨૫

# એક આધ્યાત્મિક પ્રવચન

[ ફૈજપુરમાં ગાંધીજીનાં બે ભાષણો થયાં. એક ૨૫મા તારીખે પ્રદર્શન ખુલ્લું મૂકતાં. એ પ્રાસંગિક વિનોદયુક્ત હતું. બીજું ૨૭મીએ. આ ભાષણ એટલા બધા મહત્ત્વનું હતું કે એ અહીં લગભગ અક્ષરેઅક્ષર ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. અક્ષરેઅક્ષર ઉતારવાનું કારણ એ છે કે એના ઠીકઠીક અનર્થો થયા છે. કોઈ કહે એમાં ગાંધીજીનો પુણ્યપ્રકોપ હતો, કોઈ કહે ગાંધીજીએ રાજકાજમાં ફરી આવવાનું આ મંગળ કર્યું, કોઈ કહે છે ગાંધીજીએ લૉર્ડ લિનલિથગોને પડકાર કર્યો. આમાં નહોતો પ્રકોપ, નહોતું ચાલુ રાજકાજમાં ફરી આવવાપણું, નહોતો કોઈ પણ પ્રકારનો પડકાર. એમાં તો હતું એમના સુદર્શન ચક્ર વિષેના પુરાણા વિશ્વાસનું પુનરાવર્તન, અને એ વિશ્વાસની પાછળ રહેલી અતોડ તર્કભૂમિકા. એ ભાષણમાં કોક પયગંબરી વાણીથી ઉચ્ચારાતું આર્ષદર્શન હતું. એ વાણી તો સાંભળી જાય, શાહી વડે કાગળ ઉપર શી રીતે ઉતારી જાય? છતાં આ શાહી-કાગળનું ખોખું પણ વાચકને પ્રાણરહિત નહિ લાગે એવો વિશ્વાસ છે.

—મહાદેવ દેસાઈ ]

### માનવમેદની

આ ભાષણ ૮॥ વાગ્યે રાખ્યું હતું, પણ તેને બદલે આટલું મોડું ૯॥ વાગ્યે થયું છે તે માટે મને દુઃખ થાય છે.

પણ બીજો ઉપાય ન હતો. અહીં એટલાં બધાં માણસો આવ્યાં છે, અને આપણું પ્રદર્શન તો કાચી વાંસની ટટ્ટીઓની બનેલી દીવાલોવાળું છે એટલે બધાંનો ધસારો થાય તો એ ભાંગી પડે. એટલે તેના રક્ષણ માટે પણ વ્યવસ્થા કરવાની જરૂર પડી અને વ્યવસ્થા કરનારાઓનો તેમાં સમય ગયો. એ લોકો આટલાં બધાં માણસોના ધસારા માટે તૈયાર ન હતા. અહીં મારું ભાષણ રાખવામાં તમને થોડી ચાલાકી લાગશે, પણ તેમ ઇરાદાપૂર્વક જ કરવામાં આવ્યું છે. કાંઈ નહિ તો લોકો મને સાંભળવા તો આવે અને તે ખાતર બે આના પ્રદર્શનને આપે, તેમ કરતાં ભૂલમાં થોડી ખાદી લઈ લે અને થોડી ગ્રામકળા પણ જોઈ લે તો તેમને અનાયાસે થોડું પુણ્ય મળી જાય અને મનેયે મળી જાય.

તમે જોયું હશે કે આ આખું તિલકનગર જ પ્રદર્શન છે. એને માટે યશ બાબુ નંદલાલ બોઝને છે. એમણે નિશ્ચય કર્યો કે પ્રદર્શન અને મહાસભા માટે એક જ વ્યવસ્થા રાખવી. આમ કરતાં બહુ જૂજજાજ ખર્ચ થયો છે. આટલા ઓછા ખર્ચથી કોઈ પણ મહાસભાની રચના થઈ હોય એમ હું જાણતો નથી. હા; હજી કેટલોક ખર્ચ મારી દૃષ્ટિએ વધારે થયો છે, પણ આ તો ગામડામાં ભરાનારી પહેલી મહાસભા છે ના? જમીન લેવામાં ઠીકઠીક ખર્ચ કરી નાખવું પડ્યું. પણ આપણે એટલું તો કર્યું છે કે હવે પછીની મહાસભા ગામડાંમાં કરવાનું આપણને ઉત્તેજન મળે. તમે જુઓ છો કે લોકો ઊભરાતા જ જાય છે. સ્વયંસેવકો આટલા બધા છે છતાં એ ટોળામાં ખોવાઈ જતા હોય એમ લાગે છે. ખાવાવાળા એટલા બધા આવે છે કે તેમની વ્યવસ્થા કરવી મુશ્કેલ થઈ પડી છે.

## જૂની વાતનું પુનરાવર્તન

આ તો પ્રસ્તાવના થઈ. આજે હું તમને કંઈ નવી વાત સંભળાવવા નથી આવ્યો. પહેલાં જે કહેતો હતો તેનું પુનરાવર્તન જ કરીશ. ચરખા સંઘને અથવા તો ખાદીને ૧૮ વર્ષ થયાં. ગ્રામઉદ્યોગ સંઘ એની છાયામાં થયો, તેને બે વર્ષ થયાં. જ્યારે ખાદીનો આરંભ થયો ત્યારે લોકોની આગળ મેં મારો વિશ્વાસ પ્રગટ કરેલો કે રેંટિયાથી સ્વરાજ મળશે, સૂતરને તાંતણે આપણે સ્વરાજ લઈશું. એ તે વેળા કેટલાકને દીવાનાપણાની વાત લાગી હશે. મને તો આજે પણ નથી લાગતી. સ્વરાજ, પૂર્ણ સ્વરાજ કે આઝાદી એટલે આપણા ઉપર કોઈ પણ પરદેશી સલ્તનત રાજ ન કરે. એ આઝાદી ચારે બાજુની હોવી જોઈએ: (૧) એમાં અર્થસિદ્ધિ હોવી જોઈએ. અર્થસિદ્ધિ એટલે એમાં ભૂખમરો ન હોય, એનો અર્થ એ પણ નહીં કે લૂખોસૂકો રોટલો સૌને મળી રહે. એનો અર્થ તો એ કે આપણે સુખથી રહીએ અને આપણને રોટીમાં ઘી પણ મળે, અને દૂધ ને શાકભાજી મળે, અને ગોસ્ત ખાવાનું જે છોડી શકતા ન હોય તેને ગોસ્ત પણ મળે. આ ઉપરાંત પહેરવાને માટે પણ મારા જેવો કચ્છ કે લંગોટ નહીં, પણ ગૃહસ્થીનાં વસ્ત્ર મળે — પુરુષોને અંગરખું, ધોતી, પહેરણ વ૦ અને સ્ત્રીઓને પૂરતી સાડી અને બીજાં કપડાં. (જોકે આજે જે ફેશનનો પોષાક ચાલે છે તેવો તો ન મળે. હા; પુરાણા જમાનામાં ગૃહસ્થો જે કપડાં પહેરતા હતા અને જેના નમૂના તમે આ પ્રદર્શનમાં જોશો તેવાં સુંદર કપડાં મળે ખરાં.)

## સબી ભોમ ગોપાલકી

બીજી રાજ્યપ્રકરણી આઝાદી. એ પણ હિંદુસ્તાની હોય. એ યુરોપીય નમૂનો ન હોય; અંગ્રેજી પાર્લામેંટ કે સોવિયટ રશિયા કે ઈટલીનો નમૂનો હું કેમ લઉં ! હું કોનું અનુકરણ કરું ? મારી રાજકીય આઝાદી આ જાતની ન હોય, એ તો હિંદુસ્તાનની ભૂમિને ભાવે એવી હશે. આપણે ત્યાં સ્ટેટ તો હશે પણ કારભાર કેવા પ્રકારનો હશે એ હું આજે ન બતાવી શકું. ગોળમેજી પરિષદમાં મેં કહેવાની ધૃષ્ટતા કરેલી કે જો તમને હિંદુસ્તાનને માટે રાજકીય બંધારણનો નમૂનો જોઈએ તો મહાસભાનું બંધારણ લઈ લો. એ મારી ધૃષ્ટતા ભલે કહેવાઓ. પણ મારી કલ્પના પ્રમાણે તો એમાં ઉમરાવ અને ગરીબ બંને એક ઝંડાની સલામી કરે છે. પંચ કહે તે પરમેશ્વર. એટલે આપણે ત્યાંના ભલા માણસ, હિંદુસ્તાનને જાણવાવાળા કરોડો માણસો જે માગે તેવું તંત્ર આપણને જોઈએ. એ રાજકીય આઝાદી. એમાં એક આદમીનું નહિ પણ સૌનું રાજ્ય હશે. હું સોશિયાલિસ્ટ ભાઈઓને કહું છું કે આપણે ત્યાં તો

સબી ભોમ ગોપાલકી
વામે અટક કહાં ?
જાકે મનમેં ખટક રહી
સોહી અટક રહા.

એ સૂત્ર જમાનાઓથી મનાતું આવ્યું છે. એટલે એ ભૂમિ જમીનદારની નથી કે મિલમાલિકની નથી કે ગરીબની નથી, એ તો ગોપાલની છે—ગાયોનું પાલન કરે તેની છે. ગોપાલ એ તો ઈશ્વરનું નામ છે, એટલે એ તેની છે, આપણી તો કહી શકાતી નથી. એ નથી જમીનદારની કે નથી મારા

જેવા લંગોટિયાની. આ શરીર પણ આપણું નથી એમ સાધુઓએ આપણને સંભળાવેલું છે. એ શરીર તો પડી જવાનું છે, આત્મા માત્ર રહેવાવાળો છે. આ સાચું સોશિયાલિઝમ છે. એનો અમલ કરીએ તો બધું મળી ગયું. આ સિદ્ધાંતને અનુસરતું કંઈ જોતા નથી તો તેમાં સિદ્ધાંતનો દોષ નથી, આપણો છે. હું તેનો અમલ સાવ શક્ય ગણું છું.

## ચાર કાટખૂણા

સ્વરાજનો ત્રીજો ભાગ નૈતિક કે સામાજિક સ્વાતંત્ર્યનો છે. નૈતિક અને સામાજિકને હું મેળવી દેવા માગું છું. કાં તો આપણું સ્વરાજ ચક્ર હોય કે ચતુષ્કોણ હોય. મારી કલ્પના શુદ્ધ ચતુષ્કોણની છે. એના બે સરખા ખૂણા હું કહી ગયો, આ ત્રીજો. એ ત્રીજામાં પ્રાચીન કાળથી આપણને જે મળતી આવી છે એ નીતિ છે—સત્ય અને અહિંસાની. ચોથો ખૂણો ધર્મનો છે. કારણ ધર્મ વિના આ ત્રણ પાયા ઊભા રહી શકે એમ નથી. કોઈ કહે કે હું તો સત્યને માનું છું. હું તેને પૂછીશ કે તમે સત્યને માનો તો ખુદાને કેમ નહિ? હું તો કહું છું કે જો હું સત્યને માનું તો ભગવાનને પણ માનું છું જ, કારણ ભગવાનનું નામ જ સત્યનારાયણ છે. મારું સત્ય તો જીવતું છે, એ એવું જીવતું છે કે દુનિયામાં બધું મટી જશે ત્યારે એ એક રહેશે. શીખો કહે છે સત્ શ્રી અકાલ, ગીતા કહે છે સત્‌નું નામ લઈને બધાં કામનો આરંભ કરો, કુરાન કહે છે કે ખુદા હક હૈ. આમ સત્‌ને માનનારા આપણે સૌ એકબીજાનાં ગળાં કેમ કાપીએ? મુસલમાન હિંદુનાં કાપે, હિંદુ મુસલમાનનાં કાપે, શીખો બંનેનાં કાપે,

અને ખ્રિસ્તી ત્રણેનાં કાપે, એ વાત ઇશ્વરને માનનારાઓથી તો ન જ થઈ શકે.

આમ ચારે ખૂણાને આપણે બરોબર સંભાળવાના છે. એને કોઈ કાનસ લગાવીને ઘસી નાંખી નહીં શકે. એ તો સૌ ૯૦ અંશના કાટખૂણાઓ છે. એ ચાર કાટખૂણાનું બનેલું જે રાજ્ય તેને સ્વરાજ કહો; હું એને રામરાજ કહું.

## ધારાસભાનો કાર્યક્રમ

મેં અઢાર વર્ષ ઉપર કહેલું કે સૂતરના ધાગા ઉપર એ સ્વરાજ રહેલું છે. એ જ મંત્ર આજે હું બોલી રહ્યો છું, એનું સ્મરણ આજે પણ કરાવું છું. ધારાસભાના કાર્યક્રમને હું નથી માનતો એમ નથી. એને એક વાર મટાડવાવાળો હું હતો, અને ડા. અનસારી સાહેબ સાથે મળીને એને સજીવન કરવામાં પણ મારો હાથ છે. એ સજીવન કરવો પડ્યો, કારણ મેં જોયું કે એના વિના આપણે ન ચલાવી શકીએ. પણ એ નથી તમારે માટે, નથી મારે માટે. આપણે બધા અંદર જશું તો એ ધારાસભાઓમાં સમાશું નહિ. આપણા દેશની ૩૫ કરોડની વસ્તીમાં એક હજાર કે પંદરસો સેવકો ભલે જાય. પણ એ લોકોને હુકમ તો આપણે આપવાના રહેશે. આપણી મહાસભાના એમાં કેટલાક પ્રતિનિધિઓ હશે, પણ તેને મોકલવાને મત આપવાનો હક તો બધાને નથી જ. મને પણ મત આપવાનો હક નથી. મને તો ૬ વર્ષની સજા થયેલી એટલે હું નપાસ ગણાઉં. ૩૫ કરોડમાંથી ૩૧॥ કરોડ મત વિનાના બાકી છે. એની સાથે જ હું હોઉં એ સારું છે ના? બોલો તમે શું કહો છો? (અવાજ: "૩૧॥ કરોડની

સાથે.") બહેનો, તમે શું કહો છો? (અવાજ: "અમારી સાથે.") તમારી સાથે તો છું જ. જે માતાના ખોળામાં હું રમ્યો, જે માતાનું દૂધ પીધું એ માતાઓની કાંધ ઉપર કેમ બેસીશ? એમના તો પગ આગળ રહીશું, એમની સેવા કરશું.

હવે ૩ાા કરોડ મત આપનારા રહ્યા તેમાંથી કેટલાક ધારાસભામાં જાય? જે પંદરસો જગ્યાઓ હોય તેને માટે આપણે લડીએ તો આપણે સ્વરાજની કતલ કરી કહેવાય. આજે આવી કતલ થઈ રહી કહેવાય છે. ધારાસભાનો કાર્યક્રમ શરીફ માણસોને માટે જ હોય. પણ ગંદા માણસો ઘૂસી જાય તો શું કરશું? પણ એ તો થયું. જેને મત આપવાના નથી તે ૩૧ાા કરોડ શું કરશે? એને માટે તો રચનાત્મક કાર્યક્રમ સિવાય બીજું કશું નથી.

જેઓ ધારાસભામાં જશે તેઓ કેટલું કરી શકશે તે કહું. હિંદુસ્તાનમાં જે ઑર્ડિનન્સનું રાજ્ય ચાલે છે તેમાં મહાસભાના પ્રતિનિધિઓ સામેલ હતા એટલું ઇતિહાસમાં ન કહેવાય તો ઘણું થયું. કોઈ ગંદા માણસ પણ આપણા પ્રતિનિધિ તરીકે ચાલ્યા ગયા હશે, પણ તેવાઓના મત તો સીધા જ પડશે. પ્રતિનિધિઓ ઑર્ડિનન્સ થતાં અટકાવી ન શકે, જવાહરને જેલ જતાં કે ફાંસીએ ચડતાં ન અટકાવી શકે. અને એ તો ફાંસીએ પણ બહાદુરીથી જશે અને હસતાં હસતાં જશે. પણ એને જે કાંઈ થાય તેને માટે મહાસભાના પ્રતિનિધિઓની સહી ન મળે. સુભાષ બોસને કદાચ બંગાળાના પ્રતિનિધિઓ છોડાવી શકશે, અને સંભવ છે કે એ પણ કદાચ ન બને. પણ કોઈ પણ અયોગ્ય વાત મહાસભાવાળાઓને

હાથે ન બને એટલું કહી શકાય ખરું. કોઈ પણ ગંદી વાતમાં આપણો મત ન મળે. ઓર્ડિનન્સ રાજ્ય એટલે બાદશાહ કહે એમ કરવું. એ રાજ્યને આપણા પ્રતિનિધિઓની સહી ન મળે.

## આઝાદી ન અપાવી શકે

પણ આ પ્રતિનિધિઓ આપણને આઝાદી નહીં અપાવી શકે. એ તો સૂતરના ધાગાથી જ મળશે. એ સૂતરનો ધાગો છોડ્યો તેથી એ આઝાદી જવાની શરૂઆત થઈ. આમાં અંગ્રેજોનો વાંક તો હતો જ; પણ આપણે પણ પાગલ બનેલા. આપણે રેંટિયાને છોડ્યો, આપણે વિલાયતથી આવતું કાપડ લેવાની શરૂઆત કરી. એટલે આપણે ત્યાં લોકોના હાથમાં કશું કામ રહ્યું નહીં, અને કરોડો બેકાર થયા. જો બીજા કોઈ પણ ઉપાયે આપણા માણસો બેકાર ન રહે, સૌને ખાવા-પીવાનું મળે, અને સૌ આરામથી રહી શકે તો આપણે ખુશીથી લૅંકેશાયરથી કપડું મંગાવીએ; લૅંકેશાયરથી કાપડ મંગાવવું એ વસ્તુ પોતે કાંઈ પાપ નથી. પણ બીજાનાં પાપો શોધતાં પેલા બે ખૂણા — નીતિ અને ધર્મના — જાળવવા પડશે. એ શરતે મને સૂતરના ધાગાને બદલે કે રેંટિયાને બદલે કોઈ બીજી વસ્તુ આપે તો હું તેનો ગુલામ બનીશ. પણ આ વસ્તુ મારી જિંદગીમાં બને એમ મને લાગતું નથી. બાકી તો બનાવનારો ઈશ્વર છે, તેને જે કરવું હોય તે કરે.

આજે હું સેવાગ્રામમાં ગયો છું છતાં પણ આની આ જ વાત સંભળાવું છું. આપણા લોકો બેકારીથી ભૂખે મરે છે, પણ ભૂખમરો એ કેવળ અંગ્રેજી રાજ્યને કારણે નથી. એનું

એક કારણ એ કહો. પણ અંગ્રેજી રાજ્યથી બેકારી થઈ, અને બેકારીમાંથી કંગાલિયત આવી. આ કંગાલિયતમાં મોટા હિસ્સો આપણો છે. બેકારી ઇસ્ટ ઇંડિયા કંપનીને લીધે આવી, પણ આજે જે આળસ આવ્યું છે તેમાં તો આપણો જ વાંક છે. હું સેવાગ્રામમાં જોઉં છું ને કે લોકોને ઘેર જઈને પૈસા આપીએ તોપણ આળસ મૂકીને લોકો કામ નથી કરતા. પૈસા મેળવવાના, લોકોના ખીસામાં થોડા પૈસા મૂકવાના માર્ગ તો ઘણા છે, પણ તે નીતિને અનુકૂળ હોવા જોઈએ. શરાબના ધંધામાંથી પણ પૈસા મળે, પણ તે શા કામના? ખજૂરીમાંથી તાડી બને છે, પણ હું ગોળ બનાવી રહ્યો છું. એવો ગોળ બનાવી રહ્યો છું કે જેવો તમે કદી નહિ ખાધો હોય. આમાં હું અતિશયોક્તિ નથી કરતો. આ ગોળ પેદા થઈ શકશે તો હું કેટલાક હજાર રૂપિયા તો સેવાગ્રામના લોકોના ખીસામાં મૂકીશ જ. હવે આ ઝાડોમાંથી તાડી કાઢીએ તોપણ રૂપિયા મળે. પણ એમાંથી આઝાદી ન આવે, અને આવતી હોય તોયે મારે ન જોઈએ. હું તો એમ કહું કે હું ગોળ દાખલ કરું અને ત્યાર પછી લોકો ચોરી કરીને તાડી બનાવવા લાગે તો મારે તેમની સામે સખ્ત સત્યાગ્રહ કરવો પડે. એટલે એવો ધંધો મને કોઈ ખાદીને બદલે બતાવે તો તે હું કબૂલ ન કરું. પણ કોઈ પણ નીતિથી ચાલનારી વસ્તુ ખાદીને બદલે બતાવે તો તે હું ઉપાડી લેવાને તૈયાર છું. એ મને કોઈએ બતાવી નથી.

એટલે હું કહું છું કે સૂતરને તાંતણે જ સ્વરાજ મળે. પણ એની સાથે નીતિ જોઈએ. કેટલાક ઠગબાજીને માટે અને ખૂન કરવા માટે પણ ખાદી પહેરે છે. એની મનોદશાને હું ખાદીની મનોદશા નહીં કહું. આપણું દિલ જ્યારે ખાદીથી

ભરાશે ત્યારે આપણી આઝાદી રોકનાર એકે શક્તિ નથી રહેવાની. આપણે ગામડાંઓમાં વસનારાઓને આ જ વસ્તુ બતાવવાની છે. એટલું તેઓ સમજશે અને કરશે તો પછી ધારાસભાઓ સૂઈ જશે, કારણ આપણે તો તે પહેલાં સ્વરાજ મેળવ્યું હશે.

મેં આ જ સમજને લીધે એક વર્ષમાં સ્વરાજ મળવાની વાત અઢાર વર્ષ ઉપર કરી હતી. એ જ વાત આજે પણ કરું છું, અને કરી હતી તે માટે મને જરાય શરમ નથી. મેં જે શરતો પાળવાની કહી હતી તેમાંની એકે પળાઈ હતી? આજે પણ તે પાળો અને સ્વરાજ હસ્તામલકવત્ છે. આજે હિંદુ-મુસલમાન એકતા ક્યાં છે? મુંબઈમાં કેવી શેતાનિયત ચાલી હતી? આજે પેલા કરોડ રેંટિયા ક્યાં છે? અને ક્યાં છે પેલા નિયમિત અર્ધો કલાક કાંતનારાઓ? (જોકે આજે તો હું પાંચ કલાક કાંતવાનું કહું, કારણ બહુ થોડા કાંતનાર રહ્યા છે.) અને આપણે અસ્પૃશ્યતા કેટલી ટાળી છે? ત્રાવણકોરનો ઢંઢેરો તો સમુદ્રમાં એક બિંદુ સમાન છે. અસ્પૃશ્યતા સદંતર નાબૂદ થશે ત્યારે હિંદુ-મુસલમાન ગળે મળશે. એનો જડમૂળથી નાશ કરવો એટલે સૌને ભાઈ બનાવવા — હરિજનોને જ નહીં, પણ મુસલમાન, ખ્રિસ્તી સૌને અસ્પૃશ્ય માનતા અટકવું. અને આપણે શરાબનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનો હતો તે કર્યો કે? મેં તો આ ઉપરાંત શાળાના, કોર્ટના, ધારાસભાના બહિષ્કારની પણ વાત કરી હતી. આજે પણ ધારો કે કોઈ ધારાસભામાં જવા ન ઇચ્છતા હોય તો હું કોઈને જવાનો આગ્રહ કરું એવો છું ખરો કે? હું તો વાણિયો રહ્યા; જે વાત લોકોને ન ગમી

અને ન જીરવી શક્યા તે છોડી અને ધર્મ અને નીતિને અનુકૂળ એવી બીજી વાત રાખી.

## આર્થિક સૂર્યમંડળ

આજે હું સાદા શબ્દમાં એક મોટી બુલંદ વાત તમને કહી રહ્યો છું — જો રેંટિયાને અપનાવશો તો તમે જોશો કે સૂતરને તાંતણે સ્વરાજ મળે છે કે નહિ. રેંટિયો એ એક મધ્યબિંદુ છે. આખું હિંદુસ્તાન તો સૂર્યમંડળ છે. એમાં રેંટિયો એ મધ્યબિંદુ છે, અને એની આસપાસ ગ્રામઉદ્યોગરૂપી ગ્રહો ફરે છે. નભોમંડળમાં તો નવ ગ્રહો કહેવાય છે પણ રેંટિયાની આસપાસ તો અનંત ગ્રહો ફરે છે. એ મધ્યચક્ર એટલે સૂર્યને મટાવો, એટલે આસપાસનું બધું મટી જાય. આજે સૂરજ સેવા કરે છે તો તેની ગરમીથી ટકીને બીજા ગ્રહો સેવા કરે છે. મૂળ સૂરજની હસ્તી કાયમ કરો તો બીજા ગ્રહો તો એની આસપાસ ફર્યાં જ કરશે.

આ પ્રદર્શનમાં તમે એક નાનકડું સૂર્યમંડળ જોશો. એ તો એક નમૂનો થયો, પણ એવા નમૂનાથી તમે આખું હિંદુસ્તાન ભરી દો. આખું હિંદુસ્તાન એવાં ગામડાંઓવાળું બની જાય તો પછી ધારાસભાના કાર્યક્રમની કશી જરૂર નથી રહેવાની, નથી જેલમાં જવાની જરૂર રહેવાની. બહેનોને તો જેલમાં ન જવું પડે પણ મર્દોને પણ ન જવું પડે. આપણને જેલમાં જવું પડે છે તે આપણાં પાપે જવું પડે છે; એટલે કે સહુ રચનાત્મક કામ નથી ઉપાડી લેતા તેથી.

## બુલંદ ઉપાય

એટલે આ એક બુલંદ ઉપાય છે. એની આગળ હિંસક

ઉપાય ફીકો પડે છે. આપણે એટલા બધા છીએ કે ૩૫ કરોડ સહેજે ૭૦,૦૦૦ અંગ્રેજને પથ્થર મારીને પણ મારી નાંખી શકે. પણ પછી એ ૩૫ કરોડને વિષે શું કહેવાશે? એથી આઝાદી મળવાની તો દૂર રહી, પણ ઈશ્વર એટલે જગત આપણી ઉપર થૂંકશે. અને પછી બ્રિટિશ સરકાર પાસે તો આ બાબતમાં ધર્મ નથી, નીતિ નથી. એ તો હવાઈ જહાજોમાંથી બૉંબ ફેંકશે અને ઝેરી હવા વર્ષાવશે. એ ડર તો હમેશાં ઊભો જ છે. એ ડરને મટાડવાને માટે મેં રેંટિયો શોધ્યો, અને આજે સેવાગ્રામમાં બેઠો પણ એનું જ રટણ કરું છું. આજે પણ મારી જેલમાં જવાની તાકાત છે, પણ હવે હું ૬૮ વર્ષનો થયો, હવે તો તમારામાંથી જુવાનો જેલમાં જજો. પણ આજે તો મારામાં જે વસ્તુ ભરી છે તે તમારી આગળ મૂકી રહ્યો છું. જેલમાં તો જવાને તૈયાર છું, ફાંસીએ જવાને પણ તૈયાર છું — કદાચ જવાહરલાલની જેમ હસતે મુખે નહિ અને રોતી આંખે ચડું. પણ આજે એ માટે મુદ્દો પેદા થયો છે ખરો? હું તો કહું છું કે ૩૫ કરોડ લોકો સમજપૂર્વક હિંસાનું નામ છોડશે, મેં બતાવ્યું તે રીતે રેંટિયાને અપનાવશે તો ધારાસભા, જેલ, ફાંસી, અરજીઓ અને લૉર્ડ લિનલિથગો પાસે જવાની જરૂર રહેવાની નથી. ઊલટું, લૉર્ડ લિનલિથગો મહાસભામાં આવીને કહેશે કે તમારે જે જોઈએ તે લો, અને અમે કેવી રીતે રહીએ એ બતાવો. એઓ કહેશે કે 'અમારી ભૂલ થઈ. તમને ત્રાસવાદી અને હિંસાવાદી તરીકે વર્ણવવા નહોતા જોઈતા. હવે તો તમે રાખશો તો રહીશું, અને તમે જે રીતે રહેવાનું કહેશો તે રીતે રહીશું.' આ પછી આપણે પરદેશીઓને અટકાવવાના કાયદાની જરૂર નથી

રહેવાની. આપણે એ લોકોને કહીશું, 'તમે દૂધમાં સાકરની જેમ ભળી જઈ શકતા હો તો ભળી જાઓ, પછી આપણને કોઈ જુદા નહિ પાડી શકે.'

આ મારું સ્વપ્ન છે. એ સ્વપ્નું સેવાગ્રામમાં રહીને એટલું પ્રત્યક્ષ દેખાય છે કે તે તમને સંભળાવવું જોઈએ એમ મને લાગ્યું. આવતી મહાસભામાં મળશું કે નહિ તેની કોને ખબર છે? હું તો યમરાજાને માટે બારણાં ઉઘાડાં રાખીને બેઠો છું, એટલે એ ક્યારે આવીને ઉપાડી જાય તે કોણ કહી શકે? એટલે આજે તમને મારા મનમાં હતું તે સંભળાવવાની તક લીધી. એ મેં કહેલા અર્થથી ભર્યા રેંટિયામાં આપણા પ્રત્યેક સ્ત્રીપુરુષ, હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી સૌની આઝાદી રહેલી છે — જે આઝાદીમાં સૌના હક સરખા છે. 'સબી ભોમ ગોપાલકી.'

હરિજનબંધુ, તા. ૩-૧-૧૯૩૭

૨૬

# પ્રદર્શન એક શિક્ષણસ્થાન

[હરિપુરાની મહાસભામાં તા ૧૦-૨-૧૯૩૮એ ખાદી અને ગ્રામઉદ્યોગનું પ્રદર્શન ખુલ્લું મૂકતાં ગાંધીજીએ કરેલું ભાષણ.]

જ્યારે પ્રથમ પ્રદર્શન લખનઉમાં ખૂલ્યું ત્યારે મેં કહેલું કે દરેક પ્રદર્શન એ આપણે સારુ એટલે આપણા કરોડોને સારુ શિક્ષણનું સ્થાન હોવું જોઈએ. એ આપણું એક ફરતું વાર્ષિક વિદ્યાલય છે. આઠદસ દિવસમાં અહીં કરોડો માણસ તો આવી શકે નહિ, પણ કેટલાક લાખ માણસો તો અહીં આવીને પોતાને માટે વર્ષનું ભાતું લઈ જઈ શકે છે. અનેક ગરીબ માણસો રોટલો, દાળ, શાક, ઘી અને દૂધ આઠ કલાક મજૂરી કરીને મેળવવાની કળા આ પ્રદર્શનમાંથી સાધી શકે છે. હું તો તમને ખોળાધરી આપી શકું છું કે ગમે તેવો મૂઢ માણસ કે ગમે તેવી નિરક્ષર બહેન આ પ્રદર્શનનું નિરીક્ષણ કરીને એક વર્ષને માટે પોતાની કમાણી કરવાનું સાધન શોધી લઈ શકે છે. હું પ્રદર્શનમાં એક કલાક ગાળી આવ્યો. ચરખા સંઘનો હું પ્રમુખ રહ્યો અને ઉદ્યોગ સંઘનો સલાહકાર રહ્યો એટલે તમને એમ લાગશે કે મારે માટે તો આ પ્રદર્શનની બધી વસ્તુઓ હસ્તામલકવત્ હોવી જોઈએ. પણ હું એવો ભોળો નથી કે મારે વિષે એવું બધું માની લઉં. મારે માટે તો આ પ્રદર્શનમાં ૬૯ વર્ષની ઉંમરે પણ નવું શીખવાનું રહેલું છે. પણ એ શીખીને હું મારું ગુજરાન નહિ

પેદા કરી શકું. અત્યારે તો હું ભિક્ષાન્ન ખાઈને જીવું છું, પણ મજૂરી કરીને મારો નિર્વાહ મેળવી શકું એવી નવી કોઇ વસ્તુ કદાચ હું ન મેળવી શકું. પણ મારું કહેવાનું એ છે કે બરોબર અભ્યાસ કરનાર એક સામાન્ય માણસ એક વર્ષને માટે મજૂરી કરીને ગુજરાન મેળવવાનું સાધન આ પ્રદર્શનમાંથી શીખી લઈ શકે. એણે અનેક વસ્તુ પસંદ કરવાની જરૂર નથી, કોઈ પણ એક વસ્તુ પસંદ કરવાની વાત છે.

## એક ખામી

શંકરલાલે મને કંઈક ખામીઓ બતાવવાની સૂચના કરી હતી. એ બતાવવાનું તો મારું કામ છે જ. એક ત્રુટી હું એ જોઈ ગયો છું કે આપણે જેટલું એક વર્ષમાં અહીં સાધીએ છીએ તેને પુસ્તકાકારે મૂકીને સાચવી નથી મૂકતા. મને લાગે છે કે ચિત્રો અને પૂરતાં વર્ણન દ્વારા આપણે નવી નવી શોધો અને નવા પ્રયોગોને પુસ્તકાકારે સાચવી રાખવાં જોઈએ કે જેથી ચંચળ અને અનુભવી શિક્ષક એ પુસ્તકમાંથી ઘણું શીખવી શકે. એ કરવાની આપણી શક્તિ હોવી જોઈએ. અનેક ઉદ્યોગોનું એકીકરણ કરીને એ પ્રજાની પાસે આપણે મૂકવું જોઈએ. એ વાર્ષિક પાઠ્ય પુસ્તક બનાવતા જવાની કળા હજી આપણે મેળવી નથી તે મેળવવી જોઈએ.

## ઔદ્યોગિક સૂર્યમંડળ

આપણે અહીં દરેક વસ્તુ કેમ બને છે તે પૂરી રીતે કદાચ નથી બતાવી શકયા. મેં કહ્યું છે કે હિંદુસ્તાનનાં સાત લાખ ગામોને જીવવું હોય તો, અને ખરી સભ્યતાનું મૂળ જે શાંતિ છે તે સ્થાપવી હોય તો, ઉદ્યોગોની મધ્યમાં

રેંટિયાને રાખવાની જરૂર છે. રેંટિયાના મારા આટલાં વર્ષના સ્તવન પછી એને વિષેની મારી શ્રદ્ધા દિવસે દિવસે વધતી જાય છે. મેં રેંટિયાને સૂર્ય કહ્યો છે, ને એની આસપાસ ફરતા ઉદ્યોગો એ નક્ષત્રો અને ગ્રહો છે. અને જેમ નક્ષત્રો અને ગ્રહો તો નવા નવા નિત્ય જડતા જ જાય છે, તેમ ઉદ્યોગો પણ અગણિત છે અને નિત્ય નવા જડતા જ જવા જોઈએ.

બારડોલીમાં લડાઈ મેં સૂચવી હતી. મારી પાસે તો એવી ખબર હતી કે બારડોલીના લોકો સત્યાગ્રહ કરવાને માટે તૈયાર નથી, પણ વિઠ્ઠલભાઈના આગ્રહથી હું એમાં પડ્યો. એ પછી શું શું થયું તે તમે જાણો છો. આજે પણ અહીં આવેલાં બારડોલીનાં બધાં બહેનો અને ભાઈઓ ખાદીધારી છે એમ તો હું નથી જ જોતો. એમને સૌને હું કહું છું કે રેંટિયો એ સૂર્યનારાયણ છે. ઘીદૂધ મેળવવાને માટે તમારે તમારી ખેતીની સાથે રેંટિયો ચલાવવો જ જોઈએ.

## કળા

આ પ્રદર્શનમાં તમે ઠેકઠેકાણે કળા જોશો. એ તમને હું વર્ણવીને ન બતાવી શકું. તમારી આંખો જ તે જોઈ જશે. કોઈ વસ્તુ કેવી રીતે ગોઠવવાથી શોભી નીકળે છે એ આપણે અહીં જોઈ શકીશું. કળા એટલે વસ્તુની અંદરનું અને બહારનું સૌંદર્ય બતાવવાનું સાધન. લખનઉમાં પ્રદર્શન ભરાયું ત્યારથી આપણને હિંદુસ્તાનના કળાકાર નંદબાબુ આપણા કામને માટે મળ્યા છે. લખનઉમાં એમણે એમની કળા બતાવી અને એમાં એઓ ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા જાય છે. પણ અહીં તો આપણને ગુજરાતના કળાકારો પણ

મળ્યા છે. જેમ ગુજરાતમાં પંડિતજીએ સંગીત દાખલ કર્યું તેમ ભાઈ રવિશંકરે કળા દાખલ કરી. અહીં તમે રવિશંકર અને તેમના સાથી કનુ દેસાઈની પણ કળા જોઈ શકશો. કળાના પણ નોખા નોખા વિભાગો છે, અને દરેક વિભાગમાં કળા સોંસરવી ઊતરેલી જોશો. ખાદી વિભાગમાં તમે જોશો કે બહેન વકીલે કેવી કળા પૂરી છે.

હવે મેં જે કહ્યું છે એનો તમે મનની અંદર ગુણાકાર કરી લેજો. પ્રદર્શન તો વખતોવખત જોજો અને એમાં રસ ને જ્ઞાન લૂંટવાનાં છે તે લૂંટજો. મહાસભાના ધુરંધરો તો અહીં આવશે અને મહાસભા ચલાવી દેશે. પણ ખરી મહાસભા તો આ પ્રદર્શનમાં છે. આપણે બધાં પ્રતિનિધિ તો નહિ જ થઈ શકીએ, પણ મહાસભાનું ઘણું કામ પ્રદર્શનના નિરીક્ષણ-ઉપયોગ દ્વારા કરી શકીએ છીએ.

*હરિજનબંધુ, ૧૩-૨-૧૯૩૮*

## ૨૭

# ખાદીનું રહસ્ય

[હરિપુરામાં તા. ૧૬-૨-૧૯૩૮એ સવારે ૯ વાગ્યે ખાદી અને ગ્રામોદ્યોગ પ્રદર્શનની ભૂમિ પર ગાંધીજીએ જે ભાષણ આપેલું તે આખું નીચે આપ્યું છે.]

અહીં એક ભાઈએ ફરિયાદ કરી કે આ વ્યાખ્યાન પ્રદર્શનની બહાર રખાત તો સારી પેઠે લોકો એમાં આવી શકત ને ગરીબ માણસો પણ આવી શકત. અહીં તો જેમણે બે આના આપ્યા તે જ આવી શક્યા છે. એ ખામી હું કબૂલ કરું છું. પણ તમારે સમજવું જોઈએ કે હું લાચાર છું. મારો અવાજ બરાબર નથી ચાલતો, શરીર હું ઇચ્છું એટલું કામ નથી આપી શકતું. એટલે થોડું કામ હદમાં રહીને કરું તો એ સારી વાત છે. હવે હું મોટી મેદનીમાં ભાષણ આપવા લાયક નથી રહ્યો. પણ આખરે હું વેપારી છું, ને તે પણ હિંદુસ્તાનનો વેપારી, એટલે મને થાય કે બે આના મળે તો તે પણ લઈ લઉં. લોકોને આ વ્યાખ્યાન સાંભળવું ગમશે તો તેઓ આવશે ને એ નિમિત્તે પ્રદર્શન પણ જોશે. ને તેઓ જો મારી વાત બરાબર સમજશે તો મારા જાસૂસ બનશે ને હજારોની પાસે એ પેગામ લઈ જશે. એક આદમીનો અવાજ તે ક્યાં સુધી પહોંચે? હું ગમે એટલો મોટો મહાત્મા ગણાઉં તોપણ એવું ગુમાન નથી રાખતો કે

મારા એકલાની શક્તિથી હું હિંદુસ્તાનને હલાવી શકું. એવો વિચાર મને સ્વપ્ને પણ નથી આવ્યો. હું કહું છું તે માણસોને બુદ્ધિથી સમજાય ને એમનાં હૃદયમાં ઊતરે ને તેઓ બીજાને કહે તો આપણું કામ ચાલે. એટલે તમે એવી ફરિયાદ ન કરશો કે આ માણસો તો થોડા માણસોની આગળ વાત કરે છે ને કામ તો સૌની પાસેથી લેવા માગે છે. એક માણસને સંભળાવું તો તેની મારફતે કરોડોને પહોંચી શકું. મારે કરોડોને પહોંચવું તો છે જ.

મેં જ્યારથી ખાદીની વાત કાઢી ત્યારથી હું કહેતો આવ્યો છું કે હું દરિદ્રનારાયણની સેવા કરવાને જન્મ્યો છું, એને માટે જ જીવું છું. એને માટે મરવા માગું છું, ને એ કામ કરતો મરીશ તો મારું જીવન કૃતાર્થ થયું માનીશ. મને એટલો સંતોષ છે કે ઓછામાં ઓછું આ બહાને મેં દરિદ્ર-નારાયણને માટે પૈસા તો ભેગા કરી લીધા છે. એ જ વાત સાંજની પ્રાર્થનાને વિષે છે. સાંજની પ્રાર્થનામાં બહુ જ મોટી હાજરી થઈ જાય તો શાંતિથી પ્રાર્થના ન થઈ શકે, જોકે મને સારું તો એ લાગે કે જ્યાં લાખો લોકો આવે એવે ઠેકાણે પ્રાર્થના કરું. પણ આપણામાં હજુ એવી તાલીમ પેદા નથી થઈ કે આપણે એવે વખતે શાંતિથી બેસીએ. હિંદુસ્તાનના સહુ લોકોમાં — હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ સહુમાં એવો ભાવ પેદા થાય જ નહીં કે મારો ધર્મ સાચો ને બીજાનો જૂઠો, ને એવા ભાવથી ને સચ્ચાઈથી સૌ પ્રાર્થના કરે, તો સારી વાત છે. હું તો પોતાને માટે પ્રાર્થના કરું છું ને એમાં જેટલા આવે એને ભેળવું છું.

આ તો પ્રસ્તાવના થઈ. ફૈજપુરમાં મેં એક વાત કરી હતી. આજે એક બીજી વાત કરીશ. ગુજરાતમાં એક ભક્ત-કવિ થઈ ગયો. એને અમે ગુજરાતીનો આદિકવિ કહીએ છીએ. એનું નામ નરસિંહ મહેતો હતું. અમે એને મશહૂર કવિ તરીકે નથી ઓળખતા, પણ ભક્ત તરીકે ઓળખીએ છીએ. એ જૂનાગઢનો નાગર હતો, ગરીબીમાં રહેનાર હતો, ને ઈશ્વરનો પરમ ભક્ત હતો. એ કવિ તો હતો, પણ એણે કવિ થવા માટે કશું લખ્યું જાણ્યું નથી, એણે તો ઈશ્વરભક્તિને માટે જ કાવ્યો લખેલાં. એણે જેવાં પ્રભાતિયાં લખ્યાં છે એવાં બીજી કોઈ ભાષામાં મેં જોયાં નથી. એક પ્રભાતિયામાં એણે લખ્યું છે:

"જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

આનો અનુવાદ હું ખાદીની બાબતમાં એવો કરવા ઇચ્છું કે જ્યાં સુધી આપણે ખાદીનું તત્ત્વ સમજ્યા નથી ત્યાં સુધી બધી સાધના નકામી સમજો. ૩૦ કરોડને કપડાં પહેરવાનાં છે તે પૅરિસ કે અમદાવાદની મિલનાં શા સારુ પહેરે ને દરિદ્રનારાયણના હાથનાં બનેલાં કેમ ન પહેરે? ખાદી તો ભક્ત પહેરે તેમ ઢોંગી દગાબાજ પણ પહેરે, પવિત્ર પાક ઓરત પહેરે તેમ વેશ્યા પણ પહેરે. એક કાળે હિંદમાં એ જ કપડું બનતું હતું, બીજું બનતું જ નહીં. એટલે સૌ એ જ પહેરતા. તે કાળે કોઈ ચોર ડાકુ વેશ્યા નહોતાં એમ નહીં, પણ તેઓ ખાદીનો ભેદ, ખાદીનું તત્ત્વ નહોતાં સમજતાં.

એ ખાદીનું તત્ત્વ હું તમને સમજાવું. ખાદીની વાત મેં કરી ત્યારથી હું કહેતો આવ્યો છું કે ખાદી એ જ શુદ્ધ

સ્વદેશી છે. મેં એમ પણ હમેશાં કહ્યું છે કે સૂતરના તાંતણા પર સ્વરાજનો, સ્વતંત્રતાનો આધાર છે. કોઈ કહેતા કે એ વાતમાં ભારે અતિશયોક્તિ છે, ને ભાટો જેમ નાની વાતને મોટી કરીને કહે છે તેમ એ કહે છે. મેં એ રીતે એ વાત નથી કરી. હું સત્યાગ્રહી હોવાનો દાવો કરું છું. એ જૂઠી વાત ન કહે. કેમકે એકને બદલે બે કહેવું કે લાખ કહેવું એ બંને અસત્ય જ છે. ત્યારે સત્યાગ્રહી થઈને મેં આ વચન કેમ કહેલું? આટલાં વર્ષ પછી પણ એ જ વાત ફરી કહેવા બેઠો છું. ખાદીનું રહસ્ય માનીએ તો જ એમાંથી સ્વરાજ છે. માત્ર સમજ્યા વિના ખાદી પહેરવાથી ન મળે. અમદાવાદના શેઠિયા સોદા કરવાનું શું જાણે છે? એ તો પેટ ભરે છે, પોતાનાં છોકરાંને ખવડાવે છે, ને થોડાક મજૂરોને પૈસા દે છે. સોદાગર હોવાનો દાવો તો મારો છે. હું તો હિંદુસ્તાનના દરેક માણસને દાળ, ચોખા, રોટી, ઘી અપાવવા માગું છું. કોઈ નાગું ન રહે એમ ઇચ્છું. એ ન બને ત્યાં સુધી મારી સોદાગરી સાચી નથી. એટલે હું કહું છું તેનો અમલ કરો તો સાચો સોદો કરી શકશો.

યુક્ત પ્રાંત અને બિહારના મંત્રીઓ ગાદી પરથી ઊતરીને આવી ગયા છે. એમાં કંઈ મોટો ગજબ નથી થયો. આ રાજ્યબંધારણ રમકડું છે એમ સમજીને જ ત્યાં બેઠા હતા. જે બિહાર અને યુક્ત પ્રાંતમાં બન્યું એ જ કાલે મુંબઈમાં ને પરમ દિવસે મદ્રાસમાં બની શકે છે. એ કેમ બનવા પામ્યું એનું રહસ્ય તમને સમજાવું. હું પ્રધાન છું એટલે ૩૦ કેદીને કે ૩ને છોડવા તેમાં મારો અખત્યાર છે. એમાં ગવર્નર શેનો દખલ કરે? મને પ્રધાન એટલા માટે બનાવ્યો છે કે

મારી પાસે એટલા મત પડેલા છે. એટલે કેદીઓને છોડવાનો મારો હક છે. સમાજવાદી ભલે મને ગાળ દે, પણ મારે કહેવું જ જોઈએ કે આપણે ખાદીનો મંત્ર નથી જાણતા તેથી ગવર્નરો આમ કરી શક્યા, નહીં તો ન કરી શકત. આપણે ખાદીનો ભેદ નથી સમજ્યા એ જ એનું કારણ છે.

ખાદી એ અહિંસાની પ્રતિષ્ઠા છે, અહિંસાની મૂર્તિ છે. સમજદાર ખાદીધારીની જીભમાંથી અસત્ય ન નીકળે. ઢોંગી, ભેદી ખાદીધારીની કે પેટ ભરવાને ખાદી પહેરનારની હું વાત નથી કરતો. એમના મનમાં હિંસા હોય, ચાલબાજી હોય તો તેઓ ખાદીનું રહસ્ય નથી સમજ્યા. લોકો જો કહે કે ખાદીનો આ અર્થ હોય તો અમે ખાદી નહીં પહેરીએ, તો હું શું કહીશ? તો હું કહીશ કે હિંદુસ્તાન સત્ય ને અહિંસા દ્વારા સ્વરાજ લેવા નથી માગતું. મારાથી બળજબરીથી સત્ય ને અહિંસાનું પાલન ન કરાવાય, ને એમ સ્વરાજ પણ ન મેળવાય.

અહીં હરિપુરામાં મહાસભા ભરી છે તેનું ખરચ સાડાસાત લાખ રૂપિયા થયું છે. એમાં ઘણી વસ્તુઓ મને સારી લાગી છે. પણ એમાં ખાદીનો આત્મા ભરેલો નથી. સરદાર અને મારામાં તો ભેદ નથી, અમે એકદિલ છીએ. પણ સરદાર કદાચ ખાદીનું રહસ્ય પૂરું ન સમજ્યા હોય એમ બને. જ્યાં ખાદીની સાધના હોય ત્યાં સાડાસાત લાખનું ખરચ શું? મેં તો કહેલું કે ગામડામાં મહાસભા ભરાય તેમાં પાંચ હજારનું ખરચ થવું જોઈએ. ફૈજપુર વખતે દેવને પણ મેં કહેલું કે પાંચ હજારથી વધારે ખરચ થશે તો તમે નકામા ઠરશો, ને નકામા ઠર્યા પણ ખરા. એ વાત મારા મનમાંથી ગઈ નથી. એટલું ન થઈ શકે તો આપણે સાચા સ્વરાજના સેવક નથી

બન્યા, સાચા દેહાતી નથી બન્યા. દેહાતી ભાવના હોય ત્યાં વળી વીજળી શી? મોટર લોરી ક્યાંથી? ફૈજપુરમાં મને મોટરમાં લઈ ગયેલા. અહીં પણ મોટરમાં લાવ્યા. મને ચાલવા ન દીધો. બળદગાડીમાં તો બેસાડ્યા સુભાષબાબુને, મને નહીં. મને અહીં આવતાં વાર લાગત તો શું બગડી જાત? હવે તો સૌ શાહજાદા થઈ ગયા છે, અને કહે છે કે મોટર ન મળે તો અમે દંગો કરીશું. અહીં સાડાસાત લાખનું ખરચ થયું એમાં ખાદીની ભાવના નથી. હું તો ખેતરમાં કપાસ પેદા કરું ને એમાંથી ખાદી પેદા કરું. અહીં તો બધી વસ્તુઓ બહારથી મંગાવેલી છે. કામિની હેર ઓઇલ અને ટૂથ પાઉડર પણ આવેલાં છે. દેહાતીનો ટૂથ પાઉડર તો કોલસા ને મીઠું હોય. પણ અહીં તો લોકોને દાતણ નહીં પણ ટૂથબ્રશ જોઈએ, મીઠું નહીં પણ પાઉડર પેસ્ટ જોઈએ. કાંસકી પણ ગામડી ન ચાલે, એ પેરિસની જોઈએ યા યંત્રની જોઈએ. મોટર જોઈએ અને બાકીનો બધો સામાન વિદેશી જોઈએ '

આ પ્રદર્શનમાંના પણ પાંચ દોષો એક જણે મને બતાવી દીધા, તે મેં શંકરલાલને બતાવ્યા. આપણે ખાદીનો મંત્ર ઝીલી નથી શક્યા એટલે સમાજવાદીઓ અધીરા બન્યા છે ને કહે છે કે ગાંધીનો જમાનો ગયો, હવે તો બીજો જમાનો આવ્યો છે. એમાં મને ડર નથી, દુઃખ નથી. જો મારી વાત ફેંકી દેવા જેવી લાગે તો ફેંકી દેવી. તમે જે કંઈ કરો તે હિંદુસ્તાનને ખાતર કરો, મારે ખાતર ન કરશો. હું તો માટીનું પૂતળું છું, એની તો ખાખ થઈ જશે. મારી ખાતર તમે ખાદી પહેરતા હશો તો મારા શરીરને જલાવી દો તેને બીજે દિવસે ખાદીને પણ જલાવી મૂકશો. પણ જો તમે

ખાદીનો મંત્ર બરોબર સમજ્યા હશો, એનો ભેદ ઘૂંટીને પી ગયા હશો તો ખાદી મારા મર્યા પછી ટકી રહેશે. ખાદીરૂપી એ પ્રતિમામાં આત્મા છે કે નહીં એ તો તમે જાણો. પૂતળાને પરમેશ્વર ન સમજીએ; સમજીએ તો બુતપરસ્ત બનીએ. ખાદીનો ભેદ સમજ્યા વિના ખાદીપરસ્ત બનીએ તો બુતપરસ્ત બનીએ. ખાદીની કલ્પના મેં વીસ વરસથી હિંદુસ્તાનની સામે રાખેલી છે. વીસ વરસથી એ એક જ વાત મેં હિંદુસ્તાનમાં સંભળાવી છે. આજે મૃત્યુશય્યા પર પડ્યો પણ હું એ જ સંભળાવવા માગું છું. ખાદી એ હવે પુરાતની, ફાટીતૂટી રહી નથી, એ તો નવજવાન બની ગઈ છે ને ખૂબસૂરત લાગે છે. આજે એ સ્પષ્ટ જોવામાં આવે છે. ઈશ્વર મને સંભળાવે છે કે એમાં કંઈ ભૂલ નથી. એમાં સ્વરાજ છે, એમાં જ સ્વતંત્રતા છે.

હરિજનબંધુ, ૨૦-૨-૧૯૩૮

## ૨૮

# સાચું સ્વદેશી

આનું મથાળું વાંચીને ટીકાકાર કહેશે, "'જૂઠું' સ્વદેશી પણ હોય છે ખરું?" કમનસીબે આનો જવાબ મારે હકારમાં આપવો પડે એમ છે. ખાદીયુગનો આરંભ થયો ત્યારથી સ્વદેશીની બાબતમાં મારું કહેવું પ્રમાણભૂત મનાયું છે, અને તેથી પત્રલેખકો હમેશાં જાતજાતના કોયડાઓ મારી આગળ રજૂ કરે છે. આમ સ્વદેશીની બે પ્રકારની વ્યાખ્યાઓ કરવાની મને ફરજ પડી છે. જો પરદેશી મૂડી અગર પરદેશી નિષ્ણાતો દેશી જોડે ભળેલાં હોય તો તેવું વેપારી સાહસ સ્વદેશી ગણાય કે? બીજા પણ આવા જ સવાલો છે. આના જવાબમાં થોડા દિવસ પર એક પ્રધાનને આપેલી વ્યાખ્યા જ હું અહીં ટાંકી દઉં: "જે વસ્તુની બનાવટ કરોડો હિંદી આમપ્રજાના આર્થિક હિતને સેવે તે સ્વદેશી છે. મૂડી તેમ જ સંયોજકો પરદેશી હોય તોયે जो त संगीन हिंदी अंकुश नीचे होय तो તેવી વ્યવસ્થા હેઠળ બનતો માલ સ્વદેશી છે." દાખલા તરીકે, અખિલ ભારત ચરખા સંઘની વ્યાખ્યા મુજબ બનેલી ખાદી નરી વિદેશી મૂડીની અને ચરખા સંઘે રોકેલા પાશ્ચાત્ય નિષ્ણાતોની મદદથી બની હોય તોપણ તે સાચી સ્વદેશી છે. એથી ઊલટું બાટાના રબરના કે બીજા જોડા વિદેશી માલ છે, પછી ભલે તેની બનાવટમાં બધા હિંદીઓ જ રોકાયા હોય,

અગર તો તેમાં રોકાયેલી બધી જ મૂડી હિંદમાંથી ભરાયેલી હોય. ઊલટું એવો માલ તો એવડો વિદેશી ગણાવો જોઈએ; કારણકે એ ઉદ્યોગનો અંકુશ વિદેશીઓના હાથમાં હશે, અને તેની બનાવટનો માલ ગમે તેટલો સસ્તો પડતો હોય તોપણ ગામડાંના ચમારોનો તેમ જ મોચીઓનો ધંધો ખૂંચવી લેશે. બિહારના મોચીઓને આ ઘાતક હરીફાઈ ખૂંચવા પણ લાગી છે. બાટાના જોડાએ યુરોપને જીવતદાન આપ્યું હશે, પણ હિંદી ચમાર-મોચીને સારુ તો તે કાળરૂપ નીવડશે. મેં આપેલા આ બેઉ સચોટ દાખલા અમુક અંશે કાલ્પનિક છે, કારણ ચરખા સંઘમાં રોકાયેલી બધી જ મૂડી દેશમાંની છે, તેમ જ તેના સંયોજકો પણ તમામ દેશી છે. આમ છતાં પશ્ચિમની ઇજનેરી બુદ્ધિશક્તિ ચરખા સંઘની સેવાને સારુ મળે અને તે હાલના બધા રેંટિયાને ટપી જાય એવો રેંટિયો મને આપી શકે તો તેને ચરખા સંઘમાં રોકવા હું સહર્ષ તૈયાર થાઉં એમ છું. જોકે મારા અંતરમાં ઊંડે ઊંડે તો એવો વિશ્વાસ છે જ કે દેશીઓએ રેંટિયા પાછળ આટલા કાળમાં જેટલી બુદ્ધિ ખરચી છે તે કોઈ રીતે કાઢી નાંખવા જેવી લેખાય એમ નથી. પણ આ તો વિષયાંતર થયું. મને વિશ્વાસ છે કે પ્રધાનો તેમ જ બીજા જેઓ જાહેર પ્રજાને દોરે છે અગર તો પ્રજાની સેવામાં રોકાયેલા છે તેઓ સાચા અને જૂઠા સ્વદેશી વચ્ચેનો ભેદ પારખવાની ટેવ પાડશે.

સેવાગ્રામ, ૨૦–૨–૩૯

હરિજનબંધુ, ૫–૩–૧૯૩૯

## ૨૯

# એકલી ખાદી જ કેમ?

અધ્યાપક કુમારપ્પાની મારી સામે રાવ છે કે હું અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘનો સ્થાપક અને માર્ગદર્શક છું છતાં તેની જોડે તે ઓરમાયું બાળક હોય તેમ વર્તું છું. મેં એમને સામું સંભળાવ્યું કે એમને થયેલો સંદેહ ઉપરટપકે થયેલી વિચારણાનું પરિણામ છે. પણ એ સહેજે હાર માને એવા નથી. તેથી તેઓ ફરીફરીને ફરિયાદ કરતા જ રહે છે, અને હું આપણા ગ્રામોદ્યોગો ખાદીની હારોહાર છે એમ જાહેર ન કરું ત્યાં સુધી સંતોષ પામવા ના પાડે છે. મારી નજરમાં તો આ વસ્તુ એટલી સ્વયંસિદ્ધ છે કે તેને સારુ મને કશા વિવેચનની જરૂર નહોતી લાગી. પણ પ્રત્યક્ષ અમલને હિસાબે શ્રી. કુમારપ્પાની વાત સાચી છે. જનસમાજના વહેવાર સિદ્ધાંત ઉપર નથી ચાલતા. હાલમાં જ ઘણા લોકોએ મારી આગળ ફરિયાદ કરી છે કે એવા લોકોને તેઓ જાણે છે જે ખાદી વાપરનારા છે પણ બીજી કશી ગ્રામોદ્યોગની ચીજો વાપરતા નથી. તેમનું કહેવું છે કે ઘણા મહાસભાવાદીઓ ખાદી વાપરે છે તે બંધારણમાં તેના વાપરની ફરજ મૂકી છે તેટલા સારુ. પણ તેઓ ખાદીમાં માનનારા ન હોવાથી બીજી ચીજોના વાપરમાં પોતાની સગવડ સિવાય બીજું કશું તેઓ જોતા નથી. આને હું કહું છું અક્ષરને વળગવું અને પ્રાણને હણવો. અને જ્યાં પ્રાણ હણાય ત્યાં પછી અક્ષરની કિંમત જીવ નીકળી ગયેલ મડાના જેટલી જ રહી. હું અનેક વેળા કહી ચૂક્યો છું કે ખાદી સૂર્ય છે અને ગ્રામોદ્યોગો સૂર્યમંડળમાં ગ્રહોને

સ્થાને છે જે મધ્યવર્તી સૂર્યની આસપાસ ફર્યાં કરે છે. તેમની સ્વતંત્ર હસ્તી નથી. તેમ આ બીજા ઉદ્યોગો વગર એકલી ખાદી પણ ટકી શકવાની નથી. તેઓ પરસ્પરાવલંબી છે. મુદ્દે વાત એ છે કે આપણું ગામડાંમાં વસતું હિંદ જે ભારતવર્ષના જેટલું જ પ્રાચીન છે તેની વચ્ચે અને શહેરો કે જે વિદેશી સત્તાએ ઊભાં કરેલી સૃષ્ટિ છે તેની વચ્ચે પસંદગી કરવી રહી છે. આજે શહેરો ગામડાં પર સત્તા ચલાવી રહ્યાં છે અને તેમને ચૂસી રહ્યાં છે. પરિણામે ગામડાં નાશ પામતાં જાય છે. મારું ખાદીમાનસ મને એમ સૂચવે છે કે વિદેશી સત્તાના અસ્ત સાથે શહેરોએ પણ હિંદનાં ગામડાંની સેવાના વાહનરૂપ બનવું પડશે. ગામડાંની ચૂસ એ જ મોટી સંગઠિત હિંસા છે. જો આપણે અહિંસાને ધોરણે સ્વરાજની રચના કરવી હોય તો આપણે ગામડાંને તેમનું યોગ્ય સ્થાન પાછું આપ્યે જ છૂટકો છે. અને શહેરોનાં કારખાનાંઓમાં બનતી ચીજોને પડી મૂકી ગામડાંની બનાવટની ચીજોના વાપરથી ગ્રામોદ્યોગોને આપણે જ્યાં સુધી ફરી સજીવન નહિ કરીએ ત્યાં સુધી આપણે કદી તેમ કરી શકવાના નથી. તેથી હવે કદાચ સમજાશે કે હું ખાદીને શા સારુ અહિંસા જોડે એકજીવ ગણું છું. ખાદી મુખ્ય ગ્રામોદ્યોગ છે. ખાદીને મારી નાંખો એટલે પછી તમારે ગામડાંને અને સાથેસાથે અહિંસાને પણ ખતમ કરવી રહી છે. આંકડા આપીને હું આ સિદ્ધ ન કરી શકું, પણ એની સાબિતી આપણી આંખો સામે પ્રત્યક્ષ પડેલી છે.

સેવાગ્રામ, ૧૪-૧-૪૦

હરિજનબંધુ, ૨૧-૧-૧૯૪૦

૧

# યંત્રો સામે યુદ્ધ?

(લેખક: મહાદેવ હરિભાઈ દેસાઈ)

મુંબઈની મહાસભામાં અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપનાનો ઠરાવ પસાર થયો ત્યારથી ગાંધીજી પર આખા દેશમાંથી કાગળોનો વરસાદ વરસી રહ્યો છે. કોઈ પૂછપરછ કરે છે, કોઈ પ્રશ્નો પૂછે છે, કોઈ સૂચનાઓ મોકલે છે, કોઈ સેવા આપવાની તત્પરતા બતાવે છે. એ કાગળોના જવાબ તો ગાંધીજી યથાકાળે આપશે. અને સંઘની કાર્યવાહક સમિતિ જે થોડાક વખતમાં રચાશે તે આ સૂચનાઓ વિષે કાળજીથી વિચાર કરશે. પણ એક સવાલ ફરીફરીને પૂછવામાં આવે છે. મને પણ કેટલાય જણે એ સવાલ પૂછ્યો છે. એટલે એની ચર્ચા તો તત્કાળ કરી શકાય. એક જણે મને કહ્યું, "ગાંધીજી હમણાંના એક લેખમાં કહે છે કે દરેક મિલમજૂર ગામડાંમાં એ જ કામ કરનાર દસ મજૂર જેટલું કામ કરે છે, અને એ રીતે તેના કેટલાક દેશભાઈઓને બેકાર બનાવે છે. પણ એમ તો દરેક યંત્ર કેટલાક માણસોને બેકાર બનાવે જ છે. સંચાની મદદ વિના માત્ર હાથથી સીવનાર દરજીના કરતાં સિંગરનો સંચો ઘણી વધારે ઝડપથી અને ઘણે ઓછે ખરચે સીવે છે. આ સીવવાના સંચાને લીધે કેટલા દરજી બેકાર બન્યા હશે

એની મને ખબર નથી. પણ ગ્રામઉદ્યોગ સંઘ શું સીવવાના સંચાની સામે પણ જેહાદ પોકારશે? તમે આટાની મિલો અને ચોખા ખાંડવાની મિલો સામે તો યુદ્ધ જાહેર કર્યું જ છે. તો આ યુદ્ધ યંત્રમાત્રની સામે છે એમ સાફસાફ કેમ નથી કહેતા?"

આ પ્રશ્નમાં ઘણા વિચારદોષો અને ઉતાવળે બાંધેલા નિર્ણયો રહેલા છે. મિલમજૂરે ગામડાંના મજૂરોની રોજી છીનવી લીધી એ વિષેની દલીલ ગામડાના દરજીને લાગુ પડતી નથી; કેમકે સીવવાનો સંચો માણસની મજૂરીને હઠાવી તેનું સ્થાન લેતો નથી, પણ તેને મદદ કરે છે ને તેમાં પૂર્તિ કરે છે. પણ કાપડની મિલે તો એક ધીકતો ધંધો જે દેશની આખી વસ્તીને રોટી આપતો હતો ને તેને ગરીબાઈ ને બેકારીમાંથી ઉગારી લેતો હતો તે ઉદ્યોગને પાયમાલ કરી નાંખ્યો છે. જે યંત્રને સાદામાં સાદો ગામડિયો વાપરી શકે અને જે તેને ગુજારો મેળવવામાં મદદ કરે તે ઉપયોગી જ નહિ, આવશ્યક પણ છે. રેંટિયો પણ એવું યંત્ર જ છે, ઘાણી પણ યંત્ર છે, અને એવાં યંત્રોમાંથી ઉત્પન્ન થતા માલનો જથો વધારવાનો જેટલો પ્રયત્ન થઈ શકે તેટલો કરવા ચૂકવું ન જોઈએ.

પણ જો કાપડની મિલે બેકારી ને દારિદ્ર પેદા કર્યાં છે તો ચોખા અને લોટની મિલોએ બેકારી ને નિર્ધનતા જ નહિ પણ અનારોગ્ય અને વ્યાધિઓને જન્મ આપ્યો છે. ગાંધીજી આ વિષય પર ડાકટરોના ને નિષ્ણાતોના અભિપ્રાય ભેગા કરી રહ્યા છે, અને ઉપર જે કહ્યું તે અક્ષરશઃ સાચું છે એમ પુરવાર કરી બતાવવાની આશા રાખે છે.

યંત્રોએ અને મોટા પાયા પર ચાલતા ઉદ્યોગોએ ઘણી જગાએ કળા, સૌંદર્ય અને બૌદ્ધિક સર્જનશક્તિનો ઘાણ કાઢી નાંખ્યો છે, એ વાત તો હવે સૌ કોઈ કબૂલ કરે છે.

તેથી ગ્રામઉદ્યોગ સંઘે યંત્રો સામે જે યુદ્ધ જાહેર કર્યું છે તે યંત્રમાત્રની સામે નથી, પણ જે યંત્રોએ નિર્ધનતા, નિરુદ્યમ, અનારોગ્ય અને વ્યાધિ પેદા કર્યાં છે તેમની સામે છે. પણ ખરું જોતાં એ યુદ્ધ યંત્રની સામે છે જ નહિ. એનું ધ્યેય તો એ છે કે જે જીવનદાયી ઉદ્યોગો આપણા હાથમાંથી ચાલ્યા ગયા (એનાં કારણોમાં અહીં ઊતરવાની જરૂર નથી.) તેને પાછા સજીવન કરવા, પગભર કરવા; અને જે બેકારી દેશમાં ઘર ઘાલી બેઠી છે તેનો પણ સમૂળો નાશ કરવો.

આ દેશમાં લાખો માણસો બેકારીમાં આવી પડચાં છે ને તેમાંથી ઊપજતાં અનેક દુઃખોના ભોગ થઈ પડચાં છે, તે બધાંનો રામબાણ ઉપાય અથવા કંઈક સફળ થાય એવો ઉપાય જો જંગી કારખાનાં ને જબરદસ્ત યંત્રો વસાવવાથી થઈ શકે એમ હોત તો ગાંધીજી તેને અજમાવી જોતાં અચકાત નહિ. પણ એ ખરો ઇલાજ જ નથી, એ થોડીક હકીકતો ને આંકડા જોવાથી તરત જ જણાઈ આવશે. હિંદની વસ્તી વિષે શ્રી. વટ્ટલના એક પુસ્તક (Population Problem in India)ની નવી આવૃત્તિ હમણાં જ પ્રસિદ્ધ થઈ છે, તેમાં લેખકે ઉદ્યોગવાદનાં પરિણામોની ઝીણવટથી તપાસ કરી છે. તેમણે અત્યારે ચાલતા મોટા ઉદ્યોગોની યાદી કરી છે. તેમાંથી શણ, ચા અને કોલસાને બાતલ કર્યાં છે, કેમકે એમાંથી જેટલો કસ નીકળી શકે એવો હતો તેટલો કાઢી લેવામાં

આવ્યો છે, અને તેથી એમાં વિકાસને અવકાશ રહ્યો નથી. પણ એમણે બીજા ઉદ્યોગો વિષે કંઈક વિસ્તારથી વિચાર કર્યો છે. અને તેનાં પરિણામો આપણે અભ્યાસ કરવા જેવાં છે. ૧૯૩૧માં સુતરાઉ કાપડની મિલોમાં કામ કરતા મજૂરોની કુલ સંખ્યા ૪,૯૨,૨૮૪ ની હતી; અને એ મિલો "હિંદુસ્તાનની કાપડની માગના ૭૨ ટકાને એટલે કે લગભગ પોણા ભાગને પહોંચી શકી હતી. ચોથા ભાગનું જ કાપડ બહારથી આવે છે. આપણે માની લઈએ કે એ ઉદ્યોગ થોડાંક વરસમાં એટલો વધી જશે કે દેશની વસ્ત્રની બધી જરૂરિયાતોને પહોંચી વળશે; તોપણ અત્યારે જેટલાં માણસોને તે કામ આપે છે તેના કરતાં ⅓×૪,૯૨,૨૮૪ એટલે કે ૧,૫૪,૪૯૪ થી વધારે નવાં માણસોને કામ નહિ આપી શકે."

બીજો ખાંડનો ઉદ્યોગ. મહાયુદ્ધ પહેલાં ૧૪ કરોડ રૂપિયાની ખાંડ પરદેશથી આવતી. ૧૯૩૨–૩૩માં એ આયાત ૪ કરોડથી સહેજ વધારેની થઈ. એને વિષે શ્રી. વટ્ટલ કહે છે: "આ ઉદ્યોગ હવે એટલો વધ્યો છે કે આખા દેશને જોઈએ એટલી ખાંડ પૂરી પાડી શકે. અને અત્યારે દુનિયાનાં બજારોમાં ખાંડનો ભરાવો થઈ ગયેલો હોવાથી હિંદુસ્તાન પરદેશોમાં ઝાઝી ખાંડ મોકલી શકે એવો સંભવ નથી. તેથી એ ઉદ્યોગ અત્યારે નભાવે છે એથી બહુ વધારે માણસોને નભાવી શકે એમ નથી." આ સંખ્યા ૬૨,૫૦૦ થી વધારેની નથી ગણાતી.

ત્રીજો લોખંડ અને પોલાદનો ઉદ્યોગ. લોખંડ અને પોલાદના તૈયાર સામાનની આયાત ૧૯૩૨–૩૩માં બહુ ઓછી—૩,૨૫,૦૦૦ ટનની જ હતી. એટલે એ ઉદ્યોગ પણ

આજના કરતાં વધારે માણસોનો સમાસ કરી શકે એમ નથી.

તેલના ઉદ્યોગને વિષે શ્રી. વદ્દલ માને છે કે "બ્રહ્મદેશને હિંદુસ્તાનથી છૂટો પાડવામાં આવનાર છે એ જોતાં આ ઉદ્યોગનો વિકાસ એ હિંદુસ્તાનની સંપત્તિમાં વૃદ્ધિ કરનાર ન કહી શકાય. કાગળના ઉદ્યોગમાં છેલ્લા વસ્તીપત્રકની ગણતરી પ્રમાણે સાતેક હજાર માણસ કામ કરતાં હતાં, અને જે લોકોના અભિપ્રાયને વજન આપી શકાય તેવા લોકો માને છે કે એના વેપારમાં તેજી આવશે ત્યારે પણ, નવી મિલો કાઢી શકાય અથવા તો છે તેને વધારી શકાય તે પહેલાં વરસોનાં વરસ લાગી જશે." સિમેંટનો ઉદ્યોગ ગયાં પંદર વરસમાં ઘણો વધ્યો છે, અને ૨૦થી ૨૫ હજાર માણસને કામ આપે છે. પણ "આજે જે માગ છે તેના છઠ્ઠા ભાગ જેટલો જ માલ પરદેશથી આવતો હોવાથી એ ઉદ્યોગ હવે વધારેમાં વધારે ૩થી ૪ હજાર જ નવાં માણસોને રોકી શકે એમ છે." દીવાસળીનો ઉદ્યોગ લગભગ હિંદુસ્તાનને જોઈએ એટલી બધી દીવાસળી પેદા કરે છે, અને "તેથી એમાં નવાં માણસોનો સમાસ બિલકુલ થઈ શકે એમ નથી."

તેથી હવે ખાદી અને નાના ગ્રામઉદ્યોગોના વિકાસ ઉપર જ આશા રહે છે. ખાદી શ્રી. વદ્દલનો વિષય નહિ, એટલે તેમણે એને વિષે બિલકુલ વિચાર કર્યો નથી; અને જે દેશને પોતાની કરોડોની પ્રજા માટે ઉદ્યમ શોધવો જ હોય તેણે કાપડમાં કેવળ ખાદી જ વાપરવી જોઈએ. એ રીતે વિચાર કરવાની શ્રી. વદ્દલ ના પાડે છે. નાના ઉદ્યોગોને તેઓ એકસપાટે ઉડાવી દેતાં કહે છે: "એવા ઉદ્યોગો જે

રાહત આપી શકે તે બહુ બહુ તો સ્થાનિક જ હોય ને એમાંથી ઝાઝા લાભની આશા ન રાખી શકાય. મોટાં કારખાનાંની જોડે હરીફાઈમાં તો એ કદી ટકી જ ન શકે; અને તેથી જે ક્ષેત્રોમાં પરદેશી માલ પહોંચી ન શકતો હોય એવાં ક્ષેત્રોમાં જ આ નાના ઉદ્યોગોનો માલ ખપી શકે."

ગ્રામઉદ્યોગ સંઘ આ કથનને ખોટું ઠરાવવાનો દાવો કરશે. આ પુસ્તકના લેખકની નજરમાં તો ફક્ત સાબુ, મોજાં, બૂટ, જોડા વગેરેના જ ઉદ્યોગો છે; જ્યારે ગ્રામઉદ્યોગ સંઘ જે 'નાના ગ્રામઉદ્યોગો' તરફ નજર રાખે છે તેમાં આ ઉદ્યોગોનો સમાવેશ થતો નથી. તેની નજર તો મરી ગયેલા કે મરવા પડેલા ઉદ્યોગો, જેમાં ખેડૂત તેમ જ કારીગરો પણ રોકાયેલા હોય, અને જેમાં રોજી મળવાની સાથે આરોગ્ય પણ સચવાતું હોય, તેવા ઉદ્યોગો સામે છે. બીજા દેશોમાં જેમ નાના ઉદ્યોગોના આંકડા વસ્તીપત્રકમાં અપાય છે તેમ આપણે ત્યાં નથી અપાતા. ૧૯૧૧ના ઇટાલીના વસ્તીપત્રકમાં કહેલું છે કે એકથી પાંચ માણસને રોકનારાં ઉદ્યોગનાં મથકોની સંખ્યા ૧,૮૮,૨૪૪ હતી. અને જીના લોંબ્રાઝો કહે છે કે ફ્રાન્સ "યુરોપમાં ધનિક અને સુખી દેશ" છે એનું કારણ એ નથી કે તેણે મોટા ઉદ્યોગોને સંપૂર્ણતાએ પહોંચાડયા છે; પણ એનું કારણ તો એ કે "તેણે મોટા પાયાના ઉદ્યોગો સામે ટક્કર ઝીલી છે. તેના જે મોટા ઉદ્યોગોની પરદેશીઓ પ્રશંસા કરવા લાગ્યા છે તેમાંથી તેણે સંપત્તિ મેળવેલી નથી; એ તો ખેડૂતો તેમ જ કારીગરીના નાનાનાના ઉદ્યોગોમાંથી મેળવેલી છે....૧૯૨૧માં ફ્રાન્સના ૪૦ લાખ પગારદાર કામદારોમાંથી, ૫૦૦ ઉપરાંત કામદાર રોકનાર કારખાનાંમાં તો ફક્ત ૭,૭૪,૦૦૦

જ કામ કરતા હતા. બાકીના બધા નાનાં નાનાં ઉદ્યોગાલયોમાં કામ કરતા. આ નાના 'ઉદ્યોગવાદીઓ'એ, આ છૂટાછવાયા પડેલા કારીગરોએ જ ફ્રાન્સને સમૃદ્ધ બનાવ્યું છે; તેઓ જ તેના ઉદ્યોગની સાચી શક્તિ છે. એકલું કાપડ જ ફ્રાન્સે ૬૨ વરસે ૧૫ અબજ ૩૩ કરોડ ફ્રાંકનું પરદેશ મોકલ્યું. તે ઉપરાંત પરદેશીઓને બારોબાર ૪૦ લાખ ફ્રાંકનો માલ વેચ્યો તે તો જુદો....લાયોંના પ્રખ્યાત રેશમનો મોટો ભાગ મોટી મિલોમાં નથી વણાતો; ગામડાંમાં વેરાયેલા નાના નાના વણકરો તે વણે છે. લાયોંની આસપાસ આવા એકથી દસ સાળ રાખનારા ૪ હજાર વણકરો છે. તેઓ જ લાયોંના રેશમના ઉદ્યોગને ધીકતો રાખે છે."

જો ફ્રાન્સ જેવા મોટાં કારખાનાંવાળા દેશમાં આવી સ્થિતિ હોય તો હિંદુસ્તાનમાં તો એવી સ્થિતિ પેદા કરવી એ ઘણું સહેલું હોવું જોઈએ. ફ્રાન્સે યંત્રોની સામે યુદ્ધ નથી ચલાવ્યું. ફ્રાન્સે તો માત્ર તેના પ્રજાજનોને યંત્રોની ગુલામીમાંથી બચાવ્યા છે, અને એમ કરીને એ લોકોને બેકારી-માંથી ઉગાર્યાં છે, અને કળાને પાયમાલીમાંથી ઉગારી છે. આ બે ઉદ્દેશોને માટે જ અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘે હિંદુસ્તાનમાં સાત લાખ ગામડાંના ઉદ્યોગોની તપાસ કરવાની છે, અને જે રીતે એમાંથી વધારેમાં વધારે લાભ મળે એવી રીતે તેને ખીલવવાના છે.

હરિજનબંધુ, ૨-૧૨-૧૯૩૪

## ૨

# કેટલાક કૂટ પ્રશ્નો

(લેખક: મહાદેવ હરિભાઈ દેસાઈ)

એક સેવક અનેક પ્રશ્નો પૂછવાના લઈને ગાંધીજી પાસે આવ્યા હતા. એ પ્રશ્નોની ચર્ચા અનેક વાર થઈ ચૂકી છે; છતાં આ ભાઈના મનમાં એને વિષે અનેક શંકાઓ હતી. એમનો પહેલો પ્રશ્ન આ હતો: "આપ જાણો છો કે અંગ્રેજો આ દેશમાં આવ્યા તે પહેલાં પણ આપણે ત્યાં ખાદી તો હતી, આપણી સારી નીરોગી આહારની ચીજો પણ હતી, છતાં આપણી દશા તે દહાડે આજના કરતાં જરાયે સારી નહોતી; એ જાણવા છતાં આપ ખાદી અને નીરોગી આહાર ઉપર આટલો બધો ભાર કેમ મૂકો છો?"

ગાંધીજીએ કહ્યું: "આ પ્રશ્નની સંપૂર્ણ ચર્ચા 'યંગ ઇંડિયા' અને 'નવજીવન'નાં પાનાંમાં થઈ ચૂકી છે. તમે એ છાપાં વાંચ્યાં હશે તો તમને એની ખબર હશે. છતાં હું તમને તમારા પ્રશ્નનો જવાબ ટૂંકામાં આપી દઉં. ખાદી તો આપણે ત્યાં હતી, પણ આપણે એનું રહસ્ય જાણતા નહોતા. આપણે આપણી બધી હાજતો જોગી ચીજો આપણા દેશમાં જ પેદા કરતા, પણ એ વસ્તુ કેટલી જરૂરની છે એનું ભાન આપણને નહોતું. ખાદીની અને આપણી હાથકારીગરીની પાછળ બુદ્ધિનો પ્રયોગ બહુ ઓછો હતો, અને એ આપણી

અન્નપૂર્ણા છે, આપણી જીવાદોરી છે એ ભાન આપણને બહુ ઓછું હતું. તેથી જ્યારે એ ચીજ આપણા હાથમાંથી ચાલી ગઈ ત્યારે આપણને એની ખોટ સાલવી જોઈતી હતી છતાં સાલી નહિ; અને આજે જ્યારે એને સજીવન કરવાનો પ્રયાસ થાય છે ત્યારે આપણને કેટલાકને અચંબો થાય છે કે આને તે સજીવન કર્યે શો લાભ થવાનો છે?"

"એટલે એનો અર્થ તો એ થયો કે લોકોમાં રાજ્ય-પ્રકરણી કેળવણી ફેલાવવાની અને રાજ્યપ્રકરણી વિચારોનો પ્રચાર કરવાની જરૂર છે; અને છતાં આપે તો એની મનાઈ કરી છે!"

"લોકોને શીખવવું હોય કે તમે સ્વાશ્રયનો પાઠ શીખો, આચાર સુધારો, જડતા ને આળસ ખંખેરી નાંખો, ને ફુરસદના વખતનો સારામાં સારો ઉપયોગ કરો, તો એને માટે રાજ્ય-પ્રકરણી પ્રચારની જરૂર જરાયે નથી."

પેલા સેવકે કહ્યું: "મારા મનમાં જે મૂંઝવણ છે તે આ છે — આપણાં ગામડાંમાં લોકો સવારથી સાંજ સુધી કલાકની પણ વિશ્રાંતિ લીધા વિના ગધ્ધાવૈતરું કરે છે. છતાં એમને પેટપૂરતું ખાવાનું મળતું નથી. અને આપ તો એમને હજુ વધારે મહેનત કરવાનું કહો છો!"

"તમે કહો છો એ વાત મારે માટે નવી છે. મને જે ગામડાંનો પરિચય છે ત્યાં તો લોકોનો પાર વિનાનો વખત નકામો જાય છે. પણ તમે કહો છો એમ હદપારનું વૈતરું કરનારા લોકો હોય તો એવા લોકોને તો હું એમ કહું છું કે તમે આઠ કલાકથી જરાયે વધારે કામ ન કરતા, અને આઠ

કલાકના કામને માટે પેટ ભરાય એથી ઓછી જરાયે મજૂરી નહિ લેતા."

"પણ આપણે યંત્રો કેમ દાખલ ન કરવાં? એના સારા અંશ હોય તે ગ્રહણ કરવા ને બૂરા હોય તે તજી દેવા."

"આપણાં મનુષ્યરૂપી યંત્રોને કામ વિનાનાં રહેવા દેવાં આપણને ન પોસાય. આપણી પાસે એટલી બધી માનવી શક્તિ બેકાર પડેલી છે કે આપણે ત્યાં બીજાં વરાળ કે વીજળીથી ચાલતાં યંત્રોને સારુ જરાયે અવકાશ નથી."

"એ યંત્રો આપણે દાખલ કરીએ, અને આપણે એની પાસેથી જેટલી જરૂર હોય તેટલો જ વખત કામ લઈએ."

"એ કેવી રીતે બને? ધારો કે એક માણસ આપણે જોઈએ એટલું બધું કાપડ પેદા કરે છે. એ કામ માટે એણે ખાસ મિલો ઊભી કરી છે, અને માનો કે એ ત્રીસ લાખ માણસને કામ આપે છે, અને વળી જેટલો નફો થાય તે પણ એ માણસોને વહેંચી આપે છે. પછી શું? પરિણામ તો એ જ આવશે કે સો વરસ પહેલાં જેટલા પૈસા ત્રીસ કરોડ માણસમાં વહેંચાતા તે બધા હવે આ ત્રીસ લાખને જ મળશે."

પેલા ભાઈ બોલ્યા, "ના જી, મારી સૂચના તો એ છે કે આપણા માણસો આપણે જેટલું કામ જોઈએ એટલું જ કરે, વધારે કરે જ નહિ. કેટલુંક કામ આપણા સૌને માટે જરૂરનું છે. પણ આપણે એમ કેમ ન કરીએ કે રોજના બે જ કલાક કામ કરવું અને બાકીનો વખત વિનોદ અને મનોરંજનમાં ગાળવો?"

ગાંધીજી: "આપણા લોકો રોજ એક કલાક કામ કરે તો તમને સંતોષ થાય, નહિ?"

"કેટલો વખત એ તો હિસાબ કરીને ખોળી કાઢવું જોઈએ. પણ મને એટલાથી જરૂર સંતોષ થાય."

"મારો વાંધો ત્યાં જ છે. આપણા માણસોની પાસે નવી ચીજો પેદા કરવાનું પુષ્કળ કામ — આઠેક કલાકનું — ન હોય ત્યાં સુધી મને તો સંતોષ ન જ થાય."

"પણ આપ ઓછામાં ઓછા આઠ કલાક વિષે આગ્રહ કેમ રાખો છો એ મને સમજાતું નથી."

"કેમકે મને ખબર છે કે કરોડો માણસો કંઈ શોખને ખાતર કામ કરવાનાં નથી. એમને જો પેટ ભરવાને કામ કરવું પડે એમ ન હોય તો તેઓ કામ કરે જ નહિ. ધારો કે અમેરિકાના થોડાક કરોડપતિઓ આવીને આપણને કહે કે 'તમારે જેટલું ખાવાનું જોઈએ એ બધું અમે મોકલી આપીશું, માટે તમે મહેનત કરવી છોડી દો ને અમને પરોપકાર કરવાની તક આપો,' તો હું એમની એ દયા સ્વીકારવાની ધસીને ના પાડું."

"એ તો એટલા માટે ને કે એથી આપનું સ્વમાન હણાય?"

"ના, એટલા જ કારણે નહિ; પણ ખાસ કરીને તો એટલા માટે કે આપણા જીવનના મુખ્ય નિયમના મૂળ ઉપર ઘા કરે છે. એ નિયમ એ છે કે આપણે આપણી આજીવિકા માટે શ્રમ કરવો જોઈએ, પરસેવો પાડીને ખાવાનો અધિકાર મેળવવો જોઈએ."

"પણ એ તો આપનો અંગત અભિપ્રાય થયો. આપ સમાજની રચના કરવાનું સમાજના ઉપર જ છોડી દો, કે થોડાક સુજ્ઞ માર્ગદર્શકોને સોંપો?"

"હું એ થોડાક સુજ્ઞ માર્ગદર્શકોને સોંપું."

"એનો અર્થ તો એ થયો કે આપને આપખુદી ગમે છે."

"ના, જરાયે નહિ. એટલા જ કારણે કે મારો મુખ્ય સિદ્ધાંત અહિંસાનો છે, અને હું કોઈ પણ વ્યક્તિ કે સમૂહ ઉપર જરાયે જબરદસ્તી ન ચલાવું. માર્ગદર્શન એ કંઈ આપખુદી નથી."

આ દલીલ હજુયે આગળ ચાલત, પણ ગાંધીજી પાસે વધારે વખત નહોતો એટલે પેલા સજ્જનને તે દિવસે તો આટલાથી જ સંતોષ માનવો પડ્યો.

હરિજનબંધુ, ૮-૧૨-૧૯૩૫

## ૩

# અધરું શાસ્ત્ર

(લેખક: મહાદેવ હરિભાઈ દેસાઈ)

આ ચર્ચાના સંબંધમાં જાણીતા અંગ્રેજ લેખક અને ફિલસૂફ એલ. પી. જેકસનો 'ફુરસદનાં શાસ્ત્ર અને કળા' એ નામનો નિબંધ વાંચવા જેવો છે. એમાં એમણે બતાવ્યું છે કે ફુરસદના વખતનો સદુપયોગ કરવો એ કઠણ શાસ્ત્ર અને કળા છે, અને શ્રમનાં શાસ્ત્ર અને કળા હસ્તગત કર્યા વિના ફુરસદનાં શાસ્ત્ર અને કળા આવડે જ નહિ. બર્ટ્રાંડ રસેલ માને છે કે સફળ સમાજવ્યવસ્થાનું એક આવશ્યક અંગ એ છે કે દરેક માણસને પુષ્કળ ફુરસદનો વખત રહેવો જોઈએ; એ માને છે કે માણસને રોજના ચાર કલાક કામ કરવાનું હોવું જોઈએ. ઉપલા સંવાદવાળા સજ્જનની પેઠે એ રોજ એક કલાક કામ કરવાનું નથી કહેતા એટલો પાડ છે. પણ મિ. જેક્સ માને છે કે બર્ટ્રાંડ રસેલ આ પ્રશ્નને જેટલો સાદો માને છે એટલો સાદો એ નથી, એટલું જ નહિ પણ એ ભૂલી જાય છે કે "પહેલા માણસની ફુરસદમાં બીજાં માણસોની પ્રવૃત્તિઓને લીધે વિઘ્ન આવવાનું જ," કેમકે "આપણે ફુરસદનો ઘણો વખત તો એકબીજાની પંચાત કરવામાં જ ગાળીએ છીએ." આગળ જતાં મિ. જેક્સ મોટામાં મોટી મુસીબત

કરી છે તે બતાવતાં કહે છે, "વળી આપણે એ ખ્યાલ પણ રાખવાનો છે કે માણસના ફુરસદના વખતમાં જ કળિને પગ-પેસારો કરવાની સારામાં સારી તક મળે છે. રોજના કામના કલાક ઘટીને ચાર થાય તો કળિને કેટલો આનંદ થાય એની કલ્પના આપણને આવી શકશે." પછી 'ફુરસદ'ની વ્યાખ્યા આપતાં મિ. જેક્સ કહે છે: "ફુરસદ એ માણસના જીવનનો એવો ભાગ છે જેમાં તેના આત્મા પર કાબૂ મેળવવાને માટે દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે ઘોરમાં ઘોર સંગ્રામ ચાલે છે." અને પછી "લોકો આજકાલ ફુરસદનો વખત આત્માના વિકાસ માટે કે બીજી કશી પ્રવૃત્તિમાં વાપરે છે એ જાણવામાં મદદરૂપ થાય" એવા થોડાક આંકડા એમણે આપ્યા છે. ડફ્સ નામના એક અમેરિકન લેખકની 'ચોપડીઓ' નામની નાની ચોપડીમાંથી એ આંકડા લીધા છે. એ આપતાં મિ. જેક્સ કહે છે:

"અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં દર અઠવાડિયે ૧૧॥ કરોડ માણસો સિનેમા જોવા જાય છે, અને આખા દેશની વસ્તી વરસમાં ચોપડીઓ પાછળ જેટલા પૈસા ખરચે છે તેટલા પૈસા ત્રણ અઠવાડિયાંમાં સિનેમામાં ખરચે છે. ચોપડીઓ પાછળ અમેરિકન પ્રજા વરસે ૨૦ કરોડ ડૉલર ખરચે છે, અને મોટરોમાં મોજને ખાતર સહેલ કરવામાં ૩ અબજ ડૉલર ખરચે છે. અમેરિકન પ્રજા પોતાની આવકનો અડધો ટકો ચોપડીઓમાં વાપરે છે. બારીક ગણતરીઓને પરિણામે મિ. ડફ્સ એ નિર્ણય પર આવ્યા છે કે 'સામાન્ય અમેરિકન વરસે બે ચોપડી ખરીદે છે અને બે ચોપડી પુસ્તકાલયમાંથી વાંચવા આણે છે.' અમેરિકાની સરકારે પ્રગટ કરેલી એક સરકારી

પત્રિકામાં નીચેની હકીકત આપેલી છે: ‘મીઠાઈ પાછળનું રાષ્ટ્રીય ખરચ પુસ્તકો પાછળના રાષ્ટ્રીય ખરચ કરતાં ૨૭ ગણું છે; સિનેમાનું ૨૨ ગણું છે; વાયરલેસનું ૧૨ાા ગણું છે; દારૂ વિનાનાં પીણાંનું ૧૧ ગણું છે.’ દારૂ પાછળ અમેરિકનો કેટલો ખરચ કરે છે એ બતાવ્યું નથી. આ આંકડા પરથી કંઈ અર્થ તારવવો હોય તો તેમ કરતાં કાળજી તો રાખવી જ જોઈએ. જેટલી ચોપડી ખરીદાય છે કે વાંચવા લેવાય છે તે બધી આત્માની ઉન્નતિ કરનારી છે એવું નથી. બીજી બાજુ બાકીના આંકડા જે ફુરસદની પ્રવૃત્તિઓના છે તે બધી પ્રવૃત્તિઓની સંસ્કારની દૃષ્ટિએ કશી કિંમત નથી એમ વગર-વિચારે ન કહી શકાય. પણ એ બધું બાદ કરીએ તોપણ આંકડા પરથી હું જે વાત કહું છું તેનું જ સમર્થન થાય છે કે અત્યારે જગતમાં જ્યાં ફુરસદ ઘણી છે ત્યાં જ કળિનું જોર વધારે છે.”

આ તો અમેરિકાની વાત થઈ. ઇગ્લંડની વાત કરતાં મિ. જેક્સ લૅંકેશાયરના એક મોટા ગામનો દાખલો આપે છે: “શિકારી કૂતરાની શરતની નવી રમત નીકળી છે. તે જે જગાએ થાય છે તેની બહાર સવારના પહોરમાં એક મોટું ટોળું દરવાજા ઊઘડવાની રાહ જોતું ઊભું હતું. તપાસ કરતાં મેં જાણ્યું કે એમાંના મોટા ભાગના લોકો બેકાર હતા. પડોશની ઘણી મિલો બંધ પડી ગઈ હતી, પણ કૂતરાની શરતનો ઉદ્યોગ તો ધમધોકાર ચાલતો હતો. થોડાક દિવસ પછી એક જાણીતા સજ્જન મને મળ્યા તેમને મેં પૂછ્યું કે ‘તમારા ગાળામાં ફુરસદ વધી છે તેને લીધે તમારા વર્ગો અને ભાષણોમાં વધારે લોકો આવતા થયા છે કે નહિ?’ પેલા સજ્જને કહ્યું, ‘ના રે,

લોકોને આકર્ષનારી બીજી વસ્તુઓ કંઈ ઓછી પડી છે તે? આ શિકારી કૂતરાની શરત જ જુઓ ને!'"

હિંદુસ્તાનને વિષે એમ કહી શકાય કે દેશમાં જે રમખાણો ને વિનાશની પ્રવૃત્તિઓ અત્યારે ચાલી રહેલી દેખાય છે તે કામધંધા વિનાના માણસોનું જ કામ છે. ગુનેગારોના આંકડાનો અભ્યાસ ફુરસદના ઉપયોગની દૃષ્ટિએ કર્યો હોય તો ઘણું જ જાણવાનું મળે. પણ એટલું તો નિર્વિવાદ છે કે 'નવરું મન એ શેતાનનું ઘર છે' એ કહેવતને હજુ કોઈએ ખોટી સિદ્ધ કરી બતાવી નથી.

હરિજનબંધુ, ૮–૧૨–૧૯૩૫

૪

# શરીરશ્રમનો મહિમા

( લેખક : મહાદેવ હરિભાઈ દેસાઈ )

"માણસના જીવનના જે ભાગમાં તેના આત્મા પર પ્રભુત્વ મેળવવા માટે દેવો અને અસુરો વચ્ચે ઘનઘોર સંગ્રામ ચાલે છે તેનું નામ ફુરસદ," એવી મિ. એલ. પી. જેક્સ નામના અંગ્રેજ વિદ્વાને કરેલી વ્યાખ્યા મેં થોડા વખત પર આ પત્રમાં ટાંકી હતી, અને એમણે આપેલા આંકડા પરથી બતાવવાનો પ્રયત્ન કર્યો હતો કે ફુરસદનાં શાસ્ત્ર અને કળા કેટલાં અઘરાં છે. મિ. બર્ટ્રેંડ રસેલ નામના બીજા એક અંગ્રેજ દરેક માણસને પુષ્કળ ફુરસદનો સમય મળવો જોઈએ એમ માનનારા છે, તે કહે છે કે માણસને દિવસના ચાર કલાક કામ કરવાનું હોવું જોઈએ. પણ એક મિત્રે થોડા દિવસ પર ગાંધીજી સાથે વાત કરતાં ફુરસદનો પ્રશ્ન એટલો કઠણ છે એ વિષે આશ્ચર્ય બતાવ્યું ને પૂછ્યું, "માણસે રોજ આઠ કલાક શરીરશ્રમ કરવો જોઈએ એવો આગ્રહ આપ શા માટે રાખો છો ? સુવ્યવસ્થિત સમાજમાં કામના કલાક ઘટાડીને બે કરવાનું ને માણસને બુદ્ધિ ને કલાની પ્રવૃત્તિઓ માટે પૂરતી ફુરસદનો વખત રાખવાનું ન બની શકે ?"

"આપણે જાણીએ છીએ કે એવી ફુરસદ જેમને મળે છે — પછી તે મજૂર હો કે બુદ્ધિજીવી હો — તે એનો સારામાં સારો ઉપયોગ કરતા નથી. ઊલટું આપણે તો જોઈએ છીએ કે નવરું મન શેતાનનું કારખાનું બની જાય છે."

"ના; માણસ આળસુ નહિ બેઠો રહે. ધારો કે આપણે બે કલાકની શારીરિક મહેનત ને છ કલાકની બૌદ્ધિક મહેનત એવા દિવસના ભાગ પાડીએ તો? એથી રાષ્ટ્રને લાભ ન થાય?"

"એ બની શકે એમ હું માનતો નથી. મેં એનો હિસાબ કાઢ્યો નથી, પણ કોઈ માણસ રાષ્ટ્રને માટે નહિ પણ કેવળ સ્વાર્થને સારુ બૌદ્ધિક શ્રમ કરે તો આ યોજના પડી ભાંગે; સરકાર એને બે કલાકના શરીરશ્રમ માટે સારી પેઠે પૈસા આપે ને બીજું કામ વગરપૈસે કરવાની ફરજ પાડે તો જુદી વાત છે. એ સુંદર વસ્તુ થાય, પણ એ એક પ્રકારના રાજ્યના બળાત્કાર વિના ન બને."

"પણ આપનો જ દાખલો; આપનાથી આઠ કલાકનો શરીરશ્રમ થઈ શકે એમ છે જ નહિ; આપને આઠ કે એથીયે વધારે કલાક બૌદ્ધિક કામ કરવું પડે છે. આપ તો આપની ફુરસદનો દુરુપયોગ નથી કરતા!"

"આ ફરજિયાત કામ છે ને એમાં ફુરસદ જ નથી રહેતી. દાખલા તરીકે, હું ટેનિસ રમવા જતો હોઉં તો એ ફુરસદનો વખત છે એમ કહી શકાય. પણ મારો દાખલો લઈને પણ હું એમ કહું કે આપણે આઠ કલાક હાથપગની મહેનત કરતા હોત તો આપણાં મન આજે છે એના કરતાં અનંતગણાં સારાં હોત. આપણને એકે નકામો વિચાર ન આવત. મારા મનમાં નકામા વિચારો કદી આવતા જ નથી એમ હું ન કહી શકું. અત્યારે પણ હું આવો છું એનું કારણ એ છે કે મારા જીવનમાં બહુ વહેલો હું શરીરશ્રમની કિંમત સમજ્યો હતો."

"પણ જો શરીરશ્રમમાં એટલો બધો ગુણ હોય તો આપણા લોકો રોજના આઠ કલાક કરતાં વધારે કામ કરવા

છતાં એમનાં મનની શુચિતા કે શક્તિ પર કશી દેખીતી અસર થતી નથી, એનું શું?"

"શરીરશ્રમમાં બધી કેળવણી સમાઈ જતી નથી, જેમ માનસિક શ્રમમાં પણ નથી. આપણા લોકો જાણતા નથી પણ એમને માટે તો એ ગધ્ધાવૈતરું છે, ને એનાથી માણસની સૂક્ષ્મ વૃત્તિઓ જડ થઈ જાય છે. એ જ મારી સવર્ણ હિંદુઓ સામેની મોટામાં મોટી ફરિયાદ છે. એમણે મજૂરોનાં કામને ગધ્ધાવૈતરું બનાવી મૂક્યું છે, એમાંથી એ લોકોને આનંદ મળતો નથી તેમ એમને એ કામમાં કશો રસ પણ નથી. એમને જો સમાજના સમાન દરજ્જાવાળા સભ્યો ગણ્યા હોત તો એમનું સ્થાન સમાજમાં સૌથી વધારે ગૌરવવાળું હોત. આ કળિયુગ ગણાય છે. સત્યયુગમાં હું માનું છું સમાજ આજના કરતાં વધારે સુવ્યવસ્થિત હતો. આપણો દેશ અતિ પ્રાચીન છે, એમાં અનેક સંસ્કૃતિઓ ઉદ્ભવી ને લય પામી છે, અને અમુક યુગમાં આપણે કેવા હતા એ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે. પણ આપણે લાંબો કાળ શૂદ્રોની ઉપેક્ષા કરી છે તેથી આપણે આજની દુર્દશામાં પડ્યા છીએ એ વિષે જરાયે શંકા નથી. આજની ગામડાંની સંસ્કૃતિ — એને સંસ્કૃતિ કહી શકાય તો — ભયાનક સંસ્કૃતિ છે. ગામડાંના લોકો પશુ કરતાં ભૂંડી રીતે જીવે છે. કુદરત પશુઓને કામ કરવાની ને કુદરતી જીવન ગાળવાની ફરજ પાડે છે. આપણે આપણા મજૂરવર્ગના એવા બેહાલ કર્યા છે કે તેઓ કુદરતી રીતે કામ કરી ને જીવી શકતા નથી. આપણા લોકોએ બુદ્ધિપૂર્વક ને આનંદભેર શરીરશ્રમ કર્યો હોત તો આપણું આજે જુદી જ સ્થિતિમાં હોત."

"ત્યારે શ્રમ અને સંસ્કારિતાને જુદાં ન પાડી શકાય એમ ને?"

"ના. પ્રાચીન રોમમાં એમ કરવાનો પ્રયત્ન થયેલો તે છેક જ નિષ્ફળ નીવડ્યો હતો. શ્રમ વિનાની સંસ્કારિતા, કે શ્રમના ફળરૂપે ન મળેલી સંસ્કારિતા કશા કામની નથી. રોમન લોકોએ વિલાસની ટેવ પાડી ને પાયમાલ થઈ ગયા. આખો દિવસ માત્ર લખવા, વાંચવા કે ભાષણો કરવાથી માણસ મનનો વિકાસ કરી શકતો નથી. મેં જે વાચન કર્યું છે તે જેલમાં મળેલા ફુરસદના વખતમાં કર્યું છે, ને મને એનાથી લાભ થયો છે, કેમકે એ બધું વાચન ગમે તેમ નહિ પણ કંઈક નિશ્ચિત હેતુથી કરેલું. અને મેં દિવસો ને મહિના લગી રોજના આઠ આઠ કલાક કામ કર્યું છે છતાં હું નથી માનતો કે મારું મગજ ખવાઈ ગયું છે. હું ઘણી વાર રોજના ચાળીસ માઈલ ચાલ્યો છું છતાં મેં મગજની જડતા નથી અનુભવી."

"પણ આપને તો મનની આટલી કેળવણી મળેલી ને!"

"ના રે, હું નિશાળમાં ને વિલાયતમાં કેવો મધ્યમ બુદ્ધિનો હતો એની તમને ખબર નથી. ચર્ચા પરિષદની સભાઓમાં કે અન્નાહારીઓની સભામાં કદી બોલવા જેટલી હિંમત પણ મારામાં નહોતી. મારામાં જન્મથી કંઈ અસાધારણ શક્તિ હતી એમ નહિ માનતા. હું માનું છું કે ઈશ્વરે જાણી-જોઈને એ વખતે મને બોલવાની શક્તિ આપી નહોતી. તમારે જાણવું જોઈએ કે આપણા સમૂહમાં ઓછામાં ઓછું વાચન મારું છે."

હરિજનબંધુ, ૨-૮-૧૯૩૬

## ૫

# યંત્રોનો બચાવ

(લેખક: મહાદેવ હરિભાઈ દેસાઈ)

યંત્રોની વકીલાત લઈને એક સોશિયાલિસ્ટ ગાંધીજીની પાસે આવ્યા. 'ગ્રામઉદ્યોગની પ્રવૃત્તિનો ઉદ્દેશ યંત્રમાત્રને હાંકી કાઢવાનો નથી?'

'આ રેંટિયો યંત્ર નથી શું?' ગાંધીજી તે વખતે કાંતતા હતા એટલે તેમણે સામો પ્રશ્ન પૂછ્યો.

'હું આ યંત્રની વાત નથી કરતો, મોટાં યંત્રોની વાત કરું છું.'

'સિંગરના સીવવાના સંચાની? એને પણ ગ્રામઉદ્યોગની પ્રવૃત્તિએ રક્ષણ આપ્યું છે. જે યંત્રો હજારો માણસની શ્રમ કરવાની તક ઝૂંટવી નથી લેતાં, પણ જે વ્યક્તિને મદદ કરે છે ને તેની કાર્યશક્તિ વધારે છે, અને માણસ જે યંત્રનો ગુલામ થયા વિના સ્વેચ્છાએ ફેરવી શકે છે તે બધાં યંત્રોને આ પ્રવૃત્તિનું અભયદાન છે.'

'પણ મોટી શોધોનું શું? આપ વીજળીને બાતલ કરશો?'

'કોણે કહ્યું? જો દરેક ગામડાને ઝૂંપડે ઝૂંપડે વીજળી પહોંચાડી શકાય તો લોકો પોતાનાં ઓજાર વીજળીની મદદથી ચલાવે એમાં હું વાંધો ન ઉઠાવું. પણ તો પછી પાવરહાઉસ પર માલિકી ગામના મહાજનની કે સરકારની રહેશે, જેમ આજે

ગોચરને વિષે છે. પણ જ્યાં વીજળી ન હોય ને યંત્રો પણ ન હોય ત્યાં બેકાર પડેલા લોકોએ શું કરવું? તમે એમને કામ આપશો, કે એમના શેઠ એમને કામને અભાવે કાઢી મૂકે એમ ઇચ્છશો?

'સર્વ મનુષ્યના લાભને માટે થયેલી વિજ્ઞાનની એકેએક શોધને હું બહુ મૂલ્યવાન ગણું છું. શોધ પણ તરેહ તરેહની હોય છે. એકીસાથે હજારો માણસોનો સંહાર કરી શકે એવા ગૂંગળાવનારા વાયુની હું પરવા ન કરું. સાર્વજનિક ઉપયોગનાં જે કામો માણસના હાથની મહેનતથી ન થઈ શકે એવાં હોય એને માટે ભારે યંત્રોના વાપરને માટે સ્થાન અવશ્ય છે, પણ એ બધા પર માલિકી સરકારની રહે અને એનો ઉપયોગ કેવળ લોકોના કલ્યાણને અર્થે જ થાય. જે યંત્રો કેવળ ઘણાનાં ગજવાં ખાલી કરીને થોડાંને ધનવાન બનાવવાને જ કે વિનાકારણે ઘણાં માણસની ઉપયોગી મજૂરી છીનવી લેવાને નિર્માયેલાં, તેને વિષે મારા વિચારમાં સ્થાન ન હોઈ શકે.

'પણ તમે સોશિયાલિસ્ટ તરીકે પણ એમ તો નહિ જ ઇચ્છતા હો કે યંત્રોનો ઉપયોગ અમર્યાદપણે થાય. છાપખાનાં લો. એ તો ચાલવાનાં જ. શસ્ત્રવૈદ્યનાં ઓજારો લો. એ હાથ વડે કેમ કરીને બની શકે? એને માટે ભારે યંત્રોની જરૂર પડવાની જ. પણ આળસ મટાડવાને માટે તો આના સિવાય બીજું એકે યંત્ર નથી,' ગાંધીજીએ રેંટિયો બતાવીને કહ્યું. 'તમારી જોડે વાત કરતાં કરતાં પણ હું ચલાવું છું, અને દેશની સંપત્તિમાં થોડોક ઉમેરો કરું છું. આ યંત્રને કોઈ હઠાવી નહિ શકે.'

હરિજનબંધુ, ૨૩-૬-૧૯૩૫

## ૬

# સખત આક્ષેપ

(લેખક : મહાદેવ હરિભાઈ દેસાઈ)

કેટલાક માસ પહેલાં સાપ્તાહિક પત્રની એક નોંધમાં શ્રી. ઘનશ્યામદાસ બિરલાએ પૂછેલા "આ યંત્રયુગમાં આ બધું ગ્રામઉદ્યોગનું કામ ક્યાં સુધી ચાલી શકવાનું?" એ મતલબના સવાલના જવાબમાં ગાંધીજીએ કહેલા નીચેના શબ્દો મેં ઉતાર્યા હતા :

"મને તો સંપૂર્ણ શ્રદ્ધા છે કે આ ટકશે, પણ આ યંત્રયુગની બધી શોભાઓ મટી જવાની છે. જેની પાછળ સેવાની અને શ્રમની ભાવના રહી છે તે જ આખરે ઊભું રહેશે, બીજાનું ભક્ષણ કરવાની ભાવના જેની પાછળ છે તે પડી ભાંગશે. આ શ્રદ્ધાને લીધે મારું કામ ચાલ્યાં કરે છે. . . . મારા કામ વિષેની શ્રદ્ધા તો મને ટકાવી રાખે જ છે, પણ તે ઉપરાંત મારી તો ખાતરી છે કે હિંસા ઉપર રચાયેલી આખી ઇમારત કાચી છે, અને મારી શ્રદ્ધાનો વિરોધ કરતી દેખાનારી બધી યોજનાઓના એક દિવસ ભુક્કા થનાર છે. હિંદુસ્તાનને યંત્રવશ કરીને આપણે શું કરીશું? બીજા દેશોમાં આપણે બજાર શોધવાની અને એ બજાર કાયમ રાખવાને માટે નાદીરશાહી ચલાવવાની. જપાન, ઇંગ્લંડ, અમેરિકા, રશિયા, ઈટલીની જલસેના અને સ્થલસેનાને આંટે એવી બેવડી સેના આપણે ઊભી કરવી રહી અને તેને બળે બધું કારભારું ટકાવી રાખવું રહ્યું! આ હરીફાઈઓનો વિચાર કરતાં

મને ચકરી આવે છે. નહીં, આપણને એ ન પોસાય. હું તો એટલું સમજું છું કે આ યુગ માણસોને યંત્ર બનાવવા બેઠો છે, જ્યારે હું યંત્રો બની ગયેલાઓને માણસ બનાવવા — મનુષ્યની મૂળ સ્થિતિએ લઈ જવા — માગું છું"

એક સન્માન્ય મિત્ર જે તે વખતે લંડનમાં હતા તેમણે આ વિષે લખેલું:

"માણસોની દૃષ્ટિમાં ને જે માન્યતાઓનો આધાર લઈને તેઓ ચાલે છે તેમાં આટલું મોટું અંતર હોય ત્યારે કોઈ પ્રશ્નનો બુદ્ધિપુરઃસર વિચાર કરવો કેટલો અઘરો થઈ જાય છે એ મને દીવા જેવું દેખાઈ આવે છે. ગાંધીજીએ કહેલા એકેએક વાક્ય પાછળ રહેલી માન્યતા ખોટી છે, અથવા તો યંત્રોના પક્ષપાતી લોકો શું કહે છે એને વિષેની ગેરસમજ છે. પરિણામ એ આવે છે કે બે પક્ષના વિચારોના પ્રવાહ કદી મળતા નથી, બંને એકબીજાને સમાંતર દોડ્યાં કરે છે, ને બન્ને એકબીજાને વિષે અજ્ઞાન રહે છે. દરેક વિચારશીલ ને લાગણીવાળા માણસના મનમાં એવી લાગણી હોય છે કે આપણા જીવનમાં ને આપણી સમાજવ્યવસ્થામાં કંઈ ગંભીર દોષ રહેલો છે. એ જો નરી ધાર્મિક વૃત્તિવાળો ન હોય તો તે બધા ઊંટવૈદાના ઇલાજો વિષે કંઈક શંકાશીલ રહે છે. અમુક એક સૂચવેલો ઉપાય તે સ્વીકારે છે ત્યારે પણ તે સર્વાંશે નથી સ્વીકારતો; તે સત્યને માટે અંધારામાં ફાંફાં મારે છે. પણ ગાંધીજી જ્યારે કહે છે કે 'મારા કામ વિષેની શ્રદ્ધા મને ટકાવી રાખે છે; પણ તે ઉપરાંત મારી તો ખાતરી છે કે મારી શ્રદ્ધાનો વિરોધ કરતી દેખાનારી બધી ચીજોના એક દિવસ ભુક્કા થનાર છે;' ત્યારે તેઓ સત્યશોધકની પેઠે નથી બોલતા. એમની ખાતરી થઈ ચૂકેલી છે કે એમને સત્ય જડ્યું છે ને તેથી એમણે વધારે શોધ કે તપાસ માટે મનનાં દ્વાર બંધ કરી દીધેલાં છે. વળી તેઓ કહે છે, 'હિંદુસ્તાનને યંત્રવશ કરીને આપણે શું કરીશું? બીજા દેશોમાં આપણે બજાર શોધવાની અને એ બજાર કાયમ રાખવાને

માટે નાદીરશાહી ચલાવવાની.' આ ગાંધીજીએ અસાધારણ વાત કહી છે, અને એ વાત તો જ સાચી ગણાય જો આજની મૂડીવાદ અને સામ્રાજ્યવાદ પર રચાયેલી સમાજવ્યવસ્થા કાયમ રહે. સમાજવાદના સિદ્ધાંતો પર રચાયેલા સમાજને એ જરાયે લાગુ પડતી નથી. ગરીબોનું શોષણ અને આંતરરાષ્ટ્રીય કલહો મોટા ઉદ્યોગોને લીધે નથી નીપજતાં — યંત્રયુગ પહેલાં ગરીબોનું શોષણ નહોતું થતું ને ઝઘડા નહોતા થતા? — પણ મૂડીવાદની પાછળ રહેલી નફાખોરીની વૃત્તિને લીધે નીપજે છે. આ વૃત્તિ જાય તો શોષણ કે કલહ ક્યાં રહે? માલ જો બીજા પાસેથી પૈસા પડાવવાને નહિ પણ વાપરને માટે પેદા થાય તો ગાંધીજીની આખી દલીલ ભાંગી પડે.

બીજી એક વાત ગાંધીજીએ કહી છે તે પણ આશ્ચર્યજનક છે. તેઓ કહે છે, 'હું તો એટલું સમજું છું કે આ યુગ માણસોને યંત્ર બનાવવા બેઠો છે; હું યંત્રો બની ગયેલાઓને માણસ બનાવવા — મનુષ્યની મૂળ સ્થિતિએ લઈ જવા માગું છું.' મનુષ્યની ઉત્પત્તિના ઇતિહાસની મને ખબર છે તે પ્રમાણે તો મનુષ્યની મૂળ સ્થિતિ અતિશય અધમતાની, લગભગ જંગલનાં પશુના જેવી જ હતી. ઇતિહાસમાં સર્વ કાળે ને સર્વ દેશમાં યંત્રયુગ પહેલાં જનસમૂહને માટે કેવળ દુઃખમય, વૈતરાવાળું ને યંત્રવત્ જીવન જ ભોગવવાનું હતું. (દક્ષિણ મહાસાગરના ટાપુઓ જેવા કેટલાક દૂરના ટાપુઓની સુખદ સ્થિતિનો અપવાદ કરી શકાય.) વસ્તુતઃ યંત્રે જ પહેલવહેલી એવી સ્થિતિ ઉત્પન્ન કરી જેમાં માણસોએ યંત્ર થવાની જરૂર રહી નથી. એ સાચું છે કે આ સ્થિતિ અમુક અંશે ને થોડાક દેશોમાં જ સિદ્ધ થઈ છે. પણ એમાં વાંક યંત્રોનો સ્વાર્થને સારુ દુરુપયોગ કરનાર વ્યક્તિઓ અને સમૂહોનો છે. સામાજિક લાભને સારુ યંત્રનો સદુપયોગ થાય તો મનુષ્યને ખરેખર મનુષ્ય બનાવવામાં એ પ્રબળમાં પ્રબળ શક્તિ થઈ પડે."

આ સખત આક્ષેપનો જવાબ આપવો જ જોઈએ. પહેલાં તો એ આક્ષેપ લઈએ કે ગાંધીજી જ્યારે પોતાને સત્ય

જડચું હોય ને વધારે શોધને માટે મનનાં દ્વાર બંધ કરી દીધાં હોય એવી રીતે બોલે છે ત્યારે તેઓ સત્યશોધકની પેઠે નથી બોલતા. ગાંધીજીએ પોતાની ભૂલ થઈ જ ન શકે એવો દાવો કદી કર્યો નથી. તેમણે તો એટલે સુધી કહ્યું છે કે સત્ય એ ભ્રમ છે એમ જો કોઈ એમને સિદ્ધ કરી બતાવે તો તેઓ એ વાત માની લે અને સત્યની શોધ મૂકી દે. પણ જ્યાં સુધી આજની સ્થિતિ ચાલુ હોય ત્યાં સુધી સત્યશોધક જીવનો ભોગ આપીને સત્યની રક્ષા કરવાને બંધાયેલો છે. એની પોતાની સ્થિતિની સચ્ચાઈ વિષે શંકા કરવાની એની હામ નહિ ચાલે. એ માત્ર શોધક જ હોવાનો દાવો કરે છે એમાં જ એની મર્યાદા રહેલી છે. જ્યારે પંડિત જવાહરલાલ નેહરુ સમાજવાદ વિષે વાત કરે છે ત્યારે એમની શ્રદ્ધા એમને સમાજવાદને સર્વ દુઃખોના રામબાણ ઉપાય તરીકે વર્ણવવા પ્રેરે છે. એ એમની દૃઢ પ્રતીતિ છે. એ દૃઢ પ્રતીતિ હોવા છતાં તે બીજા વિચારો સમજવા ને યોગ્ય લાગે તો સ્વીકારવા તૈયાર છે એની કોઈ ના પાડે છે ખરું? ખરી વાત એ છે કે પરદૃષ્ટિએ જોતાં સર્વ સત્ય સાપેક્ષ છે, સ્વદૃષ્ટિએ જોતાં નિરપેક્ષ છે, શાશ્વત છે. આપણે સત્યને ખુલ્લું મન રાખીને શોધવું જોઈએ એ ખરું, પણ આપણે એના પ્રત્યે નિષ્ઠા રાખવી જોઈએ, તેની સાધના કરવી જોઈએ, અને તે પૂર્ણ છે, શાશ્વત છે એમ માનીને તે પ્રમાણે આચરણ કરવું જોઈએ. અને કોઈ પણ સત્યશોધક જે સત્યને ખાતર જીવ્યો હોય ને જેણે તેની સાધના કરવાની કાળજી રાખી હોય તે એથી ઊલટું છે તે બધું નાશ પામવાનું છે એવી શ્રદ્ધાથી જ એ પ્રમાણે વર્ત્યો હશે. એ શ્રદ્ધા જ એને ટકાવી શકે. આપણે

જે માનીએ તેને વિષે આવી અવિચળ શ્રદ્ધા આપણામાં નથી હોતી તેમાંથી જ આપણી ઘણીખરી મુશ્કેલીઓ પેદા થાય છે.

હવે નફાખોરીની વૃત્તિની વાત. આ બાબતમાં આ ટીકાકારનું કહેવું સાચું ભાસે છે. ઉદ્યોગમાત્રને બગાડનાર નફાખોરીની વૃત્તિ જ છે; અને ગરીબોનું શોષણ પણ નફાખોરીની વૃત્તિમાંથી જ ઉદ્ભવે છે. પણ એ વૃત્તિ ઉદ્યોગવાદમાંથી જ નથી જન્મતી? મોટા પ્રમાણમાં માલ પેદા ત્યારે જ થાય જ્યારે એ મોટા પ્રમાણમાં વહેંચાતો ને વપરાતો હોય. આ પદ્ધતિની જડમાં જ જે દોષ રહેલો છે તે ઉદ્યોગોની ખાનગી માલિકીને ઠેકાણે રાજ્યની માલિકી કરવાથી દૂર થઈ જશે? બોરસોડી નામનો લેખક 'આ બેહૂદો સુધારો' (This Ugly Civilization) નામના પુસ્તકમાં કહે છે:

"ઉત્પત્તિ અને વહેંચણીનાં સાધનો પર જે ખાનગી માલિકી છે તે રદ કરીને ગરીબોનું શોષણ કાઢી નાંખવાથી જે મૂળનો રોગ છે તે નાબૂદ થતો નથી. મોટા કારખાનાના ન ભૂંસાય એવા જે ગુણ છે તે તો કાયમ રહેશે જ ને માણસોને પજવ્યાં જ કરશે. કારખાનાને રાજ્યની મિલકત કરવાથી, જે આદર્શ કાલ્પનિક સ્થિતિ લાવવા કેટલાક ગગનવિહારીઓ મથે છે એવી સ્થિતિ કદી આવવાની નથી. ખાનગી માલિકીની જગાએ રાજ્યની માલિકી કરવી એ ખરો ઇલાજ નથી, કેમકે મોટાં કારખાનાંની પદ્ધતિને લીધે મનુષ્ય-જાતિ પર જે દર્દ આવી પડ્યું છે તેના પર તો આ ફેરફારથી કશી અસર થતી જ નથી. કારખાનાં પર રાજ્યની માલિકી કરવી એ ખરો ઇલાજ નથી. કેમકે એમાં ઝડપથી કામ કરવાની રીતથી પીડાતાં મનુષ્યો માટે કશો છુટકારો નથી. કેમકે કામની ઝડપ વધાર્યે જવી એ કારખાનાંની સંસ્કૃતિનો સાર છે, ને કારખાનાંએ મનુષ્યજાતિ

પર નાંખેલું ખરું દર્દ એ જ છે........સમાજવાદમાં પણ, મૂડીવાદની પેઠે જ, ઝડપને ખાતર સુખસગવડનો ભોગ આપવો પડશે, કેમકે કારખાનાંમાં ઘણી ઝડપથી જથાબંધ માલ તૈયાર ન થાય તો એમાંથી લાભ ન મળે.''

આ પરથી એટલું તો જોઈ શકાય છે કે કારખાનાંને રાજ્યની મિલકત બનાવવાથી જ ઝાઝો અર્થ સરે એમ નથી. કારખાનાંની સંસ્કૃતિની જગાએ ગૃહઉદ્યોગોની સંસ્કૃતિ ન સ્થપાય તો, કેવળ કારખાનાંને રાજ્યની મિલકત બનાવવાથી તો આપણે ઓલામાંથી ચૂલામાં જઈને પડીશું. આ ટીકાકાર પૂછે છે, યંત્રયુગ પહેલાં ગરીબોનું શોષણ નહોતું થતું? થતું તો હતું, પણ ધનિક અને ગરીબ વચ્ચેનું અંતર તે વખતે આજના કરતાં વધારે હતું કે ઓછું હતું? આપણાં આર્થિક દુઃખોનો ઇલાજ સમાજવાદમાં કદાચ હોય, પણ મોટાં કારખાનાં સાથેના સમાજવાદના કજોડામાં તો નથી જ.

હવે છેલ્લા મુદ્દા પર આવીએ. 'હું મનુષ્યને એની મૂળ સ્થિતિએ લઈ જવા માગું છું,' એ શબ્દો મેં ગાંધીજીએ કહેલા તરીકે ઉતાર્યા તેમાં મારી ભાષા કંઈક અચોક્સ હતી એ હું કબૂલ કરું છું. ગાંધીજીના કહેવાનો આશય એટલો જ હતો કે મનુષ્ય મનુષ્ય મટતો જાય છે તેને બદલે એને સાચો મનુષ્ય બનાવવો, એ ગૃહઉદ્યોગોને સજીવન કરવાની પ્રવૃત્તિનું ધ્યેય છે. આ ટીકાકારે માની લીધું છે કે ગાંધીજી યંત્રમાત્રના વિરોધી છે. એના કરતાં મોટી ભૂલ બીજી હોઈ ન શકે. ગાંધીજી તો એમ ઇચ્છે છે કે યંત્ર મનુષ્યની હાજતો પૂરી પાડે, મનુષ્યની સેવા કરે, પણ માણસનું માલિક ન થઈ બેસે. મનુષ્ય પોતાના હાથમાંના યંત્રમાં એવો સુધારો અવશ્ય કરે

જેથી શ્રમ બચે ને વધારે પેદાશ થાય; પણ વરાળ વીજળીથી ચાલતાં યંત્રોએ મનુષ્યને જડ સંચા જેવો બનાવી મૂક્યો છે એવો એ ન થઈ જાય. આજની મોટાં કારખાનાંની સંસ્કૃતિએ યંત્રને માણસનું માલિક બનાવી મૂક્યું છે તેનું કારણ એ નથી કે એ સંસ્કૃતિની રચના ગરીબોના શોષણ પર થયેલી છે, પણ એનું કારણ કારખાનાના મૂળમાં જ રહેલો સ્વભાવગત દોષ છે. કારખાના પહેલાંના યુગમાં (એને યંત્ર પહેલાંનો યુગ નહિ કહું, કેમકે યંત્રો તો મનુષ્યની ઉત્પત્તિ થઈ ત્યારથી છે.) યંત્રવત્ જડ જીવન ગાળનારાં માણસો કદાચ હશે, પણ આજની કારખાનાની સંસ્કૃતિમાં જે જડ, યંત્રવત્, શુષ્ક, રસહીન જીવન, ને જે બેહૂદાઈ ને ગંદકી અનિવાર્ય છે તેના કરતાં એ પ્રાચીન યુગમાં એ બધી વસ્તુઓ કંઈક ઓછી જ હશે. અહીં હું હિંદુસ્તાનના સુવર્ણયુગની — ઉપનિષદ, રામાયણ અને મહાભારતના કાળની — વાત નથી કરતો. પણ જે ઐતિહાસિક યુગ વિષે આપણે વધારે જાણીએ છીએ તેની વાત કરું છું. વણકર કબીર, ખેડૂત તુકારામ, અંત્યજ ચોખામેળા, મોચી રૈદાસ, કુંભાર ગોરો ને સુતાર ધનો એ યંત્રવત્ જીવનનાં નહિ પણ દૈવી જીવનનાં દૃષ્ટાંતો હતાં.

'હરિજનબંધુ', ૬-૯-૧૯૩૬

૭

# વર્ધાની યોજનાનું વિવરણ

(લેખક: મહાદેવ હરિભાઈ દેસાઈ)

ડૉ. જૉન ડી બૅાઅર નામના એક અમેરિકન પાદરી દક્ષિણ ભારતની એક કૉલેજના પ્રિન્સિપાલ છે, ને ઘણાં વરસથી ગાંધીજીના પરિચયમાં આવેલા છે. હાલમાં તેઓ લાંબી રજા પર જવાના છે, એટલે જતા પહેલાં તેઓ વર્ધા આવ્યા હતા. એમણે વર્ધાની કેળવણીની યોજનાનો સૂક્ષ્મ અભ્યાસ કરેલો છે, એટલે એમણે શ્રી. આર્યનાયકમ અને કાકાસાહેબની સાથે એ વિષયની સારી પેઠે ચર્ચા કરી. થોડીક મિનિટ ગાંધીજીને પણ મળી લેવાની એમની તીવ્ર ઇચ્છા હતી. એમણે ગાંધીજીને કહ્યું, "મને આ યોજના બહુ જ ગમે છે કેમકે એના મૂળમાં અહિંસા રહેલી છે. માત્ર અભ્યાસક્રમમાં અહિંસાને બહુ ઓછું સ્થાન અપાયું છે એટલી જ મુશ્કેલી મને લાગે છે."

ગાંધીજી કહે: "તમને એ યોજના ગમી એનું કારણ તો બરાબર છે. પણ આખા અભ્યાસક્રમની સંકલના અહિંસાને કેંદ્રમાં રાખીને ન કરી શકાય. એ યોજના અહિંસક મગજમાંથી ઉદ્ભવી છે એટલું જાણવું બસ છે. પણ જેઓ એ યોજના સ્વીકારે તેમણે અહિંસાનો પણ સ્વીકાર કરવો જ જોઈએ એવું નથી. દાખલા તરીકે, આ સમિતિના સર્વ સભ્યો અહિંસાને જીવનનો સિદ્ધાંત માનતા નથી. જેમ અન્નાહારી માણસ અહિંસાવાદી હોવો જ જોઈએ એવું નથી — તે આરોગ્યને

કારણે પણ અન્નાહારી હોઈ શકે — તેમ આ યોજનાનો સ્વીકાર કરનારા બધા અહિંસાવાદી હોવા જ જોઈએ એવું નથી.”

ડૉ. ડી બોઅર: “હું કેટલાક એવા કેળવણીકારોને ઓળખું છું જેઓ આ યોજના અહિંસાની ફિલસૂફી પર રચાયેલી છે એટલા માટે જ એ નાપસંદ કરે છે.”

ગાંધીજી: “મને ખબર છે. એમ તો હું કેટલાક આગેવાનોને જાણું છું જેઓ ખાદીનો સ્વીકાર કરવાની એટલા જ માટે ના પાડે છે કે એ મારી જીવનની ફિલસૂફી પર રચાયેલી છે. પણ એને હું શી રીતે રોકી શકું? અહિંસા એ આ યોજનાનું હાર્દ છે જ, અને એ હું સહેજે બતાવી શકું, પણ હું જાણું છું કે હું એમ કરીશ તે પછી એને માટે બહુ ઓછો ઉત્સાહ લોકોમાં રહેશે. પણ જેઓ આ યોજના સ્વીકારે છે તેઓ એટલી હકીકતનો સ્વીકાર કરે છે કે કરોડો ભૂખ્યાં માણસોની ભૂમિમાં એમનાં બાળકોને બીજી કોઈ રીતે શિક્ષણ આપી જ ન શકાય, અને જો આ યોજના ચાલતી કરી શકાય તો એમાંથી નવી અર્થવ્યવસ્થાનો જન્મ થશે. એટલું મારે માટે બસ છે, જેમ મહાસભાવાદીઓ ભલે જીવનસિદ્ધાંત તરીકે નહીં પણ સ્વાતંત્ર્યપ્રાપ્તિના સાધન તરીકે અહિંસાનો સ્વીકાર કરે છે એટલું મારે માટે બસ છે. આખું હિંદુસ્તાન જો અહિંસાને ધર્મ તરીકે, જીવનસિદ્ધાંત તરીકે, સ્વીકારે તો તત્કાળ પ્રજાતંત્રની સ્થાપના કરી શકાય.”

ડૉ. બોઅર: “સમજ્યો. હજુ એક વસ્તુ મારી સમજમાં નથી ઊતરતી. હું સમાજવાદી છું, અને અહિંસાવાદી તરીકે મને આ યોજના બહુ જ ગમે છે ખરી, છતાં સમાજવાદી તરીકે મને લાગે છે કે આ યોજના હિંદુસ્તાનને જગતથી છૂટું

પાડી નાંખશે, જ્યારે આપણે તો આખા જગતની જોડે અનુસંધાન સાધવાનું છે. અને એ કામ સમાજવાદ જેવું કરે છે તેવું બીજી કોઈ ચીજ નથી કરતી.''

ગાંધીજી : “મને કશી મુશ્કેલી નથી નડતી. અમે આખા જગતથી વિખૂટા નથી પડી જવા માગતા. અમે સર્વ પ્રજાઓની સાથે સ્વેચ્છાએ લેવડદેવડ કરીશું, પણ આજે જે પરાણે લેવડદેવડ થાય છે તે તો જવી જ જોઈએ. અમે નથી કોઈને હાથે ચુસાવા માગતા, કે નથી કોઈને ચૂસવા માગતા. આ યોજના દ્વારા અમે સર્વ બાળકોને કંઈક ઉત્પાદન કરતાં બનાવવાની, ને એમ કરીને આખા રાષ્ટ્રની મુખમુદ્રા બદલવાની આશા સેવીએ છીએ, કેમકે એ વસ્તુ અમારા આખા સમાજજીવનની રગેરગમાં ઊતરી જશે. પણ એનો અર્થ એ નથી કે અમે આખા જગત જોડેનો સંબંધ તોડી નાખીશું. એવી પ્રજાઓ તો રહેશે કે જે પોતે અમુક માલ પેદા ન કરી શકે એટલા માટે બીજી પ્રજાઓની પાસેથી માલની લેવડદેવડ કરવા ઇચ્છશે. એવા માલ માટે તેઓ બીજી પ્રજાઓ પર જરૂર આધાર રાખશે, પણ એ માલ પૂરો પાડનાર પ્રજાઓએ એમને ચૂસવી ન ઘટે.''

“પણ તમને બીજા દેશો પાસેથી કશાની જરૂર જ ન પડે એટલું સાદું તમારું જીવન તમે બનાવી દો તો તમે એમનાથી અળગા પડી જ જવાના; જ્યારે હું તો ઇચ્છું કે તમે અમેરિકાને માટે પણ જવાબદાર બનો.''

“ચૂસવાનું ને ચુસાવાનું બંધ કરીને અમે અમેરિકા માટે જવાબદાર બની શકીએ, કેમકે અમે એ પ્રમાણે કરીએ તો અમેરિકા અમારા દૃષ્ટાંતનું અનુકરણ કરશે, અને પછી આપણી વચ્ચે છૂટથી લેવડદેવડ થવામાં મુશ્કેલી નહીં આવે.''

"પણ તમે તો જીવનને સાદું કરી નાંખવા ને મોટા ઉદ્યોગોને કાઢી નાંખવા માગો છો."

"મારા દેશને જરૂરની બધી ચીજો હું ત્રણ કરોડ માણસને બદલે ૩૦ હજારની મહેનત વડે પેદા કરી શકું તો મને વાંધો નથી; માત્ર પેલાં ત્રણ કરોડ આળસુ ને બેકાર ન બનવાં જોઈએ. કામના કલાક ઘટાડીને રોજના એક બે કલાક કામ કરવાનું રહે એટલી હદ સુધી યાંત્રિક ઉદ્યોગો દાખલ કરવાનો સમાજવાદીઓનો વિચાર છે એ હું જાણું છું, પણ મારે એ નથી જોઈતું."

"પણ એથી લોકોને ફુરસદ મળેને?"

"ફુરસદ શાને માટે? હોકી ખેલવા માટે?"

"એને જ માટે નહીં, પણ દાખલા તરીકે, સર્જનાત્મક હાથઉદ્યોગોને માટે."

"સર્જનાત્મક હાથઉદ્યોગોમાં રોકાવાનું તો હું એમને કહું છું. પણ તેઓ રોજના આઠ કલાક કામ કરીને હાથ વડે ચીજો પેદા કરશે."

"દરેક ઘરમાં રેડિયો હોય ને દરેક માણસ પાસે મોટર હોય એવી સમાજની સ્થિતિ તો તમે નથી જ ઇચ્છતા. એ પ્રેસિડેંટ હૂવરનું સૂત્ર હતું. એને તો ઘેરેઘેર એ રેડિયો ને એ મોટર જોઈતાં હતાં."

ગાંધીજી: "એટલી બધી મોટરો અમારી પાસે થઈ જાય તો ચાલવાની જગા જ ન રહે."

"ખરી વાત છે. અમારા દેશમાં દર વરસે મોટરના અકસ્માતોથી ચાળીસેક હજારનાં મોત નીપજે છે અને એથી ત્રણગણાં માણસો ઘવાઈને લૂલાં પાંગળાં બને છે."

"હિંદુસ્તાનનાં બધાં ગામડાંમાં રેડિયો થાય એવો દિવસ જોવા હું તો નથી જીવવાનો."

"પંડિત જવાહરલાલનો વિચાર તો એવો લાગે છે કે દેશમાં પુષ્કળ માલ પેદા થવો જોઈએ."

ગાંધીજી: "મને ખબર છે. પણ પુષ્કળ માલ એટલે શું? તમે અમેરિકામાં કરો છો એમ કરોડો ટન ઘઉંનો નાશ કરવાની શક્તિ તો નહીં ને?"

"હાસ્તો, એ મૂડીવાદનું બૂરું પરિણામ છે. હવે એ લોકો પાકનો નાશ નથી કરતા, પણ ઘઉંનો પાક ન કરે એટલા માટે એમને પૈસા આપવામાં આવે છે. ઈંડાંના ભાવ ગબડી ગયા હતા એટલે લોકો એકબીજાની સામે ઈંડાં ફેંકવાની રમત રમતા હતા."

"એવું અમારે નથી જોઈતું. પુષ્કળ માલ હોવો જોઈએ એનો અર્થ જો તમે એવો કરો કે દરેક માણસને પુષ્કળ અન્ન, પેય ને વસ્ત્ર મળવાં જોઈએ, મનને સુસજ્જ ને સુશિક્ષિત બનાવવાને માટે પૂરતી સાધનસામગ્રી મળવી જોઈએ, તો મને સંતોષ થાય. પણ પચે એના કરતાં વધારે ખોરાક પેટમાં નાખવો ને વાપરી શકાય એના કરતાં વધારે ચીજો ઘરમાં ખડકવી એ મને ન ગમે. પણ બીજી બાજુ મારે દુઃખ, દારિદ્ર, કંગાલિયત ને ગંદકી પણ હિંદુસ્તાનમાં નથી જોઈતાં."

"પણ પંડિત જવાહરલાલે તો એમની જીવનકથામાં કહ્યું છે કે તમે દરિદ્રનારાયણને પૂજો છો ને ગરીબાઈને જ ખાતર ગરીબ રહેવાની સ્તુતિ કરો છો."

"મને ખબર છે," ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું.

'હરિજનબંધુ', ૨૦,૨૭-૨-૧૯૩૮

## ૮

# સ્વદેશી ઉદ્યોગ અને વિદેશી

( લેખક : મહાદેવ હરિભાઈ દેસાઈ )

સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાને ખાતર પણ બ્રિટિશ માલની સામે જરા સરખો ભેદભાવ કરવાની, એટલે કે બ્રિટિશ માલના કરતાં સ્વદેશી માલને કંઈ વધારે સગવડો આપવાની સત્તા હિંદુસ્તાનને નહીં રહે, એ મતલબની જે કલમો નવા રાજ્યબંધારણમાં છે તેને વિષે કેટલાક વખતથી ભારે ચર્ચા ચાલી રહી છે એ સ્વાભાવિક છે. કેમકે નવા રાજ્યબંધારણમાં જે બૂરાં ને હિંદુસ્તાનને હાનિકારક એવાં તત્ત્વો છે ને જેને લીધે સમૂહતંત્ર અસ્વીકાર્ય બની ગયું છે તે તત્ત્વોમાંનું એક આ છે. અરવિન-ગાંધી કરારમાં 'હિંદુસ્તાનના હિતને ખાતર' એ શબ્દો દાખલ કરાવવાનો આગ્રહ ગાંધીજીએ રાખેલો તેમાં તેમનો આશય શો હતો એની સારી પેઠે ચોખવટ તે વખતે થઈ ગયેલી. હિંદીઓને વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવાનો હક આપનારી કલમ એ કરારમાં દાખલ કરવામાં આવેલી એ જ આ શબ્દોના વિવરણરૂપ હતી. વિદેશી કાપડમાં તો બ્રિટિશ કાપડ પણ આવી જાય. ત્યારે સર્વ વિદેશી કાપડના ત્યાગનો અર્થ બ્રિટિશ કાપડ બનાવનારાઓ સામે ભેદભાવ એવો થઈ શકે ખરો કે? લૉર્ડ અરવિનનું માનવું એવું નહોતું. એ જ વાત

જે બીજા હિંદી ઉદ્યોગોનો નાશ બ્રિટિશ ઉદ્યોગોને પગભર કરવાને સારુ કરવામાં આવ્યો તે બધાને લાગુ પડે છે. વસ્તુતઃ એક મિત્ર મને જણાવે છે કે લૉર્ડ અરવિને તો હિંદુસ્તાનને એ અધિકાર હોવાનો સિદ્ધાંત ૧૯૩૧માં સ્વીકાર્યો, પણ છેક ૧૯૧૬માં હિંદુસ્તાન સરકારના તે વખતના વેપાર ઉદ્યોગ ખાતાના સચિવ સર વિલિયમ કલાર્કે એનો ખુલ્લી રીતે સ્વીકાર કરેલો. હિંદી ઉદ્યોગોની તપાસ કરવા માટે કમિશન નીમવાના ઠરાવને ટેકો આપતાં એમણે કહેલું: "જે ઉદ્યોગોમાં મૂડી, અંકુશ અને વ્યવસ્થા હિંદીઓના હાથમાં હોય એવા ઉદ્યોગો ખીલવવા એ જ ખાસ ધ્યેય આપણા સૌના મનમાં છે." અને એમણે એમ પણ કહેલું કે "જે વિદેશી મિલોવાળા અત્યારે તમારી સાથે દૂર બેઠા હરીફાઈ કરે છે તે પોતાની પ્રવૃત્તિ હિંદુસ્તાનમાં લાવે, આ દેશમાં કારખાનાં કાઢે, અને તમારા દેશમાં આવીને તમારી સાથે હરીફાઈ કરે, એ મને બિલકુલ પસંદ નથી."

આ વસ્તુનો એક વાર છેવટનો ખુલાસો કરવાને, અને ગાંધીજી પાસેથી આ બાબત વિષેનો તેમનો અભિપ્રાય અને 'સ્વદેશી ઉદ્યોગ'ની વ્યાખ્યા મેળવવા માટે સિંધિયા સ્ટીમ નૅવિગેશન કંપનીના ત્રણ પ્રતિનિધિઓ થોડાક દિવસ પર ગાંધીજીને મળવા સેવાગ્રામ આવ્યા હતા. એમને જે અનેક વસ્તુની ચિંતા થતી હતી તેમાં આ પણ હતી:

૧. રાજ્યબંધારણમાંની ભેદભાવને લગતી કલમો. ગાંધીજીએ ૧૯૩૧માં 'યંગ ઇંડિયા'માં 'રાક્ષસ અને વામન' એ મથાળાવાળો લેખ લખેલો તેમાંથી આ મિત્રોએ નીચેનો ઉતારો વાંચી બતાવ્યો:

"હિંદીઓના 'સ્વાર્થ' અને અંગ્રેજો અથવા યુરોપિયનોના સ્વાર્થની વચ્ચે કશો ભેદભાવ ન કરવો જોઈએ એવી વાત કરવી એ હિંદુસ્તાનની ગુલામી યાવચ્ચંદ્રદિવાકરૌ ચલાવવાની વાત છે. રાક્ષસ અને વેંતિયાની વચ્ચે હકની સમાનતા એટલે શું? એ બે અસમાન જણની વચ્ચે સમાનતાનો વિચાર કરતા પહેલાં વેંતિયાને રાક્ષસ જેટલો ઊંચો બનાવવો જોઈએ....આ ક્રિયાને 'જાતીય ભેદભાવ' એ નામ આપવું એમાં એ શબ્દનો દુરુપયોગ છે. એવો કંઈ સવાલ છે જ નહીં. અંગ્રેજો જો તેમની ખાસ અધિકાર-વાળી સ્થિતિ છોડી દે અને આપણાં સુખદુઃખમાં ભાગ લે તો આપણા દેશમાં એકેએક અંગ્રેજ પુરુષ, સ્ત્રી અને બાળકને માટે જગા છે...જીવનના દરેક ક્ષેત્રમાં અંગ્રેજો રાજ્યકર્તા વર્ગના હોવાને લીધે અસાધારણ અધિકારો ભોગવે છે. અતિશયોક્તિના ભય વિના નિશ્ચયપૂર્વક એમ કહી શકાય કે તેઓ હિંદુસ્તાનના વેપાર-ઉદ્યોગના વિનાશ પર ફાલ્યાફૂલ્યા છે. લૅંકેશાયર આબાદ થાય એટલા માટે હિંદુસ્તાનના ગામઠી ઉદ્યોગોને પાયમાલ થવું પડ્યું. બ્રિટિશ વહાણવટું ખીલે એટલા માટે હિંદી વહાણવટાને નાશ પામવું પડ્યું."

ત્યારે શું સ્વતંત્ર ભારતવર્ષમાં હિંદી વહાણવટું સજીવન નહિ થાય ને આબાદીને શિખરે નહીં પહોંચે? એ આ સજ્જનોનો પહેલો પ્રશ્ન હતો.

૨. બીજો પ્રશ્ન આ હતો: હિંદી અથવા સ્વદેશી કંપની કોને કહેવાય? અત્યારે શુદ્ધ બ્રિટિશ કંપનીઓના નામમાં "(ઇંડિયા) લિમિટેડ" એ શબ્દો ઉમેરીને અજાણ ને ભોળી પ્રજાને ભરમાવવાનો રિવાજ પડી ગયો છે. લિવર બ્રધર્સ "(ઇંડિયા) લિમિટેડ"નાં કારખાનાં હવે આ દેશમાં નીકળ્યાં છે. તે સ્વદેશી સાબુ બનાવવાનો દાવો કરે છે, અને અત્યાર સુધીમાં એણે બંગાળનાં કેટલાંયે નાનાં મોટાં સ્વદેશી કારખાનાંને

પાયમાલ કરી નાંખ્યાં છે. તે પછી બીજી કંપની તે ઇંપિરિયલ કેમિકલ્સ "(ઇંડિયા) લિમિટેડ" છે. તેને સરકાર તરફથી અનેક જાતની છૂટો ને રાહતો મળેલી છે. એટલે હવે આપણા દેશમાં વિદેશી માલ ઝીકવાને બદલે વિદેશી ઉદ્યોગો ઝીકવામાં આવે છે!

૩. ત્રીજો પ્રશ્ન આ હતો: કેટલીક કંપનીઓ એવી છે જેમાં ડિરેક્ટરો હિંદી હોય છે, પણ મૅનેજિંગ એજંટ બ્રિટિશ હોઈ તેમના કહ્યા પ્રમાણે ડિરેક્ટરો ચાલે છે. કોઈ કંપનીમાં ઘણા ટકા મૂડી હિંદી હોય અને ડિરેક્ટરોમાં ઘણા હિંદી હોય, પણ મૅનેજિંગ ડિરેક્ટર વિદેશી હોય અથવા મૅનેજિંગ એજંટ કોઈ વિદેશી પેઢી હોય, તો એવી કંપનીને આપ સ્વદેશી કહો ખરા?

ગાંધીજીએ આ પ્રશ્નોનો ઠીકઠીક વિસ્તારથી જવાબ આપેલો, તેનો સાર અહીં એમના જ શબ્દોમાં આપું છું:

"(૧) આ મુદ્દા વિષે તમે મને ૧૯૩૧માં લખેલા મારા લેખની યાદ દેવડાવી એ સારું કર્યું છે. હું હજુ એ ને એ જ વિચારો ધરાવું છું, અને મને તો લવલેશ શંકા નથી કે જ્યાં હિંદુસ્તાનના હિતને ખાતર જરૂર પડશે ત્યાં સ્વતંત્ર ભારતવર્ષને વિદેશી સ્વાર્થોની સામે ભેદભાવ — એ શબ્દ વાપરવો જ હોય તો — કરવાનો હક ખસૂસ રહેશે.

"(૨) સ્વદેશી કંપનીની વ્યાખ્યા વિષે. જે કંપનીઓનાં અંકુશ, સંચાલન, અને મૅનેજિંગ ડિરેક્ટર અથવા મૅનેજિંગ એજંટ મારફતે ચાલતો વહીવટ હિંદીઓના હાથમાં હોય તેને જ સ્વદેશી કહી શકાય. હિંદુસ્તાનમાં મૂડી કે અમુક પ્રકારની કુશળતા ન મળી શકે એમ હોય અથવા તો આપણને એની

ગરજ હોય ત્યાં વિદેશી મૂડીનો ઉપયોગ કરવામાં કે કુશળ બુદ્ધિશાળી વિદેશીઓને કામ પર રાખવામાં હું જરાયે વાંધો ન જોઉં; પણ તે એ શરતે જ કે એવી મૂડી ને એવી કુશળતા કેવળ હિંદીઓનાં એકલાનાં જ અંકુશ, સંચાલન અને વહીવટ તળે રહે અને તેનો હિંદુસ્તાનના હિતને અર્થે ઉપયોગ થાય.

"પણ વિદેશી મૂડી કે કુશળતાનો ઉપયોગ કરવો એ એક વસ્તુ છે, અને વિદેશી ઉદ્યોગની કંપનીઓ આ દેશમાં ઊભી થાય એ છેક જ નિરાળી વસ્તુ છે. તમે જે કંપનીઓનાં નામ દીધાં છે તેમને કોઈ પણ અર્થમાં સ્વદેશી ન કહી શકાય. એ સાહસોને સાંખી રહેવા કરતાં હું તો એ પસંદ કરું કે આપણા એ ઉદ્યોગોની ખિલવણીમાં થોડાં વરસનો વિલંબ કરવો, જેથી એટલામાં રાષ્ટ્રીય મૂડી ને સાહસ વિકાસ પામે, અને એવા ઉદ્યોગો ભવિષ્યમાં હિંદીઓનાં પોતાનાં અંકુશ, સંચાલન અને વહીવટ તળે ખીલે ને પગભર થાય.

"(૩) આ મુદ્દાનો જવાબ બીજા મુદ્દાના મારા જવાબમાં આવી જાય છે."

હરિજનબંધુ, ૨૭–૩–૧૯૩૮

* * *

## કાર્યવાહક સમિતિનો ઠરાવ

[મહાસભાની કાર્યવાહક સમિતિએ ૧૯૩૮ના એપ્રિલમાં કલકત્તામાં મળેલી તેની બેઠકમાં પસાર કરેલો]

વિદેશી માલિકી અને વહીવટવાળા અને, ખરી સ્વદેશી કંપનીઓમાં ખપવાની આશાએ કે એ ઉદ્દેશથી, પોતાના નામની જોડે 'ઇંડિયા લિમિટેડ' કે એવા શબ્દો ઉમેરનારી કંપનીઓની સંખ્યા ઝપાટાભેર વધતી જાય છે એ જોઈને કાર્યવાહક સમિતિને બહુ

ચિંતા થાય છે. આવી કંપનીઓ સ્થાપવાની અસર એ થાય છે કે હિંદી ઉદ્યોગનાં વિકાસ અને વૃદ્ધિ માટે હિંદુસ્તાન સરકાર સ્વદેશી ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિ ચલાવતી આવી છે તેમાંથી હિંદુસ્તાનને જે કંઈ લાભ મળવાની આશા છે તે લાભ તેના હાથમાંથી ઝૂંટવી લેવાય છે.

મહાસભાએ નવા રાજ્યબંધારણનો — તેમાં રાજકીય સ્વાતંત્ર્યને નામે મીંડું છે એટલા માટે જ નહિ, પણ રાજ્યબંધારણના કાયદામાં જેને 'અંગ્રેજો સામેનો ભેદભાવ' કહેવામાં આવે છે તેને લગતી કલમો છે તેને માટે પણ — હમેશાં વિરોધ કર્યો છે. કાર્યવાહક સમિતિનો એવો અભિપ્રાય છે કે આ કલમો હિંદુસ્તાનને હિતકારક નથી, પણ આ દેશની કુદરતી સાધનસંપત્તિનું શોષણ કરવાનું કામ કેવળ પરદેશી પ્રજાઓના માણસોના જ હાથમાં રહે એવા ઇરાદાથી ને એ જ ધારણાથી રાખવામાં આવેલી છે. કાર્યવાહક સમિતિ નિશ્ચયપૂર્વક જાહેર કરે છે કે જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં હિંદુસ્તાનના હિતને ખાતર જરૂર પડશે ત્યાં હિંદુસ્તાનને વિદેશી સ્વાર્થોની સામે ભેદભાવ — એ શબ્દ વાપરવો જ હોય તો — કરવાનો હક ખસૂસ રહેશે.

હિંદુસ્તાનમાં મૂડી કે અમુક પ્રકારની કુશળતા ન મળી શકે એમ હોય અથવા તો હિંદુસ્તાનને તેની ગરજ હોય ત્યારે વિદેશી મૂડીનો ઉપયોગ કરવામાં કે કુશળ બુદ્ધિશાળી વિદેશીઓને કામ પર રાખવામાં કાર્યવાહક સમિતિને કશો વાંધો નથી; પણ તે એ જ શરતે કે એવી મૂડી ને એવી કુશળતા હિંદીઓનાં અંકુશ, સંચાલન અને વહીવટ તળે રહે, અને તેનો હિંદુસ્તાનના હિતને અર્થે ઉપયોગ થાય.

વળી કાર્યવાહક સમિતિનો એવો પણ અભિપ્રાય છે કે કોઈ પણ કંપનીનાં અંકુશ, સંચાલન અને વહીવટ હિંદીઓના હાથમાં ન હોય ત્યાં સુધી તેને સ્વદેશી ગણી શકાય નહિ ને ગણવામાં આવશે નહિ. હિંદુસ્તાનની કુદરતી સાધનસંપત્તિનું શોષણ કરનારી

વિદેશી ઔદ્યોગિક કંપનીઓ આ દેશમાં ટકી શકાય એ જ જો હિંદી ઉદ્યોગોના વિકાસનું પરિણામ આવી શકે એમ હોય તો કાર્યવાહક સમિતિ તો એ જ બહેતર માને છે કે એ વિકાસ આગળ વધવામાં ભલે વિલંબ થાય. તેથી કાર્યવાહક સમિતિ માને છે કે હિંદીઓનાં અંકુશ, સંચાલન અને વહીવટ નીચે ઉદ્યોગોને પગભર કરીને જ હિંદુસ્તાનની સાધનસંપત્તિનો વિકાસ સાધવો જોઈએ. એમ કરવું એ હિંદુસ્તાનના આર્થિક સ્વાતંત્ર્યને માટે અતિ આવશ્યક છે.

હરિજનબંધુ, ૧૦-૪-૧૯૩૮

૯

# ‘ અર્થશાસ્ત્રી ’

(લેખક: મહાદેવ હરિભાઈ દેસાઈ)

એક નવયુવક જેણે પોતાને અર્થશાસ્ત્રી અને માર્શલના અભ્યાસી તરીકે ઓળખાવ્યો તેણે જણાવ્યું કે પોતે સેવાગ્રામની યાત્રાએ આવ્યો હતો અને ગાંધીજીને મળવા માગતો હતો. બપોરના બાર વાગ્યાને થોડો જ વખત વીત્યો હતો. ગરમી ૧૧૫ ડિગ્રી જેટલી હશે. મેં તેને સમજાવ્યું કે ગાંધીજીએ બેમુદતનું મૌન લીધું હતું અને આ સમય તેમની વિશ્રાંતિનો હતો. વળી તે માત્ર ગાંધીજીનાં દર્શન જ ઇચ્છતો હોય તોપણ સાંજે જ તેવાં દર્શન કરવાં એ ઠીક હતું.

‘ તો પછી તમને હું થોડાક પ્રશ્નો પૂછું ? ’ આમ કહી લાગલા જ એણે પ્રશ્નો પૂછવા શરૂ પણ કરી દીધા.

‘ ગાંધીજી શા સારુ સંતતિનિયમનની વિરુદ્ધ છે ? સંતતિનિયમન એ તો કુદરતની ક્રિયાઓને સાવ બંધબેસતી વાત છે.’

મેં કહ્યું : ‘ પહેલી વાર જ હું આ નવી વાત તમારે મોઢેથી સાંભળું છું. મને તો એ આત્મનાશની ક્રિયાને જ સાવ બંધબેસતી લાગે છે.’

‘ એમ કેમ કહો છો ? કુદરતને અનુસરીને જીવવું એને વિષે તમે શું કહો છો ? પશુપ્રાણી સ્વતંત્રપણે જીવે છે અને કુદરતની હાજતોને અનુસરે છે.’

‘ તો પછી તમે પણ પશુપ્રાણીની માફક કાં નથી

રહેતા? પશુપ્રાણી કપડાં નથી પહેરતાં. ઘાસ ખાય છે. સ્વચ્છતા કે ગંદકીના ભેદ નથી સમજતાં. સારાનરસાનું પણ તેમને ભાન નથી હોતું. તમે એમનું અનુકરણ કાં નથી કરતા?'

'પણ ગાંધીજી તો કહે છે કે માણસે પ્રજોત્પાદન કરવું હોય ત્યારે જ માત્ર સમાગમ કરવો. અગાઉના સતજુગના કાળમાં એ સારું ગણાતું હશે, પણ આજે તો નહિ જ.'

'કેમ?'

'આપણી સંખ્યા અત્યારે જ વધુપડતી થઈ ગઈ છે, અને આપણે આપણી સંતતિ ઉપર અંકુશ મૂકવો જોઈએ.'

'તો પછી તમે કહો છો એ કેટલું બધું ઊંધું છે તે તમે નથી જોતા? આજે આપણી સંખ્યા વધી પડી છે. પ્રાચીન કાળે તેમ નહોતું. એટલે તે કાળના લોક ચાહે તેટલું પ્રજોત્પાદન કરત તોયે ચાલે તેમ હતું. અને છતાં તમે કહો છો તેમ તેઓ તો માત્ર પ્રજોત્પાદન પૂરતો જ સમાગમ કરતા અને એ રીતે આત્મસંયમ જાળવતા. એટલે કે આપણે આજે આપણા પૂર્વજોના કરતાં બૂરા છીએ. આજે આપણે આપણી સંખ્યા વધારી શકીએ એવી સ્થિતિમાં નથી અને છતાં આપણે તે વધાર્યે જઈએ છીએ! બલ્કે જે પશુપ્રાણીઓને અનુસરવાનું તમે કહો છો તે પશુ કરતાં પણ આપણે તો નપાવટ છીએ. કારણકે ઘણાંખરાં પશુ-પ્રાણીઓ તો પ્રજોત્પાદનની ઇચ્છા હોય તે સિવાય બીજે પ્રસંગે સમાગમ કરતાં નથી.'

'સમજ્યો. પણ વસ્તી વધી પડી છે એ બાબતમાં શું કહો છો?'

'કશું નહિ.'

'હિંદ ૪૦ કરોડની વસ્તીનું પોષણ ન કરી શકે એ વાત તમે કબૂલ નથી કરતા?'

'ના. હું તેમ માનતો નથી. આપણે બધાંનું પોષણ કરી શકીએ એટલું પેદા કરીએ છીએ. માત્ર વહેંચણી ખોટી થાય છે એ વાંધો છે. ઘટતી અર્થવ્યવસ્થા નીચે જો સમવિભાગ થતો હોય તો આપણી પાસે પડી છે તેટલી સાધનસામગ્રીથી આપણાં સૌનાં અન્નવસ્ત્ર પૂરાં કરી શકીએ.'

'તો પછી તમારી દૃષ્ટિએ અવધિ ક્યારે આવશે?'

'તમે અર્થશાસ્ત્રીઓ જાણો. હું એનો જવાબ ન આપી શકું. હું ઈશ્વરની જગા ન લઈ શકું.'

'પણ આપણાં સાધનો વધારવા સામે તમને શો વાંધો છે? અમેરિકાની પેઠે આપણે ત્યાં પણ માથાદીઠ મોટર કાં ન હોય?'

'તમને સંભળાવી દઉં કે અમેરિકામાં પણ હજુ માથાદીઠ મોટરની સ્થિતિએ એ લોકો પહોંચ્યા નથી. એમને ત્યાં કરોડથી વધુ મોટરો છે. એટલે કે જાડી ગણતરીએ સાત માણસ દીઠ એક મોટર થઈ. પણ એ રસ્તો નાશનો છે. યુરોપમાં આજે તમે આ નજરે જોઈ રહ્યા છો.'

'પણ આપણને પુષ્કળ ફુરસદ શા સારુ ન હોવી જોઈએ? ધારો કે આપણામાંના દરેકને એક જ કલાક કામ કરવું પડતું હોય. તો એ રીતે બચતી બધી શક્તિ સર્જનના કાર્યમાં ઉપયોગી ન થઈ પડે?'

'સર્જનને બદલે સર્વનાશને પહોંચવામાં મદદકર્તા થઈ પડે ખરી. નવરો બેઠો નખ્ખોદ વાળે અને નવરાના હાથ સેતાનનું ઓજાર એ કહેવતો તમે જાણતા હશો.'

હરિજનબંધુ, ૧૬–૬–૧૯૪૦

## ૧૦

# એક જ ઇલાજ

(લેખક : મહાદેવ હરિભાઈ દેસાઈ)

તાજેતરમાં વિદ્યાર્થીઓ જોડે થયેલા જે વાર્તાલાપ આ પત્રની કટારોમાં હું આપી ગયો તેમાં અનાયાસે ચર્ચેલા એક બે વિષયોની હું વધુ વિગતે ચર્ચા કરવા માગું છું. યુરોપની લડાઈએ આજે બધી જ વસ્તુઓને ભઠ્ઠીમાં ગાળવા મૂકી છે, અને આધુનિક અર્થશાસ્ત્રીઓના બધા અર્થસિદ્ધાંતોનો પણ એમાં સમાવેશ થાય છે એમ હું માનું છું. કહે છે કે દુનિયા હિંસા અને લડાઈથી કાયર થઈ ગઈ છે. પણ ૧૯૧૪-૧૮ના સંહાર પછી પણ એવી જ થાકી હારી હતી. છતાં વીસ વરસના ગાળા પછી આજે ત્યારના સંહાર-સર્વનાશથી ક્યાંયે ચડી જાય એવા ભીષણ મહાયુદ્ધમાં એ એવી ને એવી જ સપડાઈ પડી છે, ને તેને પરિણામે દ્વેષ અને ઝેરવેરની વૃત્તિઓ દુનિયામાં અગાઉ કરતાં પણ વધુ ઊંડાં મૂળ ઘાલશે. આનું કારણ ટૂંકમાં એ છે કે આપણે હિંસાના અંતને સારુ ઝંખીએ તો છીએ પણ એવા અંતનો અર્થ શું શું થવા જાય છે એ વિષે સાવ અજ્ઞાન હોઈએ છીએ. માર્ગમાં કેટલીયે દેખીતી મુશ્કેલીઓ છે. કેટલીયે બાબતો આપણા જીવનનું અંગ બની ગઈ છે, જેમ કે સંચા, યંત્રોદ્યોગ વગેરે. આ વસ્તુઓ કાળના અંત લગી આપણને ચોટીને રહેવી જોઈએ એમ માનીને જ આપણે ચાલીએ છીએ. આપણે કબૂલ કરીએ છીએ કે બેકારી એક

શાપ સમાન છે, પણ એનો ઇલાજ જ્યારે જ્યારે આપણે શોધવા બેસીએ છીએ ત્યારે ત્યારે મોટા યંત્રોદ્યોગને આપણે અટળ, અફર, સ્વીકૃત વસ્તુ તરીકે ગણી લઈને ચાલીએ છીએ. મૂડીવાદ શાપરૂપ છે, પણ એને દફનાવવા માગતા છતાં મોટા યંત્રોદ્યોગ આપણે રાખવા છે.

આ ઉદ્યોગીકરણનાં પરિણામોનો એક સરસ ચિતાર ફાધર લાલેમાંએ 'ન્યૂ રિવ્યુ'માં લખેલા 'સાંચાકામ' શીર્ષક લેખમાં આપ્યો છે. વાંચનાર યાદ રાખે કે એમણે માત્ર આર્થિક પરિણામોની જ ચર્ચા કરી છે. ચર્ચાને અંતે એમણે તારવેલાં અનુમાનોથી હું જુદાં અનુમાનો તારવું, પણ એમણે લીધેલી હકીકતો અને આંકડા જ આપણે અહીં સંક્ષેપમાં તપાસીશું. લેખકના કથન પ્રમાણે સાંચાકામનું પહેલું પરિણામ એ છે કે એણે માણસને કામમાંથી કાઢી બેકાર કર્યો છે.

"આજે ખોદકામ ઇંગરસોલ છાપના જે તીકમથી કરવામાં આવે છે તે ચારસો માણસનું કામ આપે છે. સને ૧૮૫૦માં એક તીકમથી એક માણસ વરસે દહાડે ૮૦૦ ટન ખનિજ ખોદતો. આજે વીજળિક શારડીથી એ સહેલાઈથી ૨૪,૦૦૦ ટન કાઢી શકે છે. ૧૮૫૦માં આપણે બળ ઉત્પન્ન કરનારા મથકમાં માણસદીઠ ૧૦૦ ઘોડાબળ પેદા કરી શકતા. આજે અમુક વીજળિક કારખાનાંમાં કામ કરતો દરેક કામદાર ૨૦,૦૦૦ ઘોડાબળ જેટલી શક્તિ ઉત્પન્ન કરે છે. ટૂંકમાં, માણસ કોડીને મૂલે સસ્તો થયો છે, અને એ પોતે વધુ ને વધુ સસ્તો થતો જાય છે એ દિશાએ એ કામ કરી રહ્યાં છે."

જેટલી 'પ્રગતિ' તે બધીનો અર્થ જ જાણે કે તેટલા પ્રમાણમાં મનુષ્યની કિંમતમાં ઘટાડો એવો થવા લાગ્યો છે.

"સને ૧૯૧૪માં એક મોટર તૈયાર કરવામાં ૧,૧૯૧ કલાક લાગતા. ૧૯૩૪ની સાલમાં ફક્ત ૯૩ કલાકમાં એક મોટર

તૈયાર થવા લાગી. ૧૯૩૨માં એક માણુસ રોજની ૪૫૩ ઈંટ બનાવી શકતો, પણ ૧૯૩૪માં એ રોજની ૧,૫૦૦ બનાવતો થઈ ગયો. ફ્રાન્સના એક સિગરેટના કારખાનામાં દર મિનિટે ૨,૫૦૦ સિગરેટ બનતી અને તેને સારુ ૧૯૩૨માં એને ૨૫૦ સ્ત્રી કામદારોને રોકવી પડતી. પણ ૧૯૩૫માં તેટલું જ કામ કરવા સારુ એને માત્ર બે જ બાઈઓ રોકવાની જરૂર રહી. ત્રણ વરસની અંદર સાંચાકામ પેદાશની શક્તિમાં એટલું આગળ વધ્યું કે એણે મનુષ્યશક્તિનું રોકાણ ઘટાડીને ૧૨૫મા ભાગનું કરી નાંખ્યું. એટલે કે એટલે અંશે એણે માણુસનો છેદ ઉડાડચો. યુરોપ અને અમેરિકા વચ્ચે ફરતી આગબોટમાં કોલસો પૂરવા પાછળ ૧૯૩૪ની સાલમાં ૨૫૦ મજૂરોને કુલ મળીને ૨,૦૦૦ કલાક લાગતા. એક વરસ બાદ ૧૯૩૫માં બે માણસો આઠ આઠ કલાક દીઠ કુલ્લે ૧૬ કલાકમાં એટલી જ શક્તિ આપનારું તેલ એ આગબોટમાં ભરી આપતા થઈ ગયા. માણસના શ્રમને ઘટાડીને લગભગ નહિ જેટલો કરી મૂકવામાં સાંચાકામ અને શાસ્ત્રીય શોધખોળની પ્રગતિના બાર માસ બસ થઈ પડ્યા."

ઉપર આપેલા આંકડા કોલસાને લગતા છે. બીજી જાતનાં કામોમાં તો એથીયે વધુ પ્રમાણમાં મનુષ્યશ્રમની જરૂરિયાત ઘટી હશે. પણ મનુષ્યશ્રમના આવા ઘટાડાને પ્રતાપે માણસનાં ઘરોમાં દૂધઘીની છોળો ઊડવાને બદલે, અગર તો માણસના સુખમાં કે તેની શક્તિમાં પણ કશો વધારો થવાને બદલે ઘણાખરા તો એથી પાયમાલ જ થયા. ઘણાખરા પુરુષોની મહેનતમજૂરી મુખ્યત્વે કરીને તેમના અંગબળની હોય છે અને સાંચાકામે એમને ટોળાબંધ બેકાર કરી મૂક્યા છે. કારીગરકામોને પણ ફટકો પડ્યો છે. "રોજે-રોજ ખીલીફાલી રહેલા સાંચાકામને પ્રતાપે કારીગર મજૂરોની જરૂર પણ ઉત્તરોત્તર ઘટતી જાય છે. એક જ મજૂર

આજે ૨,૦૦૦ વોલ્ટના બળવાળા વીજળિક પ્રવાહ ચલાવે તેટલી જ સહેલાઈથી ૨૦,૦૦૦ વોલ્ટના બળવાળો વીજળિક પ્રવાહ કાબૂમાં રાખીને કામ ચલાવી શકે છે."

વધતા જતા સાંચાકામથી નીપજતી બેકારી માત્ર તાત્કાળિક હોય છે, કારણકે ચીજોની વધુ વિશાળ પેદાશ સાથે જ કામનાં પણ નવાં નવાં ક્ષેત્રો ખુલ્લાં થાય છે, એમ માનવું નરી ભ્રમણા છે. ફાધર લાલેમાં કહે છે:

"હકીકતો અને ખરી વસ્તુસ્થિતિ ફરીફરીને એ સુખદ કલ્પનાને ખોટી પાડે છે. આબાદીના છેલ્લા અરસા દરમ્યાન એવી આબાદીની વચ્ચોવચ બેકારી ધીમેધીમે પણ ચોક્કસપણે વધ્યે જ જતી હતી. છેક ૧૯૨૦ની સાલમાં એટલે દુનિયાભરની આર્થિક મંદીના કાળથી થોડાં વર્ષો પહેલાં જ એ તીવ્ર થઈ પડેલી. યુનાઇટેડ સ્ટેટ્સ કંઈ મુફલિસ દેશ નથી, અને એની સરકારે બેકારી અટકાવવા પાર વિનાના ઇલાજો કર્યા છે, છતાં તે વધતી જ ગઈ...... એમ. પી. ભેરોડના કથન મુજબ અમેરિકામાં ત્રણ કરોડ માણસો એવા છે જેમની પાસે નરી અંગમહેનત સિવાય બીજું કશું જીવવાનું સાધન નથી. આજ સુધી આ ત્રણ કરોડ માણસો અંગમહેનતથી રોજી મેળવીને પોતાને આશ્રયે જીવનારાં બીજાં ૧૦ કરોડ લોકોને નભાવતા. આજે વિવિધ પ્રકારનાં સાંચાકામોએ અને ટચૂકડાં યંત્રોએ તેમને ખસેડી મૂક્યા છે. એમનાં આશ્રિતોને હવે કોણ ખવડાવે? આ વિકટ સમસ્યા છે, અને પ્રગતિનું માપ જેમ વધતું જશે તેમ તે વધુ ને વધુ ભીષણ સ્વરૂપ લેશે. યંત્ર માણસના શ્રમનું ક્ષેત્ર વધુ ને વધુ પ્રમાણમાં દબાવ્યે જશે, કારણકે હરીફાઈવાળા ધંધા-રોજગારમાં સસ્તું બળ એ આવશ્યક વસ્તુ છે."

કામના કલાકો ઘટાડવાથી અને કામદારોને વધુ નવરાશ મેળવી આપવાથી વળી નવી સમસ્યા ઊભી થાય છે. "તેનો ઉકેલ માત્ર અતિ ખરચાળ રીતે જ આણી શકાય."

આ પછી પ્રો. લાસ્કેમાં યંત્રનાં બીજાં પરિણામો વર્ણવે છે. યંત્રોથી ઉત્પત્તિ બેસુમાર વધી પડી છે :

"છેલ્લા બે સૈકાઓ દરમ્યાન ઉત્પાદનશક્તિ ૧/૮ અશ્વબળથી વધીને ૮ અશ્વબળ જેટલી વધી ગઈ, તેથી દુનિયાના પાકમાંથી માણસ-દીઠ મળતી શક્તિ ૨,૦૦૦ કેલરીથી વધીને ૧,૬૦,૦૦૦ કેલરી જેટલી થઈ ગઈ છે. આનો અર્થ એ નથી કે દરેક જણની પાસે આટલી શક્તિ આવી છે. પણ એ આખી દુનિયાની કુલ શક્તિનું ૧૯૩૩ સાલનું પ્રમાણ બતાવે છે. દુનિયાની વસ્તી ચાહે તેટલી વધી હોય તોપણ કેલરીને હિસાબે માણસની શક્તિ ૮૦ ગણી વધી છે. મુસીબત એ છે કે ખોરાકના એ બધા વિશાળ જથ્થાનો લાભ સૌ કોઈને મળી શકતો નથી. પરિણામે તેની કિંમત ઘટી અને તેની સાથે સાથે ઉત્પત્તિ પણ ઘટી, તેથી મજૂરી પણ ઘટી અને શ્રમજીવી આમવર્ગની ખરીદશક્તિ પણ ઘટી. સરવાળે ખોરાકની ચીજોની માગ પણ ઘટી છે."

મોટા વેપારીઓ આંકડાને સાતમે આસમાન ચડાવનારા હોય છે, અને તેમનાં સરવાયાંનું સમતોલન ભયમાં આવી પડવા જેવું લાગે કે તરત જ વધારાના જથ્થાનો નાશ કરીને ઘટાડા કરી ભાવો ટકાવી રાખે છે અને ચોમેર ભૂખમરો પેદા કરે છે. "૧૯૩૪માં આ રીત તેમને મહા લાભદાયી નીવડી. તેમણે ૮,૮૬,૦૦૦ વેગન ઘઉં, ૧,૪૪,૦૦૦ વેગન ચોખા, ૩૨,૦૦૦ ગૂણ કૉફી, ૧,૨૦,૦૦,૦૦૦ ટન ખાંડ, ૬૦ લાખ ડુક્કર અને ૮ લાખ ઢોરનો હાથે કરીને નાશ કર્યો. કેટલાક દાખલાઓમાં તો તેઓ એથીયે આગળ ગયા. તેઓ માત્ર દ્રાક્ષના માંડવાનો જ નાશ કરીને ન અટક્યા, પણ દ્રાક્ષના વેલાઓને તેમણે મૂળમાંથી જ ઉખેડી કાઢ્યા. કેટલુંયે ઉકરડામાં નાંખ્યું. કેટલુંયે ભઠ્ઠામાં બાળી મૂક્યું. મરજીમાં

આવ્યું તેનો નાશ કર્યો. અને આ બધું ટાઢે કાળજે કરવા ખાતર તેઓ એટલી વાત નિરાંતે ભૂલી ગયા કે આખા જિલ્લાના જિલ્લા તે જ વેળાએ બીજી બાજુએ ભૂખે મરી રહ્યા હતા, અને ૩૦ લાખ બેકારો તેમની ઉપર નભનારાં બીજાં ૭ કરોડ આશ્રિતોની સાથે તેમના તરફ મોઢું વકાસીને બેસી રહ્યાં હતાં. આમ પેદાશ વધી પડયાની દલીલ સાચી નથી. પણ દેખાતી વધુપડતી પેદાશ તે વધુપડતી પેદાશ નહિ, પણ માત્ર દોષભરી વહેંચણી જ છે."

પછી ફાધર લાસ્રેમાં હજુયે યંત્રની એક વધુ બાજુ ચર્ચે છે. જેની જોડે આપણને સંબંધ નથી એ બાજુ તે ધનનો વધુપડતો ભરાવો અને પરિણામે મૂડીનો આત્મઘાત. આખી દલીલ પાછળ રહેલી કરુણ બીના તો એ છે કે લેખકના આંકડા અને હકીકતો માણસને એવા જ નિર્ણય ઉપર લાવી મૂકે છે કે યંત્રવાદ માણસનો નાશ કરશે. પણ લેખક અહીં જુદા જ નિર્ણય પર આવેલા છે. તે કહે છે: "યંત્ર આપણને કદી જોઈએ તેટલા પ્રમાણમાં મળનાર નથી. જ્યાં સુધી પ્રજામાંના દરેક જણને રોજ પેટ ભરીને બધી વેળા ખાવાનું નથી, ઘરનું ઘર નથી, મોટર નથી, રેડિયો નથી, ટેલીવિઝન (દૂરદર્શક) સેટ નથી, રજા તહેવારના દિવસો નથી ને બુઢાપાનું પેન્શન નથી, ત્યાં સુધી પેદાશની વાજબી વહેંચણી થઈ ન ગણાય. અમુકને અજીરણ થાય એટલાં પકવાન ઠાંસવા મળ્યાં કરે ને બીજાને રોટલો પણ પેટ ભરીને ન મળે એવી સ્થિતિ ચાલુ રહે ત્યાં સુધી વહેંચણી બરાબર થઈ ન જ કહેવાય." આજની સ્થિતિ સાવ અજુગતી નથી શું? આપણે જોઈએ છીએ કે યંત્રની પ્રગતિએ દરેક માણસને

પેટપૂર ખાવા, રહેવા, ફરવાહરવાનું સાધન મેળવી નથી આપ્યું. ઊલટું એણે તો એક માણસને છાકમછોળ — સંખ્યાબંધ મહેલાતો, મોટરગાડીઓ વગેરે — નો માલિક બનાવ્યો છે ને બીજી બાજુ હજારોને આવી કશી જ સામગ્રી વિનાના રાખ્યા છે. આધુનિક અર્થશાસ્ત્રીઓની 'વાજબી વહેંચણી' આનો ઇલાજ કરી શકશે શું? અને જ્યાં સુધી એક માણસને બીજાની મહેનત ઉપર જીવતો તમે ન અટકાવો ત્યાં સુધી એવી વાજબી વહેંચણી થઈ જ શી રીતે શકવાની? તમે ગમે તેટલી વાજબી વહેંચણી કરવા જાઓ અને વિરાટયંત્રનું ઝેર નિચોવી કાઢવા મથો, છતાં મનુષ્યની મહેનતને બાજુએ કાઢીને તેની જગા લેવાનો તેનો સ્વભાવગત ગુણ તમે કઈ રીતે મટાડી શકવાના? અમેરિકામાં ત્રણ કરોડ લોક અંગમજૂરી પર જીવનારા છે અને ૧૦ કરોડ તેમની કમાણી પર જીવનારા છે, તો હિંદમાં તેથી પાંચગણા લોક અંગમજૂરી કરીને જીવનારા અને તેટલા જ વધુ પ્રમાણમાં તેમને આશરે જીવનાર બીજા મોજૂદ છે. ગમે તેવી વાજબી વહેંચણીની યોજના આ બેકારી અને ભૂખમરાને મટાડી શકે તેમ નથી.

ફાધર લાસેમાં આ વાજબી વહેંચણીને વધુ વર્ણવી બતાવે છે:

"માલ, સામગ્રી તથા સેવાની વહેંચણીને સારુ માનવીના સાચા દૃષ્ટિબિન્દુથી વિચારાયેલી પદ્ધતિ સ્વીકારાવી જોઈએ. એમાં માણસની ઉપયોગિતાનો જ વિચાર હોય અને માણસાઈને લગતી દરેક બાબત પ્રત્યે આદર અને માનની નજરથી જોવાનું જોઈએ. માણસના આવા મૂલ્યાંકન ઉપર આપણી આર્થિક રચના થયેલી હોય તો તમામ માણસોને કામ મળે, તેમની મહેનતનું મહેનતાણું પણ તેમની ઉપયોગિતા અને ફરજોના પ્રમાણમાં મળે અને વગર

મહેનતાણાંનાં તમામ કામોને પહોંચી વળાય એટલી નવરાશ એને રહે એવી પણ જોગવાઈ થાય.”

પણ ‘સાચું માનવ દૃષ્ટિબિંદુ’ એ જ છે કે એક માણસ પોતાનું કામ બીજા પાસેથી ન લે, ને બીજા પાસે પોતાની ગુલામી ન કરાવે. પોતાના લાભ ખાતર બીજાને ચૂસે નિચોવે નહિ. પોતે સુખચેનથી કરી શકે તેવા કામના બદલામાં માન સાથેના ભરણપોષણની બાંહેધરી આપનાર હાથઉદ્યોગોના પાયા ઉપર રચાયેલી સમાજરચના સિવાય બીજી રીતે આમ થવું અસંભવિત છે. આજનાં અનિષ્ટો ઉપર આબાદ આંગળી મૂકનાર એડવર્ડ કારપેન્ટરે કહ્યું છે કે “બીજાની મહેનત પર જીવવાની પદ્ધતિને બધે સદંતર છોડયા વિના કામ નહિ સરે. नान्यः पन्थाः — બીજો રસ્તો જ નથી. વ્યક્તિઓ વચ્ચે શું કે પ્રજાઓ વચ્ચે શું, દુનિયાના આરંભથી માંડીને આ જ બધી લડાઈઓનું મૂળ રહ્યું છે.”

ઉત્પાદનનાં સાધનો રાજ્ય પોતાના હાથમાં લેશે એટલાથી જ આ અનિષ્ટ નહિ ટળે. મોટમોટાં સાહસો ઝોકાવનાર વિરાટ યંત્રપથારા જ્યાં સુધી બંધ નહિ થાય ત્યાં સુધી માણસને હાથે માણસની અને એક પ્રજાને હાથે બીજી પ્રજાની ચાલતી ચૂસ બંધ થશે નહિ. અને જ્યાં સુધી વિરાટ યંત્ર-પથારા બંધ નહિ પડે ત્યાં સુધી માણસના ઘટેલા ભાવ અને યંત્ર પ્રત્યેની તેની ગુલામીનો અંત થવાનો નથી. આજની આર્થિક રચનાએ વધુપડતી વસ્તીની સમસ્યાને આંખે ચડાવી છે તે એટલા સારુ નહિ કે વસ્તી સાચે જ વધી પડી છે, પણ એટલા સારુ કે નવરા શ્રીમંતોની વસ્તી વધી પડી છે. સામ્યવાદી ને સમાજવાદી રચના નવરા શ્રીમંતોને કાઢી

નાંખશે. પણ તેઓ સુધ્ધાં વિશાળ યંત્રોદ્યોગના હિમાયતી રહ્યા, તેથી તેઓ બેઠાખાઉને ખતમ નહિ કરી શકે. કારણ વિરાટ યંત્રપથારાની માલકીની પાછળ બેઠાખાઉ રહેવાના જ. પછી તેની માલકી રાજ્યની હો કે વ્યક્તિની. અને એ યંત્રપથારા જ તમામ હિંસા અને લડાઈઓનું મૂળ છે. તેથી આવા બેઠાખાઉઓનો શાપ ન ટળે ત્યાં સુધી નથી હિંસા કે યુદ્ધનો અંત આવવાનો કે નથી પ્રજાઓના ઝખમ રુઝાવાના. અને તમામ પ્રજાકીય તેમ જ વ્યક્તિગત કામકાજમાં સત્ય અને અહિંસા પ્રતિબિંબિત નહિ થાય — અને હાથકળાની સંસ્કૃતિમાં જ આ શકય છે — ત્યાં સુધી બેઠાખાઉપણું અટકશે નહિ. ફરી એક વાર એડવર્ડ કારપેન્ટરનાં વચન ટાંકીએ:

"સત્ય અને જીવનની સાદાઈ નરી મનની ધૂન નથી. તાત્ત્વિક કે ખાનગી બાબત કરતાં એ કંઈક વધુ છે. એ મુદ્દાની બાબતો છે ને પ્રજાકીય કલ્યાણના મૂળમાં રહેલી છે. એના સ્વીકાર કે અસ્વીકારમાંથી જાહેર જીવનનું પોત દીસી આવે છે.

પોતાની મહેનત પર જીવવું એટલે દુનિયા જોડે સંપીને રહેવું. પારકાની મહેનત પર જીવવું એટલે ઘરઆંગણે જૂહાણાની જિંદગી જીવવા બરોબર જ નહિ, બલ્કે તમારી આસપાસનાંઓના ઉપર આક્રમણ કરવા બરોબર અને પ્રતિકાર તથા દુશ્મનાવટને નોતર્યા બરોબર છે. અને આવો જીવનસિદ્ધાંત જ્યારે આખી પ્રજા સ્વીકારે ત્યારે તેમનામાં આપસના ઝઘડા ઊભા થશે, એટલું જ નહિ પણ એ બાહ્ય શત્રુઓને પણ એની સરહદો પર ખસૂસ ઊભા કરશે જેઓ તેના નાશની પેરવીઓ કર્યા કરશે."

બીજા શબ્દોમાં કહીએ તો, જે દેશ રાજદ્વારી તેમ જ આર્થિક બાબતોમાં અહિંસા ઉપર સંગઠિત છે તેને આપસના કજિયા કે બાહ્ય શત્રુનો ભય હશે નહિ.

હરિજનબંધુ, ૭–૭–૧૯૪૦

## ૧૧

# એક અમેરિકન સાથે વાતચીત

(લેખક: પ્યારેલાલ)

થોડા દિવસ પર એક જુવાન મિત્ર બીજા એક ભાઈની સાથે વાત કરતાં કહેવા લાગ્યા, 'ગ્રામઉદ્યોગો ને હસ્તકૌશલને સજીવન કરવાની વાત ઠીક છે. આપણાં ગામડાંના લોકોમાં કળા દાખલ થવાની બહુ જ જરૂર છે તે એનાથી આવશે. પણ આપણા આ વિશાળ ને હજુ વધતા જતા વિશ્વમાં મોટા પાયા પર ચાલતા ઉદ્યોગો વિના ચાલી શકે એ વિષે મને બહુ જ શંકા છે. ના રે ભાઈ, હું તો માનું છું કે મોટા પાયા પર માલ પેદા થાય ને એના પર જનસમૂહનો અંકુશ રહે એમાં જ કરોડો મહેનતમજૂરી કરનાર લોકોનો આરો છે. એને બદલે ગાંધીજી શું બતાવી શકે છે?'

આ પ્રશ્ન સાંભળી મને ત્રણ વરસ પર લંડનમાં બીજી ગોળમેજી પરિષદ વખતે ગાંધીજીને એક અમેરિકન પત્રકાર સાથે થયેલી વાતચીત યાદ આવી. ગાંધીજીએ એ વખતે કહેલા શબ્દો વાપરીને મેં કહ્યું, 'જનસમૂહનો ઉદ્યોગ.'

એ અમેરિકન પત્રકાર ગાંધીજીને મળ્યા તે અગાઉ વરસેક પહેલાં તે અમેરિકામાં મિ. ફોર્ડને મળેલા, અને તેમની સાથે વાત કરતાં કહેલું કે 'આજની યુરોપની સ્થિતિ જોતાં મોટા પાયા પરના ઉદ્યોગો નભી શકે એમ લાગતું નથી.'

મિ. ફોર્ડે જવાબ આપેલો કે 'એ સ્થિતિ થોડા વખતમાં દૂર થઈ જશે અને સોંઘી ચીજોની માગ જલદી પેદા થશે. એ તો લોકોની રહેણી વધારે ઊંચી કરવાનો ને હાજતો વધારવાનો જ સવાલ છે.'

આ વાત સંભળાવીને પેલા પત્રકારે પૂછયું, 'ગાંધીજી, આપને લાગે છે કે બહુ મોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવાથી લોકોની રહેણીનું ધોરણ ઊંચું ચડશે?'

ગાંધીજીએ કહ્યું, 'હું એ જરાયે નથી માનતો. મિ. ફોર્ડની દલીલમાં એક મોટો દોષ રહેલો છે. માલ મોટા પ્રમાણમાં પેદા થાય તેટલા જ મોટા પ્રમાણમાં તેની વહેંચણી ન થાય તો દુનિયા પર મહા ભયાનક આપત્તિ જ આવી પડે. મિ. ફોર્ડની મોટરોનો જ દાખલો લો. વહેલામોડા ક્યારેક તો એવો વખત આવશે જ કે જ્યારે તેમનાથી વધારે મોટરો બનાવી શકાશે જ નહિ, કેમકે જેટલી મોટરો ખપી શકે એવી હશે તેટલી બધી બની ચૂકી હશે. એ વખતે તેઓ શું કરશે? મોટા પ્રમાણમાં ઉત્પત્તિ કરવામાં આવે છે તેમાં માલ વાપરનાર ઘરાકની ખરી જરૂરિયાતનો તો વિચાર જ કરવામાં આવતો નથી. જો મોટા પ્રમાણની ઉત્પત્તિ એ વસ્તુતાએ સારી હોય તો એનો અમર્યાદ વિકાસ થઈ શકે એવી સ્થિતિ હોવી જોઈએ. પણ એટલું તો નિર્વિવાદપણે બતાવી શકાય એમ છે કે મોટા પ્રમાણની ઉત્પત્તિનું રૂપ જ એવું છે કે એણે ક્યાંક તો અટકવું જ પડે. જો બધા જ દેશો મોટા પ્રમાણમાં માલ પેદા કરવા માંડે તો એ માલ ખપવા માટે દુનિયામાં પૂરાં બજાર પણ ન મળે. ત્યારે તો એ ઉત્પત્તિએ અટકવું જ રહ્યું ને?'

પેલા સજ્જને પૂછ્યું, 'આપને લાગે છે કે પશ્ચિમના દેશોમાં ઉત્પત્તિની આ હદ આવી ગઈ છે? મિ. ફોર્ડ કહે છે કે સારી ને ટકાઉ ચીજો તો દુનિયામાં અમુક પ્રમાણમાં જ બનવાની; અને દુનિયાની જરૂરિયાતોમાં તો સતત વધારો જ થતો જાય છે. એટલે બજારમાં એકાદ વસ્તુનો ભરાવો થઈ જાય, પણ બધી જ ચીજોનો ભરાવો તો કદી થવાનો નથી.'

ગાંધીજીએ કહ્યું, 'હું ઝાઝી દલીલમાં ઊતર્યા વિના મારી જે દૃઢ માન્યતા છે તે તમને જણાવી દઉં કે જગતમાં જે ઉત્પાતો થઈ રહ્યા છે તેનું કારણ આ મોટા પ્રમાણમાં માલ બનાવવાની ઘેલછા જ છે. ક્ષણભર માની લો કે મનુષ્યની જેટલી હાજતો છે તે બધી યંત્રો વાટે પૂરી પડે છે. છતાં યંત્રોથી થતી પેદાશ તો અમુક પ્રદેશોમાં જ થઈ શકે; અને તેથી તમારે એ માલની વહેંચણી માટે અટપટો રસ્તો લેવો જ પડે. પણ જો માલ જે જગાએ જોઈએ ત્યાં જ પેદા થાય ને ત્યાં જ વહેંચાય તો દગાને માટે ઓછો અવકાશ રહે, અને સટ્ટો તો કોઈ કરી જ ન શકે.'

પેલા મિત્રે કહ્યું, 'મિ. ફોર્ડની યોજના તો ઉદ્યોગને અનેક ક્ષેત્રમાં વહેંચી નાંખવાની છે. કોલસા ને વરાળ વાપરવાને બદલે તાર વાટે વીજળી દેશને ખૂણે ખૂણે પહોંચાડી હોય તો હજારો નાનાં ગામડાંમાં નાનકડાં સુંદર, સુઘડ કારખાનાં ચાલે ને ધુમાડો પણ ન થવા પામે. ધારો કે આ યોજના પાર પડે તો આપને વાંધો રહે ખરો?'

ગાંધીજી: 'મારો વાંધો એથી ટળે નહિ. કેમકે તમે અગણિત ગામડાંમાં માલ પેદા કરો ખરા, પણ વીજળી તો એક જ જગાએથી આવવાની. અને એ અંતે આપત્તિરૂપ

નીવડે એમ હું માનું છું. એ રીતે એક જ મનુષ્યના હાથમાં એટલી બધી શક્તિ ભેગી થઈ જાય કે એની કલ્પના કરતાં હું કાંપું છું. એવી એકહથ્થુ શક્તિનું પરિણામ એ આવે કે મારે પ્રકાશ, પાણી અને હવા માટે પણ એ શક્તિ પર આધાર રાખવો પડે. મને એ દશા ભયાનક લાગે છે.'

પેલા મિત્રને આ દલીલ સાંભળી વિસ્મય થયું. તેમણે કહ્યું, 'ગાંધીજી, આપ આ વખતે લંડન આવ્યા છો એ સુયોગ છે. કેમકે રાજદ્વારી પ્રશ્નો બાજુએ રાખીએ તોપણ આ વખત મને એવો જણાય છે કે જ્યારે યંત્રો વિષે, અને ખાસ કરીને જર્મની અને અમેરિકામાં જે જંગી કારખાનાં અમે ઊભાં કર્યાં છે તેને વિષે પશ્ચિમના લોકોનો ભ્રમ ભાંગ્યો છે, તેમની આંખ ઊઘડી છે; એની ઉપયોગિતા વિષે લોકો કંઈક ગાભરા ને શંકાશીલ બન્યા છે; અને મનમાં પૂછે છે કે આપણે હદ બહાર તો નથી જતા રહ્યા? યંત્રોના આ હદ પારના વધારાથી જે ગૂંચવાડો ઊભો થયો છે તેમાંથી છૂટવાને યુરોપ અમેરિકાએ શું કરવું જોઈએ એનો આપને કંઈ ખ્યાલ છે ખરો?'

ગાંધીજી: 'તમે જુઓ છો કે આ રાષ્ટ્રો જગતમાં નબળાં કહેવાતાં કે સંગઠન વિનાનાં રાષ્ટ્રોને ચૂસી શકે છે. એ પ્રજાઓને આ વાતની ખબર પડશે ને તેઓ નક્કી કરશે કે હવે આપણે ચુસાવું નથી, તો તેઓ પોતે જેટલું પેદા કરી શકશે એટલું જ વાપરીને સંતોષ માનશે. ત્યારે માણસની જે મુખ્ય હાજતોને વિષે જે મોટા પ્રમાણમાં માલ પેદા થાય છે તે બંધ થઈ જશે.'

'પણ એ પ્રજાઓની હાજતો પણ જેમ જેમ વધતી જશે તેમ તેમ તેમને પણ વધારે માલની જરૂર તો પડશે જ ને?'

'તે તેઓ જાતે પેદા કરી લેશે. અને એમ બનશે ત્યારે પશ્ચિમમાં માલ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થતો બંધ થઈ જશે.'

'સ્થાનિક ખપ પૂરતો જ માલ પેદા થવા લાગશે એમ આપ કહેવા માગો છો?'

'જે જગાએ માલ પેદા થાય ત્યાં જ વપરાય એવી સ્થિતિ આવશે ત્યારે ઉત્પત્તિનો વેગ અમર્યાદપણે અને ગમે તે ભોગે વધારવાની લાલચ નહિ રહે. આજની આપણી આર્થિક વ્યવસ્થાને લીધે જે પાર વિનાની મુસીબતો ને ગૂંચવાડા ઊભાં થાય છે તે પણ પછી તો ટળી જશે. એક જ દાખલો લો. ઇંગ્લંડ આજે દુનિયાને કાપડ પૂરું પાડે છે. તેથી એ બજાર કાયમ રાખવા માટે તેને અનેક દેશોને તાબે રાખવા પડે છે. પણ હું જે પરિવર્તન કલ્પું છું તે પ્રમાણે તો ઇંગ્લંડ પોતાની સાડાચાર કરોડની વસ્તીને જોઈએ એટલું જ કાપડ બનાવશે. એ જરૂરિયાત પૂરી પડી ગઈ એટલે ઉત્પત્તિ પણ અટકવી જ જોઈએ. પરદેશોના લોકોને ઇંગ્લંડનું કાપડ જોઈએ કે ન જોઈએ તોપણ જબરદસ્તીથી તેને માથે એ કાપડ મારીને, એ દેશના લોકો ભૂખે મરતા રવડતા થઈ જાય તેની પરવા કર્યા વિના, એ દેશનું સોનું ઘસડી લાંવવાને કાપડની ઉત્પત્તિ ચાલુ નહિ રાખવામાં આવે. આજે દાખલા તરીકે જેમ અમેરિકામાં બને છે તેમ થોડાકનાં ઘરમાં ધનના ઢગલા વળે છે, અને બીજાઓને સમૃદ્ધિની વચ્ચે ગરીબાઈમાં રહેવું પડે છે, એમ તે વખતે નહિ બને. અમેરિકાએ આજે આખી દુનિયાને જાતજાતની ઝીણી ઝીણી ચીજો વેચીને, અથવા તો તેની અદ્વિતીય કુશળતા વેચીને જગત પર પોતાનો કાબૂ જમાવ્યો છે. એમ કરવાનો એને હક છે. અમેરિકાએ જંગી કારખાનાંની અવધ

વાળી છે, છતાં તે પોતાને ત્યાંથી બેકારી કે ગરીબાઈને નાબૂદ કરી શક્યું નથી. અમેરિકામાં એક બાજુ મૂઠીભર માણસો કુબેરના જેટલા વૈભવવાળા છે, ને બીજી બાજુ હજારો જ નહિ, કદાચ કરોડો લોકો નિર્ધનતા ને હાડમારીમાં રહે છે. આ જંગી કારખાનાંથી આખા અમેરિકન પ્રજાને લાભ નથી થતો.'

પત્રકાર: 'એમાં વહેંચણીની ખામી છે. એનો અર્થ એ છે કે અમારી ઉત્પત્તિની પદ્ધતિ સંપૂર્ણતાને શિખરે પહોંચી છે, પણ વહેંચણીની પદ્ધતિ ખામીભરેલી છે. વહેંચણી જો સમાનતાને ધોરણે થાય તો મોટા પ્રમાણની ઉત્પત્તિનાં બૂરાં પરિણામો ટળે નહિ?'

ગાંધીજી: 'ના, એ બૂરાં પરિણામ એ પદ્ધતિની સાથે જડાયેલાં જ છે. ઉત્પત્તિને તમે સ્થાનિક બનાવો, એટલે કે જે માલ જ્યાં બને ત્યાં જ ખપે એમ કરો, તો જ વહેંચણી સમાનતાને ધોરણે થઈ શકે. બીજા શબ્દોમાં, ઉત્પત્તિની સાથે-સાથે જ વહેંચણી પણ ચાલવી જોઈએ. જ્યાં સુધી તમારે તમારો માલ ખપાવવા દુનિયાનાં બીજાં બજારો શોધવાં હોય ત્યાં સુધી વહેંચણી સરખી થવાની જ નથી. એનો અર્થ એ નથી કે પશ્ચિમની પ્રજાઓએ વિજ્ઞાન અને સંગઠનની બાબતમાં જે અદ્ભુત પ્રગતિ કરી છે તેનો દુનિયાને કશો ખપ નથી. એનો અર્થ એ જ થયો કે પશ્ચિમની પ્રજાઓએ પોતાની કુશળતાનો ઉપયોગ બીજાને આપવો રહ્યો. અમેરિકાને જો પોતાની કુશળતાનો ઉપયોગ પરદેશોમાં પરમાર્થબુદ્ધિથી કરવો હોય તો તે કહેશે, 'જુઓ, અમને પુલ બનાવતાં આવડે છે. એ કળા અમે છાની નહિ રાખીએ. પણ આખી દુનિયાને અમે કહીએ છીએ કે અમે તમને પુલ બાંધતાં મફત શીખવીશું.'

અમેરિકા કહે છે, ‘ જ્યાં બીજી પ્રજાઓ ઘઉંનું એક કણસલું પેદા કરી શકે છે ત્યાં અમે બે હજાર પેદા કરી શકીએ છીએ.' તો અમેરિકાએ એ કળા જે શીખવા માગે તેને મફત શીખવવી જોઈએ, પણ આખા જગતને માટે ઘઉં પેદા કરવાનો વિચાર ન કરવો જોઈએ. નહિ તો દુનિયાના બાર વાગી જાય.'

પત્રકાર: ‘રશિયાએ મોટા પાયા પર ઉત્પત્તિ આદર્યા છતાં નબળી પ્રજાઓને ચૂસવા માંડી નથી કે અસમાન વહેંચણીની જાળમાં ફસાયું નથી, એમ ન કહી શકાય ?'

ગાંધીજી: ‘ એમ જ કહોને કે સોવિયેટ રશિયામાં આજે બને છે એમ ઉત્પત્તિ અને વહેંચણી બંને પર સરકાર અંકુશ રાખે એ પદ્ધતિ વિષે તમે મારો અભિપ્રાય માગો છો. એ નવો અખતરો છે. અંતે એ કેટલો સફળ થશે એની મને ખબર નથી. એ જો જબરદસ્તી ને પશુબળ પર ન રચાયેલો હોય તો હું એના પર વારી જાઉં. પણ આજે તો એનું મંડાણ જબરદસ્તી પર થયેલું હોઈ એ આપણને કેટલે ને ક્યાં લઈ જશે એ હું જાણતો નથી.'

અમેરિકન પત્રકાર: “ ત્યારે હિંદુસ્તાનમાં ભવિષ્યમાં મોટા પ્રમાણમાં ઉત્પાદન થાય એવો આદર્શ આપ નથી રાખતા ?”

ગાંધીજી: “મોટા પ્રમાણમાં ઉત્પાદન તો જરૂર જોઈએ, પણ તેનું મંડાણ બળજબરી પર થયેલું ન હોય. રેંટિયાનો સંદેશો એ જ છે. એમાં પણ મોટા પ્રમાણમાં ઉત્પાદન છે, પણ તે લોકોનાં ઘરમાં થાય છે. એક માણસ જે માલ પેદા કરે છે, તેને તમે દસ લાખથી ગુણો તો એ પ્રચંડ ઉત્પાદન ન થયું? પણ હું તો બરાબર સમજું છું કે

તમે 'મોટા પ્રમાણમાં ઉત્પાદન' એ શબ્દો વાપરો છો તે એના રૂઢ અર્થમાં. એ અર્થ એ છે કે અતિશય અટપટાં યંત્રોની મદદથી બને એટલાં ઓછામાં ઓછાં માણસોએ કરેલું ઉત્પાદન. મેં મનમાં વિચારી રાખ્યું છે કે એ ખોટું છે. મારું યંત્ર તો એવું હોવું જોઈએ કે જે સાદામાં સાદું હોય અને કરોડો ઘરોમાં રાખી શકાય એવું હોય. મારી યોજનામાં ચલણી નાણું તે ધાતુ નથી પણ શ્રમ છે. જે શ્રમ કરી શકે તેને એ નાણું મળે છે, તેને ધન પ્રાપ્ત થાય છે. તે પોતાના શ્રમનું રૂપાંતર કાપડમાં કરે છે, અનાજમાં કરે છે. તેને જો પૅરેફીન તેલ જોઈએ ને એ તેનાથી પેદા ન થઈ શકતું હોય તો તે પોતાની પાસેનો વધારાનો દાણો આપીને સાટે તેલ લેશે. એમાં શ્રમનો સ્વતંત્ર, ન્યાયી અને સમાનભાવે વિનિમય છે; તેથી તે લૂંટ નથી. તમે વાંધો લેશો કે આ તો પાછા છેક જૂના જમાનાની માલનું સાટું કરવાની રીત પર આવ્યા. પણ આખો આંતરરાષ્ટ્રીય વેપાર સાટાની પદ્ધતિ પર ગોઠવાયેલો નથી?

"વળી આ યોજનામાં બીજો એક લાભ છે તે જુઓ. એને તમે અમર્યાદિત પ્રમાણમાં વધારી શકો છો. પણ મોટાં યંત્રોથી પાર વિનાનો માલ પેદા કરવા માંડો એને પરિણામે બેકારી વધ્યા વિના રહે જ નહિ. તમે કહેશો કે સુધારેલાં યંત્રો દાખલ કરવાથી જે મજૂરો બેકાર થયા તે બીજું કંઈ કામ શોધી લેશે. પણ મોટા સંગઠનવાળા દેશમાં જ્યાં નોકરી મળવાના અમુક અને ગણતર રસ્તા જ ખુલ્લા હોય છે, અને જ્યાં મજૂરને અમુક જ એક જાતનું યંત્ર વાપરવાનો લાંબા વખતનો મહાવરો પડી ગયેલો હોય છે ત્યાં તે બીજા ધંધામાં

જઈ શકતો નથી, એ તમે જાતઅનુભવ પરથી જાણો છો. આજે ઇંગ્લંડમાં બેકારોની સંખ્યા ૩૦ લાખ ઉપર નથી? મને થોડા જ દહાડા પર કોઈએ પૂછેલું, ‘અમે આજે આ ત્રીસ લાખ બેકારોનું શું કરીએ છીએ?’ તેઓ એક દિવસમાં કારખાનું છોડીને ખેતી કરવા ન જઈ શકે. આ મહાવિકટ પ્રશ્ન છે.’

આના પરથી ખેતીમાં યંત્રો વપરાય કે કેમ એની ચર્ચા પર ઊતર્યા.

પત્રકાર: ‘યંત્રો વડે ખેતી કરવાથી જેમ અમેરિકા અને કૅનેડામાં ઘણો લાભ થયો તેમ હિંદુસ્તાનમાં ન થાય?’

ગાંધીજી: ‘કદાચ થાય. પણ એ પ્રશ્નનો જવાબ આપવાની મારી યોગ્યતા હું નથી માનતો. અમે હિંદુસ્તાનમાં હજુ સુધી તો ખેતીમાં અટપટાં યંત્રો વાપરીને લાભ નથી મેળવી શક્યા. અમે યંત્રોનો ત્યાગ જ કરવો એવું પણ લઈને નથી બેઠા. અમે ચેતીચેતીને અખતરા કરીએ છીએ. પણ વરાળ કે વીજળીથી ચાલતાં યંત્રોની અમને ખેતીમાં જરૂર નથી જણાઈ.’

ગાંધીજી યંત્રમાત્રના કટ્ટા શત્રુ છે એવી જે માન્યતા ઘણા લોકોનાં મનમાં છે એવી લઈને આ મિત્ર આવ્યા હતા. એમણે કહ્યું, ‘કેટલાક લોકોને એવો ખ્યાલ છે કે આપ યંત્રમાત્રના વિરોધી છો. એ સાચું તો નહિ જ હોય.’

ગાંધીજી: ‘એ સાવ ખોટી વાત છે. રેંટિયો પણ યંત્ર જ છે. એ સુંદર કલાકૃતિ છે. યંત્રો ઘેર ઘેર કેમ પહોંચાડી શકાય એનો એ નમૂનો છે. એ આમવર્ગનું, રંકનું યંત્ર છે.’

પેલા મિત્રે ચર્ચા પૂરી કરતાં પૂછ્યું, 'ત્યારે આપ યંત્રોની વિરુદ્ધ એટલા માટે અને તો જ છો જો યંત્રો ઉત્પાદન અને વહેંચણીનું કામ મૂઠીભર લોકોના હાથમાં મૂકી દેતાં હોય.'

ગાંધીજી: 'બરાબર છે. થોડા જ માણસો સુખી રહે ને એકહથ્થુ સત્તા ભોગવે એ મને ગમતું નથી. જે વસ્તુમાંથી આમવર્ગને ભાગ ન આપી શકાય તે મારે મન ત્યાજ્ય છે, એટલું જ.'

હરિજનબંધુ, ૨૫-૧૧-૧૯૩૪

## ૧૨

# અર્થશાસ્ત્રીઓ જોડેનો વાર્તાલાપ

[ લેખક : પ્યારેલાલ ]

ગયા ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં નાગપુરમાં અખિલ ભારત આર્થિક પરિષદ ભરાઈ હતી તેમાં ભાગ લેવાને આવેલા ત્રીસેક અર્થશાસ્ત્રીઓ તા. ૩૦મી ડિસેંબરે સેવાગ્રામમાં ગાંધીજીને મળવાને તેમ જ મગન સંગ્રહાલયના ઉદ્‌ઘાટન સમારંભમાં હાજરી આપવાને વર્ધા આવ્યા હતા. જરા મોડા પડ્યા એટલે એમને પહેલાં સમારંભમાં હાજરી આપવી પડી.

સમારંભ થઈ ગયા પછી તેઓ ગાંધીજીને મળવાને જમનાલાલજીને બંગલે ગયા. ગાંધીજીએ વાતચીત શરૂ કરતાં કહ્યું, ‘તમે મગનવાડીમાં જે જોયું તેના પરની તમારી ટીકા મને સંભળાવો, ને જે ત્રુટીઓ તમારા જોવામાં આવી હોય તે મને કહો. તમે સ્તુતિ કરશો એથી મને મદદ નહિ થાય. કઈ વસ્તુને સારુ હું સ્તુતિને પાત્ર છું એની મને ખબર છે. આ આખી વસ્તુ નિષ્ફળ જ જવાની છે એવો ઉપરચોટિયો અભિપ્રાય પણ ન આપી દેતા. કેટલાક અર્થશાસ્ત્રીઓએ એવી ટીકા કરી છે. એવી ટીકાની મારા પર અસર નહિ થાય. પણ ઝીણવટથી અને સમભાવપૂર્વક અભ્યાસ કર્યાં પછી તમને કંઈ ત્રુટીઓ દેખાય ને તે મને બતાવશો તો હું તમારો આભાર માનીશ.’

પણ અર્થશાસ્ત્રીઓ તરફથી મદદકર્તા થઈ પડે એવી કશી ટીકા આવી નહિ. એમણે પહેલો જે પ્રશ્ન પૂછ્યો તેનો જવાબ તો ગાંધીજી અનેક વેળા આપી ચૂકેલા છે. એ પ્રશ્ન આ હતો: 'આપ મોટા યાંત્રિક ઉદ્યોગોની વિરુદ્ધ છો?' ગાંધીજીએ કહ્યું: 'મેં એવું કદી કહ્યું નથી. આવી માન્યતા એ મારે વિષેના અનેક વહેમોમાંનો એક છે. મારો અરધો વખત આવી વસ્તુઓના જવાબ આપવામાં જાય છે. પણ જેઓ એ શાસ્ત્રના વિશારદ છે તેમની પાસેથી તો હું વધારે સારા જ્ઞાનની આશા રાખું. તમે છાપાં વગેરેમાં આવતી વાતો સાચી માની લઈને આ સવાલ પૂછ્યો છે. મારો વિરોધ જે ચીજો ગ્રામવાસીઓ વિનામુસીબતે પેદા કરી શકે એમ હોય તે મોટા યાંત્રિક ઉદ્યોગો વડે પેદા કરવાની સામે છે.'

સ૦ — જે ઉદ્યોગયોજનાસમિતિ (પ્લૅનિંગ કમિશન) નીમવામાં આવી છે એને વિષે આપનું શું માનવું છે?

જ૦ — એને વિષે હું કંઈ કહી શકતો નથી. મેં એનો અભ્યાસ કર્યો નથી. કાર્યવાહક સમિતિમાં એની ચર્ચા મારી હાજરીમાં કરવામાં નહોતી આવી. જ્યારે જ્યારે મારી સલાહ પૂછવામાં આવે છે ત્યારે ત્યારે હું કાર્યવાહક સમિતિને સલાહ આપું છું. એનો અર્થ એવો નથી કે કાર્યવાહક સમિતિ તરફથી જે કંઈ પ્રગટ થાય છે તેના પર મારી સંમતિની મહોર વાગેલી હોય છે અથવા તો એની ચર્ચા પણ મારી જોડે કરવામાં આવેલી હોય છે. એના સામાન્ય નિર્ણયો વિષે મેં જાણીબૂજીને જવાબદારી છોડી દીધેલી છે.

સ૦ — એ સમિતિને આપના આશીર્વાદ તો છે ને?

જ૦—જે વસ્તુ હું જાણુતો નથી અથવા જેમાં મને રસ નથી તેમાં મારા આશીર્વાદનો શો ઉપયોગ હોઈ શકે?

સ૦—ગામડી ઉદ્યોગો અને મોટા યાંત્રિક ઉદ્યોગો એ બેનો મેળ સાધી શકાય એમ આપ માનો છો?

જ૦—હા; જો ગામડાંને મદદ થાય એવી રીતે એની યોજના કરવામાં આવે તો. જેના પર બીજા અનેક ઉદ્યોગો આધાર રાખે છે એવા જે મૂલભૂત ઉદ્યોગો હોય, ને જેની રાષ્ટ્રને જરૂર હોય, તેનો કારભાર એક કેન્દ્ર પાસે રાખવો જોઈએ. પણ જે ઉદ્યોગ સહેજ સંગઠન કરવાથી ગામડાંમાં ચલાવી શકાય એવો હોય તેવા કોઈ ઉદ્યોગને હું ઉપર જણાવ્યા એવા 'મૂલભૂત ઉદ્યોગ'ની કોટિમાં ન ગણાવા દઉં. દાખલા તરીકે, હાથબનાવટના કાગળનો ઉદ્યોગ કેટલો ખીલી શકે એવો છે એની મને ખબર ન હતી. હવે મને એને વિષે એટલી બધી આશા ઊપજી છે કે હું એમ માનતો થયો છું કે દરેક ગામડું એના પોતાના સામાન્ય ખપ પૂરતો—છાપાં વગેરે છાપવા માટે નહિ—કાગળ પેદા કરી શકે. ધારો કે સરકાર કાગળની બનાવટના ઉદ્યોગ પર અંકુશ મૂકે ને તેનો કારભાર એકહથ્થુ કરી પોતાના હાથમાં લે, તો તે ગામડાંએ બનાવેલા બધા કાગળને રક્ષણ આપે એવી અપેક્ષા હું રાખું.

સ૦—ગામડાંને રક્ષણ આપવું એનો અર્થ આપ શો કરો છો?

જ૦—એમનું શહેરના ધસારા સામે રક્ષણ કરવું. એક કાળ એવો હતો જ્યારે શહેરો ગામડાં પર આધાર રાખતાં ને ગામડાંમાં બનેલો માલ વાપરતાં. આજે સ્થિતિ એથી ઊલટી

છે. શહેર અને ગામડાં વચ્ચે પરસ્પરાવલંબન રહ્યું નથી. શહેરો ગામડાંને લૂંટે છે ને તેના રસકસ ચૂસી લે છે.

સ૦ — શહેરોમાં પેદા થતી ઘણી ચીજોની ગામડાંમાં જરૂર નથી રહેતી*?

જ૦ — મને શંકા છે. ગમે તેમ હો, મારી યોજના અનુસાર ગામડાં જે માલ શહેરના જેટલો જ સારો બનાવી શકે તે શહેરોને પેદા નહિ કરવા દેવામાં આવે. શહેરોનું ખરું કાર્ય તો ગામડાંના માલને ખપાવવાનાં હાટ બનવાનું છે.

સ૦ — કાપડની મિલોની પ્રવૃત્તિનો હાથસાળના વણાટની સાથે મેળ સાધી શકાય ખરો ?

જ૦ — હું તો એ વાતની ઘસીને ના પાડું છું. આપણને જેટલું કાપડ જોઈએ તે બધું ગામડાંમાં સહેલાઈથી પેદા થઈ શકે એમ છે.

સ૦ — પણ મિલોની સંખ્યા તો વધતી જાય છે.

જ૦ — એ દુર્ભાગ્યની વાત છે.

સ૦ — પણ એવો મેળ સાધવાનું ઉદ્યોગયોજના-સમિતિએ (પ્લેનિંગ કમિશને) હાથમાં લીધું છે તેનું શું ?

જ૦ — એ વાત હું પહેલી જ વાર સાંભળું છું. એમ હોય તો મહાસભાએ ખાદી વિષેનો પોતાનો ઠરાવ રદ કરવો પડશે.

હરિજનબંધુ, ૨૯-૧-૧૯૩૯

# ૧૩

# ઉદ્યોગ—નાના અને મોટા

[લેખક: પ્યારેલાલ]

શ્રી. મોરીસ ફ્રીડમૅન વરસો થયાં હિંદુસ્તાનમાં વસતા પોલૅન્ડવાસી છે. તેમણે 'ભારતાનંદ' એ હિંદી નામ પણ ધારણ કર્યું છે. તે ઇજનેર છે ને મૈસૂર રાજ્યના બેંગલોરમાં આવેલા વીજળીના કારખાનાના ઉપરી છે. તે ઉપરાંત એ રાજકારણના પણ અભ્યાસી છે, અને હિંદનાં તત્ત્વજ્ઞાન અને અધ્યાત્મ વિષે ઊંડો રસ ધરાવે છે. તેઓ થોડા વખત પર સેવાગ્રામમાં રહેવા આવેલા ત્યારે જગતમાં ફેલાઈ રહેલા યાંત્રિક ઉદ્યોગોના પ્રચંડ જુવાળને વિષે એમણે ગાંધીજી સાથે ચર્ચા કરી હતી, તેમાં ગાંધીજીને પૂછેલું: "હું તો યથાર્થવાદી રહ્યો, એટલે મારે આ વિષયમાં કેવું વલણ રાખવું? ગામડાંઓ સ્વયંપૂર્ણ થાય, એટલે કે પોતાની જરૂરિયાતો પોતે જ પૂરી પાડે, એ અંતિમ આદર્શ તો આપણી સામે પડેલો છે જ. પણ એ ત્યારે જ બની શકે જ્યારે દરેક માણસ સંસ્કારી હોય. 'સંસ્કારી' શબ્દનો જે અર્થ હિંદુસ્તાનમાં થાય છે તે અર્થમાં અહીં વાપરું છું. વિશાળ યંત્રોદ્યોગો સમાજમાં સમાનતા નથી ફેલાવતા? એનો કેવળ વિરોધ જ કરવો એ શક્તિનો દુર્વ્યય નથી? એના કરતાં એ ઉદ્યોગોની દિશા બદલવાનો પ્રયત્ન કરીએ એ સારું નહિ?"

ગાંધીજીએ કહ્યું : "આજે રશિયામાં મોટા યંત્રોદ્યોગો પરાકાષ્ઠાએ પહોંચેલા છે એમ કહી શકાય. એ રશિયા સામે નજર નાંખું છું તો ત્યાંનું જીવન મને આકર્ષક લાગતું નથી. બાઈબલની ભાષામાં કહું તો, 'માણસ આખું જગત જીતે પણ જો પોતાનો આત્મા ગુમાવે તો એથી એનું શું શ્રેય થવાનું હતું?' આધુનિક ભાષામાં કહીએ તો માણસ પોતાનું વ્યક્તિત્વ ગુમાવે અને યંત્રમાં એક જડ ખીલા જેવો બની જાય તો એના મનુષ્ય તરીકેના ગૌરવને એબ લાગે. દરેક વ્યક્તિ સમાજનો પૂર્ણ સંસ્કારી, પૂરો વિકાસ પામેલો અંશ બને એમ હું તો ઇચ્છું છું. ગામડાંએ સ્વાશ્રયી, સ્વયંપૂર્ણ બનવું જ જોઈએ. અહિંસાને રસ્તે કામ લેવું હોય તો એથી બીજો ઉકેલ હું જોતો જ નથી. મારા મનમાં તો એ વિષે લવલેશ શંકા નથી. મોટા યાંત્રિક ઉદ્યોગો ફેલાવવામાં માનનારા બીજા પડ્યા છે એ હું જાણું છું. મને જે વાત દીવા જેવી સાફ દેખાય છે તેને સારુ હું મારી સર્વ શક્તિ વાપરીને કામ કરી રહ્યો છું. અનેક શક્તિઓ કામ કરી રહી છે, એમાંથી શું પરિણામ આવશે એની મને ખબર નથી. પણ જે પરિણામ આવશે તે શ્રેયસ્કર હશે."

મિ. ફ્રીડમેને પૂછ્યું, "પણ સ્વયંપૂર્ણ ગામડાંના આદર્શને જોખમમાં નાંખ્યા વિના યંત્રોદ્યોગો જોડે કંઈક માંડવાળ કરી શકાય એવું આપને નથી લાગતું?"

ગાંધીજી કહે : "લાગે છે. જુઓને, રેલવે છે. એનો કંઈ મેં ત્યાગ કર્યો નથી. મોટરો મને અકારી લાગે છે, તોપણ ઇચ્છા અનિચ્છાએ પણ હું એનો ઉપયોગ કરું જ છું. વળી ફાઉન્ટન પેનો મને નથી ગમતી, પણ અત્યારે એ જ

વાપરી રહ્યો છું. જોકે પેટીમાં બરુની કલમ ફેરવું છું ખરો. ફાઉન્ટન પેન વાપરતાં દરેક વખતે મારું મન ડંખ દે છે, ને પેટીમાં પડી રહેલી બીચારી બરુની કલમનો વિચાર આવે છે. એમ માંડવાળ તો ડગલે ડગલે થાય છે, પણ એ માંડવાળ છે એમ માણસે સમજવું જોઈએ, અને અંતિમ આદર્શ હમેશાં નજર સામે રાખવો જોઈએ ને એનું ચિંતન કરવું જોઈએ."

મિ. ફ્રીડમૅન : "પ્રવૃત્તિમય પશ્ચિમની સાથે જ્યારે હિંદનાં ગામડાંની સરખામણી કરી જોઉં છું ત્યારે જાણે હું છેક જ નિરાળી દુનિયામાં ફરતો હોઉં એવો ભાસ થાય છે. અહીંનાં ગામડાં નિષ્ક્રિય, નિસ્તેજ ને નિરુત્સાહ દેખાય છે. જ્યાં પડયાં છે ત્યાંથી જરાયે આગળ વધતાં હોય એવું દેખાતું નથી."

ગાંધીજી : "ઉપરચોટિયા નજરે જુઓ તો એવું જ લાગે. પણ જે ક્ષણે તમે એ લોકોની જોડે વાત કરો ને તેઓ બોલવા માંડે તે ક્ષણે તમે જોશો કે એમની જીભમાંથી જ્ઞાન ઝરે છે. બહારનો અણઘડપણાનો દેખાવ છે તેની પાછળ આધ્યાત્મિક વૃત્તિનો ઊંડો ઝરો પડેલો છે. એને હું સંસ્કારિતા કહું છું. એવી વસ્તુ તમને પશ્ચિમમાં નહિ જોવા મળે. યુરોપના કોઈ ખેડૂત જોડે તમે વાત કરી જુઓ તો તમને દેખાશે કે એને ઈશ્વર કે આત્માની વાતમાં કશો રસ નહિ હોય. હિંદી ગામડિયામાં તો અણઘડપણાના પોપડાની નીચે જુગજૂની સંસ્કારિતા છુપાયેલી પડી છે. એ પોપડો ઉખાડી નાંખો, એ ગ્રામવાસીનાં દારિદ્ય ને નિરક્ષરતા દૂર કરો તો શિષ્ટ, સંસ્કારી, સ્વતંત્ર નાગરિક કેવો હોવો જોઈએ એનો સુંદરમાં સુંદર નમૂનો તમને જોવા મળશે."

હરિજનબંધુ, ૨૬-૨-૧૯૩૯

# ૧૪

# ખાદી અને નવરચના

[ જંગમ વિદ્યાપીઠને અંગે ગામડાંની પુનર્ઘટનાના કાળમાં પ્રજાશિક્ષણનું કામ કરનારા સેવકે કઈ રીતે બેસી જવું રહ્યું છે, એને લગતા વિચારો વિદ્યાપીઠના શિક્ષકો જોડેની વાતચીતમાં ગાંધીજીએ જણાવ્યા બાદ, વસ્ત્રસ્વાવલંબનને મધ્યબિંદુએ રાખીને ખાદી અને ગ્રામસેવા કરવા ઇચ્છનાર સેવકોએ ખાદીનો કેવો વ્યાપક અર્થ કરવાનો છે અને તેનો સંદેશો ગામડાંમાં ફેલાવવામાં દેશના આખા આર્થિક પુનર્વિધાનની કેવી સ્વાવલંબી અથવા 'સોયે ટકા સ્વદેશી' દૃષ્ટિ સ્વીકારવાની છે, એ વાત પ્રદર્શનમાં ખાદી વસ્ત્રસ્વાવલંબનનો વિભાગ નોખો પાડીને રાખવાને લગતી બીજી એક વાતચીત દરમ્યાન ગાંધીજીએ સમજાવી હતી. આ વાતચીતનો સાર તેમ જ તે વેળા ચર્ચાયેલા કેટલાક મુદ્દાઓ કંઈક વિસ્તારથી મારી ભાષામાં કરીને અહીં આપું છું.

**સ્વામી આનંદ** ]

## ૧

## ખાદીની સંસ્કૃતિ

ખાદીનો સંદેશ માત્ર વસ્ત્રસ્વાવલંબનમાં સમાઈ જતો નથી. ખાદીનો જે વ્યાપક અર્થ દેશની આર્થિક નવરચનામાં અંતર્ભૂત છે તે એક દૃષ્ટિ છે — સંસ્કૃતિ છે. એ આખી દૃષ્ટિ અગર સંસ્કૃતિ ખાદી કહો કે રેંટિયો કહો તેની પાછળ રહેલી છે. વસ્ત્રસ્વાવલંબનનો સંપૂર્ણ અર્થ એ કે એકેએક ખેડૂત અને ગ્રામવાસી, એટલે દેશની ૯૦ ટકા વસ્તી, પોતાનો બધો ફાજલ

વખત પોતાનું કાંતી તેમ જ વણી લેવામાં ગાળે. આ વસ્તુ ઘસાઈ ગઈ છે, ને તેથી ગામડાનો માણસ આજે નિરુદ્યમી અને આળસુ બન્યો છે.

કાંતવુંવણવું એટલે કેવળ જૂની ઢબે જરીપુરાણાં ઓજારોને જેવી ને તેવી સ્થિતિમાં રાખી તેમાં કશા શોધસુધારા કર્યા વિના કાંતે અને વણે એમ નહિ, પણ પોતાના હાથ અને આંગળીઓથી જેટલી યુક્તિ અને સુધારા બુદ્ધિ ચલાવીને તેમાં દાખલ કરી શકાય તેટલા કરવાનું શિક્ષિત વર્ગના સેવકો એ ગામલોકોની વસ્તીઓ વચ્ચે વસીને તેમને શીખવે. એ પ્રમાણે દરેક ખેડૂત તેમ જ મજૂર પોતાના તમામ ફાજલ સમયનો ઉપયોગ નાના સરખા કારીગર તરીકે કરી લેતો થાય, અને એવા ઉદ્યમથી પોતાને જરૂરી અને ઉપયોગી ચીજો ઘરમાં બનાવી લે, અને તેવા કોઈ ને કોઈ ગૃહઉદ્યમ પાછળ જ પોતાનો અને કુટુંબનાં માણસોનો બધો બચત વખત અને મિનિટો ખપમાં લે. આ દૃષ્ટિ ખાદીના અર્થશાસ્ત્રના ગર્ભમાં રહેલી છે. મિ૰ — ના પિતાને હું વિલાયત ગયો હતો ત્યારે મેં જોયેલા. ઘરડા ડોસા હતા, વાંકા વળી ગયેલા, પણ આખો દિવસ ઘરમાં દોરડાં વણે કે એવું જ બીજું કંઈક ને કંઈક ઝીણુંમોટું કામ કરવામાં રોકાયેલા જ હોય. તે ઘરનાં નાનાંમોટાં છોકરાં કે બીજાં કુટુંબીઓ જે કોઈ થોડી વાર પણ નવરું હોય તે તેમાં મદદ કરવા સામેલ થયેલું જ હોય.

## મજૂરીમાં બુદ્ધિ ઉમેરવાની જરૂર

કટકવાળા સ્વ૰ મધુસૂદન દાસનું એક વાક્ય મને હમેશને સારુ સોંસરું ઊતરી ગયું છે. તેમણે મને કહેલું કે હિંદુસ્તાનનો

ખેડૂત પોતાની જિંદગીનો મોટો ભાગ બળદની સોબતમાં ગાળે છે. પણ ઈશ્વરે માણસને હાથ આપ્યા છે. એ એના તારણહાર છે. એ હાથનો ઉપયોગ જો એ ન શીખે અને બુદ્ધિપ્રયોગપૂર્વક એનાં હાથ, પંજા અને આંગળીઓમાં કારીગરી આણતાં એ ન શીખે, તો તે બળદના જેટલો જ જડ બની જવાનો હમેશાં ભય રહે છે. એવો બુદ્ધિપુરઃસરનો ઉપયોગ કરતાં એને શીખવવાનું રહ્યું જ છે. ખેતી, વણાટ અને ફાજલ વખતમાં કરવાના ઝીણા ગૃહઉદ્યમોમાં અને તેની જુદી જુદી ક્રિયાઓમાં એને પોતાનાં આંખ, હાથ, આંગળીઓ અને બુદ્ધિનો સતત ઉપયોગ કરીને સુધારા કરતાં તેમ જ પોતાનાં રોજના ઉપયોગનાં ઓજારોનાં હળવાં સમારકામ વ્યવસ્થિત અને બંધબેસતી રીતે કરતાં આવડવું જ જોઈએ. જુદી જુદી જાતની ગાંઠો મારવી, ઉકલવી કે સેરવવી, હથોડો મારવો, લાકડું વહેરવું કે તેનું સાલચોકઠું બેસાડવું, સીધો ખીલો ઠોકવો, ટીપવું, છોલવું, બારી બાંધવી, ભીંડી વણીને તેનાં દોરડાં બનાવવાં કે ખાટલાનાં વાણપાંગત ભરવાં, ચટાઈ, ટોપલા કે કરંડિયા અથવા ઝાડુ, સાવરણા ગૂંથવાં, 'લીવર' કે ગરેડીના ઉપયોગથી શ્રમમાં પડતો તફાવત સમજવો, બગડેલા કે નકામા થયેલા સૂતરમાંથી બળદ વાછરડાંનાં રાશદામણાં કે ઘરઉપયોગના ખાટલાની પાટી વગેરે તૈયાર કરવાં, ત્રાક, પીંજણ, ફટકાસાળ તેમ જ રેંટિયામાં થયેલા સુધારા સમજવા ને નવા શોધવા, ગાંઠવાળી અને વગરગાંઠની માળથી અગર ઢીલી માળથી ત્રાકના ફેરામાં તેમ જ સૂતર તૂટવાથી કાંતણની ગતિમાં પડી જતું અંતર સમજવું — આ અને આવું આવું કેટલુંયે બુદ્ધિપુરઃસરના ગૃહઉદ્યમની યાદીમાં આવી જાય છે.

## અનાયાસે સાક્ષરતા

આજે આળસુ, નિરુદ્યમી અને બેકાર બની શરીરમનથી ભાંગી ગયેલા ગ્રામવાસી ખેડૂત અને મજૂરની કેળવણીનો આ જ પ્રાથમિક અને મહત્ત્વનો અંશ છે. સાક્ષરતાપ્રચારના કરતાં પણ આજે આ કેળવણી એને વધુ અગત્યની છે. દેશના શ્રમજીવીના બુઝાતા જીવનદીપમાં જો આશા ઉમંગનું તેલ પુરાશે, અને એ ફરી એક વાર પોતાનાં મનઇંદ્રિયોને ઉદ્યોગપ્રવણ બનાવી, શું ખેતરમાં કે શું ઘરમાં મધમાખીના જેવો ઉદ્યમપરાયણ બનશે, અને સ્વેચ્છાએ ગ્રામસેવાને વરેલો શિક્ષિત પ્રજાસેવક ક્યાંક ને ક્યાંક પડોશમાં પડેલો તેની ભેરે હશે, તો એની એ ઉદ્યમપ્રવણતામાંથી જ સસ્તા લેખનમુદ્રણના આ જમાનામાં અનાયાસે સાક્ષરતા એનામાં આવી પડવાની છે. અને ઘણાખરા દાખલાઓમાં પોતાને ક્યારે અને કેવી રીતે વાંચતાં આવડયું એની ખેડૂતને ખબરે પડવાની નથી. એમાંથી જ લખતાં, સહી કરતાં, સરનામું કે કાગળ ઉકેલતાં, આંકડા મૂકતાં અને સાદા હિસાબ નોંધતાં કે સરવાળા બાદબાકી કરતાં, જુદાં જુદાં વજનમાપ અને તેની વચ્ચેના ફરક સમજતાં, નકશાના આકાર યાદ રાખતાં, તેમ જ નકશા ઉપર છાપેલ ગામો ઉકેલતાં, કે નદી, ડુંગર, તળાવ વગેરે પિછાનતાં એને સ્વતંત્ર પ્રયાસ વિના આવડવાનું છે. સાક્ષરતાનું મહત્ત્વ ઘટાડવાનો અહીં હેતુ નથી, પણ સાત લાખ ગામડાંમાં સાક્ષરતા ફેલાવવાનો કાર્યક્રમ સ્વતંત્ર રીતે આંકીને સિદ્ધ કરવાનું આજે દેશના કેળવણીકારો અને શિક્ષકો કે સેવકોની શક્તિ બહારનું કામ હોય તોપણ ગામડાંની પુનર્ઘટનાના ખાદી-સંસ્કૃતિને અનુરૂપ એવા સોયે ટકા સ્વદેશી કાર્ય-

ક્રમમાં સાક્ષરતાપ્રચાર અનાયાસે અને લગભગ નહિ જેવા ખરચે સમાઈ જવાનો છે, એટલું સૂચવવાનો જ માત્ર હેતુ છે.

### એનું જ નામ નવરચના

વીસ વરસ ઉપર આપણને હાથ લાગેલા અને આજે પણ ગામડાંઓમાં ચાલતા જૂના રેંટિયામાં અને આજે શિક્ષિત વર્ગના માણસોએ તૈયાર કરેલા એ જ નમૂનાના રેંટિયામાં આસમાન જમીનનો તફાવત પડી ગયો છે. કારણ એમાં બુદ્ધિમાન માણસે પોતાની બુદ્ધિની, શોધસાધનની શાસ્ત્રીય સંપૂર્ણતાની, અને વ્યવસ્થિત કાર્યકૌશલની પૂરણી કરી છે. આ બધી વસ્તુઓ દેહાતી ખેડૂતને સહવાસ, શિક્ષણ અને સહકાર્ય વાટે આપી દેવી અને એને કુશળ ઉદ્યમી બનાવવો, એ જ ખાદી અને વસ્ત્રસ્વાવલંબનના પોકારનો વ્યાપક અર્થ છે. આને જ સારુ શિક્ષિત વર્ગોએ ગામડાંઓમાં વસીને ગામડાંના લોકોના જીવન જોડે ઓતપ્રોત થવું રહ્યું છે. આ જ રચનાત્મક કાર્યક્રમ છે. એનું જ નામ નવરચના અને નવવિધાન છે.

હરિજનબંધુ, ૩૦–૯–૧૯૩૪

૨

### બિહારી ખેડૂતનું જડ હતાશ જીવન

બિહાર જેવા મુલકમાં વસ્તી ગીચ છે ને પ્રજોત્પત્તિ નિરંકુશ છે તેથી મુલક બગીચા જેવો છતાં લોક ભૂખે મરે છે એમ નથી; પણ લોકોમાં આળસ હાડોહાડ જામી ગયું છે એ જ સર્વોપરી કારણ છે. બગીચા જેવો મુલક છે, નદીઓ કાંપ ઘસડી લાવે છે, ને આંબા, લીચી, શેરડી અને ધાન ઘાસની પેરે ઊગે છે. પણ આ બધા કુદરતી લાભોથી જેટલું

ઊગે છે, પાકે છે તેટલું જેમતેમ બટોરીને ભેળું કરવા ઉપરાંત કશો ઉદ્યમ કરવાની કે બુદ્ધિ ચલાવવાની વૃત્તિ જ લોકોમાં રહી નથી. પેટાઉદ્યમો બધા ભાંગી ગયા અને દેહાતીઓની બુદ્ધિ પણ એની સાથેસાથે કટાઈ ગઈ. અત્યારે લોકો કેવળ જડ હતાશ જીવન ગાળી રહ્યા છે. જિંદગીમાં નથી કશી આશા કે નથી રસ. ઉદ્યમ શાને સારુ કરવો એમ થઈ પડ્યું છે. વસ્તી બેસુમાર વધી રહી છે એમ માનવાને વસ્તીપત્રકના આંકડા આપણને સૂચવે છે; પણ વસ્તીપત્રકની રીતો પણ હવે જ દિવસે દિવસે કંઈક વિશ્વાસપાત્ર બનતી જાય છે એમ કહેવાય. એમાં ભેગી થતી માહિતી પાછલાં દસ, વીસ, ત્રીસ કે ચાળીસ વર્ષનાં વસ્તીપત્રકોની માહિતી જોડે સરખાવીને તે ઉપરથી નિર્ણયો તારવવામાં ખાસી થાપ ખવાઈ જાય એવું છે. હિંદુસ્તાનની વસ્તી છેલ્લાં ત્રીસ ચાળીસ વર્ષોમાં દોઢી જેટલી વધી છે એ ન માન્યામાં આવે એવી વાત છે. અધપેટે રહેલી અને દિવસે દિવસે વધુ ને વધુ ભૂખમરામાં પેસતી પ્રજા વધ્યે જાય કે ઘસાતી જાય? જો સાચી વસ્તીગણતરીનાં સાધનો આપણી પાસે હોય તો કદાચ એવું જ સાબિત થાય કે હિંદી પ્રજા મુમૂર્ષુ પ્રજા છે અને દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે.

## આખો દેશ બગીચો કેમ ન બને?

તેથી ગામડાંની પુનર્ઘટનાની દિશામાં વસ્ત્રસ્વાવલંબન જો પ્રથમ પગલું છે તો તેનો વ્યાપક અર્થ એ છે કે વસ્ત્રની બાબતમાં એવા સ્વાશ્રયી થયેલા ખેડૂતને તે પોતાનાં હાથપગ, આંગળીઓ અને બુદ્ધિને સતેજ અને સતત ઉદ્યમી રાખી ઉત્પાદક શ્રમમાં પોતાની બધી ફાજલ ક્ષણો રોકે એવો બુદ્ધિમાન અને કુશળ કારીગર બનાવવો. આને જ તમે જોઈએ તો

વગર સાંચા નાખ્યે અને વગર શહેરો વસાવ્યે દેશ આખાને ઉદ્યોગી બનાવ્યો કહો. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંનાં ૭૦૦ કે ૭,૦૦૦ શહેર વસે, અને પશ્ચિમની ઢબે હિંદુસ્તાન સાંચા-કારખાનાં અને મજૂરનો મુલક થઈને રહે, એ કલ્પનામાં આવી શકે એવી વસ્તુ નથી. આવડો વિશાળ દેશ છે તેમાં ખેડૂત કેવળ આકાશવૃત્તિથી નર્યું ધાન ઉગાડીને બેસી રહે ને વરસાદ આપે તેટલું એક વાર લઈને બાર મહિનાનો બાકીનો બધો વખત ફરજિયાત એદી જેવો બની રહે, અગર તો પોતાના વખતનું શું કરવું એની એને સૂઝ જ ન હોય, એ સ્થિતિ અસહ્ય છે. આટઆટલી કુદરતી સગવડોવાળો આપણો દેશ, આ બધો વિશાળ મુલક ને આ જમીનો બગીચો કેમ ન બની રહે?

### ખાદીકાર્યના ત્રણ પ્રકાર

તેથી ખાદી, વસ્ત્રસ્વાવલંબન, રેંટિયો એ બધાં પ્રતીક છે તેની પાછળ ખાદીથી સૂચવાતાં અર્થશાસ્ત્ર અને સંસ્કૃતિની દૃષ્ટિએ આખી ગ્રામપુનર્ઘટનાનો ખ્યાલ રહેલો છે, અને એ જ ખાદીનો વ્યાપક સંદેશો છે. એ જ પ્રથમ પંક્તિનો ખાદીપ્રચાર છે. પોતાનાં કપડાં પૂરતું ખાદીસ્વાવલંબન એ બીજે નંબરે છે. ચરખા સંઘ જેવી સંસ્થા કે બીજાં ખાદી-ખાતાંઓ અમુક પ્રદેશોની વસ્તીને પેટાકમાણીનો ગૃહઉદ્યોગ આપી હજારો કે લાખોની ખાદી પેદા કરાવી તેને શહેરોમાં વેચે, શહેરી લોકોને તેનો છંદ લગાડે, તેમનાં ચિત્ત ચોરે એવી જાતો અને ભાતો પીરસી તેમને આકર્ષે, એ ત્રીજા નંબરનું કામ છે. હવે આપણે એવી મજલે આવી પહોંચ્યા છીએ કે હવે પછી આ ત્રીજા નંબરના કામમાંથી પ્રચારક સંસ્થાઓ નીકળતી

જાય, અને શહેરી વેપારીઓ અને ખાનગી સાહસો ઉપર એ કામો વધુ ને વધુ પ્રમાણમાં છોડવામાં આવે એ ઇષ્ટ છે. અત્યાર લગી જે કામ થયું તે જેવુંતેવું ન કહેવાય. બીજું કોઈ તે કરત નહિ, કરી શકત પણ નહિ. હજારો કાંતનારીઓને તેણે રોજી આપી. સેંકડો ધોબી કુટુંબોને, છીપાઓને, રંગરેજોને, કુંદીગરોને, વણકરોને એણે સંજીવન આપ્યું. તે જરૂરી હતું, અનિવાર્ય હતું, પણ હવે એ કામો નવા લોહીનાઓને સોંપી આપણે આગળ જવું રહ્યું છે.

### સ્વદેશી પ્રદર્શનો ભરનારાઓને

તેથી આપણે આજે પ્રદર્શનો ભરીએ તેમાં પણ એક, બે ને ત્રણે નંબરના ખાદીકામની પ્રગતિ બતાવનારા અને એ રીતે પ્રજાની કેળવણી કરનારા વિભાગ નોખા નોખા હોય. તેમાં સોયે સો ટકા સ્વદેશી કહીએ તેના પણ વિભાગ હોય. સ્વાવલંબન વિભાગ હોય તેમાં મોટા વકીલ બારિસ્ટર કે દાક્તરનાં કુટુંબો જાતે પીંજી, કાંતી, વણીને સ્વાવલંબી થયાં હોય તેમની જોડાજોડ તેવાં જ સ્વાવલંબી ખેડૂત કુટુંબોનાં માણસોને બેસાડયાં હોય, તેમનાં ઉદ્યોગ અને કારીગરીના નમૂનાઓ મૂકયા હોય; કોષ્ટકો, નકશા, આલેખ, આંકડા, વિગતો દેખાડયાં હોય; બેઉ સમૂહોએ વસ્ત્રસ્વાવલંબન મેળવ્યું હોય તોપણ બેઉની પદ્ધતિઓ વચ્ચે, બુદ્ધિપ્રયોગ તેમ જ વ્યવસ્થિતપણાની સફાઈને લીધે પડતા તફાવતને ત્યાં આંખ સામે દેખાડયો હોય. ત્રાક, ચમરખાં, વૉશર, માળ, ફેરા, વગેરેને અંગે પહેલા સમૂહે જે લાભો સાધ્યા હોય તે બીજાની સરખામણીમાં કેટલા કીમતી છે તે સહેજે સમજાય એ રીતે એ બધું પ્રદર્શનમાં ગોઠવ્યું હોય. સંગીતવાદ્યની ચીજો પણ રજૂ કરવી હોય તો પ્રદર્શન

વિભાગને નાટકશાળા, જલસો કે સરકસનો તંબૂ ન કરી મુકાય, કે સાવ દેશી બનાવટનાં બૅંડ, હારમોનિયમ કે પિયાનો રજૂ ન કરાય. પણ શરણાઈ, નોબત, ત્રંબાળુ, વીણા, રણશિંગાં, ગોમુખ, શંખ, ભેરી એવી એવી વસ્તુઓનો જીર્ણોદ્ધાર કરવાની અને એના નમૂના તથા એના બજવૈયાઓની ગોઠવણો કરવી જોઈએ. બૅંડ, હારમોનિયમ તો શહેરીઓને ક્યાં ઓછાં જોવા સાંભળવા મળે છે? જ્યારે આ વસ્તુઓ તો શહેરીઓને વિચાર કરતા કરી મૂકે; અને દેહાતીઓ કે ગામડાંના પ્રતિનિધિઓ પ્રદર્શન જોવા આવ્યા હોય તેમનાં અંતરમાં આશા અને ઉત્સાહનો નવો જ ઉદય થાય, અને તેઓ શુભ સંદેશો લઈને ઉમંગભર્યા પોતપોતાને ગામ જાય કે આપણા જૂના કારીગરો, ડબગરો, વાજંત્રીઓ, નટ, સરાણિયા, સુતાર, લુહાર વગેરે વર્ગોને સારુ કામો નીકળી રહ્યાં છે, ને તેમની પાછી કદર થશે, કેમકે લોકો તેમની કળા કારીગરી સામું પાછા જોતા થયા છે. આ સો ટકા સ્વદેશી છે. એવું જ દોરડાં વણનારા, ટોપલા બનાવનારા, ઝાડુ સાવરણા બાંધનારા, સાદડીઓ ગૂંથનારા, તૂનનારા, ભરનારા વગેરે વિષે. આ જ ખાદીનો વ્યાપક અર્થ છે.

### રેંટિયો નવી સંસ્કૃતિનો પ્રતિનિધિ

આમ ખાદીની પાછળ આવડા વિશાળ દેશની પુનર્ઘટનાની સમગ્ર કલ્પના રહેલી છે. તેથી જ રેંટિયાને નવવિધાનનો — નવી સંસ્કૃતિનો — પ્રતિનિધિ ગણ્યો છે, ને પ્રજાની આદર્શ સૃષ્ટિના પ્રતીક તરીકે રાષ્ટ્રધ્વજ ઉપર પ્રજાએ તેની સ્થાપના કરી છે. આ જ કારણથી દેશના આર્થિક પુનર્વિધાનમાં ખાદી તેમ જ વસ્ત્રસ્વાવલંબનને કૂંચી (Key Industry) કહી અને તેને અગ્રપૂજાનું માન અપાય છે. એની પાછળ દેશની તમામ

ઉદ્યમશક્તિની તથા સાધનસામગ્રીની સર્વવ્યાપક પુનર્ઘટના બુદ્ધિપુરઃસર કરવાની અને શહેરો તથા વિરાટ પાયા પરનાં સાંચાકામોથી દૂર રહી સમસ્ત પ્રજાને ઘરઆંગણે ને ઝૂંપડે ઝૂંપડે ઉદ્યમપરાયણ કરી મૂકવાની નેમ રહેલી છે. એ જ દૃષ્ટિએ શિક્ષિત વર્ગોએ મરજિયાત ગરીબી સ્વીકારી આવી નવરચનાને સારુ ગામડાંમાં બેસી જવાની અને ગામડાંનાં કામોમાં ગરક થઈ જવાની હિમાયત ચાલી રહેલી છે. અહીં સૂચવેલી બાબતો તો સમુદ્રમાં બિંદુમાત્ર છે, વાનગીરૂપે છે. કોઈ પણ બુદ્ધિમાન પ્રજાસેવકને આ દૃષ્ટિ એક વાર આવી એટલે પછી એની સાથે બંધબેસતી રચના કઈ, તેમાં શું સમાય, શું ન સમાય, શું ભળે, શું ન ભળે, એ બધું આપોઆપ સમજાવા લાગશે. ગામડાંઓને પાછાં ટટાર અને ઉદ્યમથી ગુંજતાં કરવાનાં નવાં નવાં સાધનો અને નવા નવા ચીલા આપોઆપ સૂઝતા જશે, અને કાર્યકર્તાને એનો રંગ લાગશે. એવા રંગભીના કાર્યકર્તાને એના કાર્યમાંથી જે સુખ અને તૃપ્તિ મળશે તે જ એનું મોટામાં મોટું વળતર અને ઇનામ હશે. એની આગળ બીજાં તમામ ઇનામો અને આકર્ષણો એને નજીવાં લાગશે.

હરિજનબંધુ, ૭-૧૦-૧૯૩૪

૧૫

# શ્રમજીવી વિ૦ બુદ્ધિજીવી

[ લેખક: સ્વામી આનંદ ]

૧

ગ્રામઉદ્યોગોના પુનરુદ્ધારની બાબતમાં ગાંધીજીની રાહબરી હેઠળ સ્થપાયેલા સંઘે પોતાનું કામ શરૂ કરી દીધું છે. ગામડાંની શરીરશ્રમ ઉપર જીવનારી અને ધનધાન્ય પેદા કરનારી પ્રજા તેની કસબકારીગરી તેમ જ તમામ પ્રેરકબળ ખોઈ બેકાર, બેહાલ, અને ધાતુનાણાંની ઘેલછા પાછળ બેહોશ બનેલા બુદ્ધિમાન વર્ગનો શિકાર થઈ કેવળ મુમૂર્ષુ બની ગઈ છે, તેને કઈ રીતે ટટાર કરવી એ ગ્રામઉદ્યોગ સંઘ વિચારશે. સંઘબળ અને ઝડપી વહેવારનાં સાધનોવાળા આ જમાનામાં બુદ્ધિજીવી વર્ગ શ્રમજીવીઓને મુકાબલે અનેક રીતે લાભનાં સ્થાન રોકીને બેઠેલો હોવાથી જીવનની હરીફાઈમાં અનાયાસે જ એ દરેક બાબતમાં ફાવી જાય છે અને અજુગતા લાભ મેળવી જાય છે; અને

ગામડાંમાં વસતો અબોલ પ્રાણીઓની હારમાં ખપે એવો ગ્રામવર્ગ તેમને હાથે જાણેઅજાણે પણ નિચોવાતો જાય છે. કોઈ પણ નવો વિચાર, યોજના કે પ્રજાના અભ્યુદયનું સાધન લોકકલ્યાણની સાધના કરનારા દેશના બુઝુર્ગ આગેવાનો અને તપસ્વીઓ દ્વારા શોધાયું કે તુરત જ ચકોર બુદ્ધિજીવી વેપારીવર્ગ પોતાનાં બુદ્ધિ તેમ જ સાધનોને બળે કરીને તેનો ઘણોખરો લાભ પોતાને મળે એવી પેરવીમાં પડે છે, અને ફાવે પણ છે. આજના પ્રયાસમાં આવું બનતું કઈ રીતે અટકાવી શકાય એ સમસ્યા સંઘના સંચાલકોએ વિચારવી રહેશે. જો ગ્રામસંઘનું કાર્યક્ષેત્ર વિચારો ફેંકવા, શાસ્ત્રીય અખતરાઓ કરી તેનાં પરિણામો પ્રજા સમક્ષ મૂકવાં, પ્રચારકાર્ય કરવું એટલાથી જ મર્યાદિત રહેશે, અને નવા વિચારોના પ્રચારને પરિણામે શહેરોમાં ઊભી થનારી ગ્રામઉદ્યોગોની પેદાશની ચીજોની ખપત ઉપર દેખરેખ અગર બીજી રીતે ઘટતા અંકુશની ગોઠવણ સંઘ તરફથી નહિ થાય તો કાં તો સારી પેઠે દગા થશે, અથવા તો પ્રજાના અનુકૂળ માનસનો અણઘટતો લાભ અપ્રામાણિક વેપારીવર્ગ લેશે, અને દૂર દૂર ગામડાંમાં વસતો દેહાતી 'ઘેરના ઘેર ને ભડકાભેર' એવી જ હાલતમાં રહેશે. દેશમાં જ્યારે જ્યારે એકાદ નવી દેશવ્યાપી ચળવળ ઊપડે છે ત્યારે તેનો લાભ નર્યો પોતીકો સ્વાર્થ જોનારા વેપારીઓ ને નરી આડત કરનારો વર્ગ કેવો લે છે તેનો પૂરતો અનુભવ પ્રજાને થઈ ચૂક્યો છે.

થોડા દિવસ ઉપરની વાત છે. દૂરની દેહાતોમાં એક જગાએ ગામડાંના એક નાના ઝૂમખામાં હરિજનોને હાથે ચાલતા ખજૂરીનાં ઝાડુના ઉદ્યોગનો ઉલ્લેખ ખાનગી વાત-ચીતોમાં મિત્રમંડળના દાયરા સમક્ષ બેત્રણ જગાએ કરવામાં

આવ્યો હતો. એકાદ મહિના બાદ સાંભળવામાં આવ્યું કે અડફેટે ચડે તે ધંધો કમિશનથી કરનારા એક બાહોશ દલાલે અમુક ઝાડુના વેચનારા વેપારીઓને એક લાખ ઝાડુ પૂરાં પાડવાનો કોન્ટ્રાક્ટ લીધો, ને બેત્રણ પેટાએજન્ટોને ખોળી કાઢયા, તેમણે તેણે ઠરાવેલી હતી તેનાથી અરધી કિંમતે તેને શહેરમાં બેઠાં લાખ ઝાડુ પૂરાં કરી આપવાનો પેટાકોન્ટ્રાક્ટ લીધો. આ પેટાએજન્ટો પછી પેલા ઝાડુવાળા પ્રદેશમાં ફરી વળ્યા, અને ગામેગામ સ્થાનિક મુકાદમો નીમીને ચાલ્યા આવ્યા, જેઓ વળી એમને મળવાની હતી તેથી અરધી કિંમતે શહેરમાં ઝાડુ પૂરાં પાડવાને બંધાયા. હવે ગામડાંના આ સ્થાનિક માણસો પણ કંઈ જાતે ઝાડુ બનાવનારા નહોતા. તેઓ તો તેમનાં ગામોમાં બનતાં ઝાડુ તેના બનાવનારા હરિજનો પાસેથી એકઠાં કરી પોતાને જોખમે અને હિસાબે શહેરોમાં મોકલનારા હતા. આ બધા આડતિયાઓની સાંકળમાં થઈને શહેરમાં વેચાતા ઝાડુનો હિસાબ કરી જોતાં માલૂમ પડયું કે ગામડાંના શ્રમજીવી હરિજનને મદદ કરવાની ઇચ્છાથી ખસૂસ કરીને ગામડાંની બનાવટનું ઝાડુ લેનાર શહેરવાસી ગ્રાહકના એક આનામાંથી સાડાદસ પાઈ આડતિયાઓના ખીસામાં જતી હતી, અને માત્ર દોઢ પાઈ તેના મૂળ બનાવનાર ગરીબ દેહાતીના હાથમાં પહોંચતી હતી.

ગાંધીજી દૂધ, તાજાં ફળો અને જીવનરસ આપનારાં લીલોતરી શાકભાજીના ઉપયોગના જબરા હિમાયતી છે એ તો સૌ કોઈને વિદિત છે. પણ આજે વગરભેળનું તાજું દૂધ, તાજાં ફળ કે શાકભાજી બસેં ત્રણસેં રૂપિયા જેટલી માસિક આવકવાળા માણસો સિવાય બીજાને માટે શહેરોમાં લગભગ

અશકયવત્ વસ્તુઓ છે તે કોણ નથી જાણતું ? મુંબઈની વાત છોડીએ તોપણ નાસિક, પૂના, સોલાપુર જેવાં જિલ્લાના મથકનાં શહેરોમાં પણ વટાણા, કોલીફ્લાવર કે બીજાં લીલોતરી શાકો ચાર, છ, આઠ આને કે ઘણી વાર તેથી પણ મોંઘાં શેર વેચાય છે. ફળો તો શ્રીમંત સિવાય બીજા રોજ ખાઈ જ ન શકે એ સૌ કોઈ જાણે છે. અમેરિકા યુરોપનાં ખરચાળ શહેરોમાં બીજી ચીજો કે સગવડો મેળવવી આપણે ત્યાંના કરતાં ચાર છ ગણી કે તેથીયે વધુ મોંઘી હોય છે, પણ ચોખ્ખું તાજું દૂધ સસ્તું ગમે ત્યાં મળી શકે છે. ત્યારે આપણે ત્યાં આ દશા છે. આમાં દૂધફળની પેદા કરનારી ગામડિયા પ્રજા પણ કમાતી હોય કે તેમનાં છોકરાં પાવળું છાશદૂધ કે દરાખ-સંતરાં પામતાં હોય તો ધૂળ નાંખી. પણ ગામડાંની ખેડૂત બાઈ ટીપેટીપું દૂધ પડોશના સંચાવાળાને વેચી કેડ પરના બાળકને પિપરમીટની ટીકડીથી છાનું રાખે છે. અને સંતરાંમોસંબીના બગીચાવાળાંનાં છોકરાં બગડીને ખરી પડેલાં કે પંખીઓનાં ઠોલેલાં ફળો સિવાય ભાગ્યે જ બીજું કશું કદી ચાખવા પામે છે.

આટલું કરીને પણ ગામડાંના આ બાગાયત ખેડૂતો શું કમાય છે તે જોઈએ. આખા મુંબઈ ઇલાકામાં નામાંકિત એવા એક પ્રથમ પંક્તિના સન્માન્ય ખેડૂત મિત્રે મને ગયે વર્ષે વાત કરી કે કેળાંની ખેતીમાં પોતે પાયમાલ થઈ ગયા, અને દસ હજાર કેળો પાછળ ઝાડદીઠ પોતે લગભગ રૂપિયો ખરચ કર્યો હતો, જ્યારે ઊપજમાં દર સો કેળાં પાછળ એમને બે આના ઘરમાં આવતા હતા ! મેં તેમની પાસે હિસાબ માગ્યો. આ રહ્યું તેમણે ઉતારી મોકલેલું પોતાના ચોપડાનું પાનું :

કેળાં લૂમ ૧૦ ઊંચો માલ ( લીલી છાલ ) તેની તપસીલ:

| લૂમ | કેળાં નંગ | વજન રતલ |
|---|---|---|
| ૧ | ૧૨૯ | ૪૦ |
| ૧ | ૧૧૫ | ૩૪ |
| ૧ | ૧૨૫ | ૪૦ |
| ૧ | ૧૨૦ | ૩૯ |
| ૧ | ૧૩૬ | ૫૨ |
| ૧ | ૧૪૦ | ૫૦ |
| ૧ | ૧૩૭ | ૪૨ |
| ૧ | ૧૧૪ | ૪૨ |
| ૧ | ૧૧૦ | ૩૮ |
| ૧ | ૧૦૦ | ૩૪ |
| ૧૦ | ૧,૨૨૬ | ૪૧૧ |

| જમે | | ખરાજાત | |
|---|---|---|---|
| ૮—૪—૦ | રોકડા જમે કિંમત દલાલે ઉપજાવી કેળાં નંગ ૧,૨૨૬ની તેના. | ૦—૮—૦ | હેલ તથા મારફત સ્ટેશને માલ સુરત ચડાવ્યો તેના. |
| ૬—૧૨—૦ | બાદ ખરાજાત સામેની વિગત મુજબ. | ૫—૧—૦ | નૂર રેલવે પાર્સલથી લૂમ ૧૦, વજન રતલ ૪૧૧, સુરત ચડાવ્યાં તેનું મણ ૫ અને ૨૦ શેરનું રેલવેએ આકાર્યું તેના. |
| ૧—૮—૦ | ચોખ્ખી ઊપજ કેળાં લૂમ ૧૦ નંગ ૧,૬૬૫ ની. | ૧—૩—૦ | ખરચ દલાલે સુરતમાં લીધો તેના, પોસ્ટેજ, દલાલી, વટાવ, ધર્માદા તથા મજૂરી મળીને. |
| | | ૬—૧૨—૦ | |

વેગનો ભરીને ગુડ્સથી મોકલેલા માલના હિસાબની પણ ઉપર મુજબ વિગતો તેમણે ઉતારી મોકલી છે, તેમાં રેલવે નૂરમાં ઘણો ઘટાડો પડતો હોવાથી ખરચમાં સારી બચત બચાવી છે. પણ ૮૯૩ તથા ૪૬૬ાા મણ માલ ભરીને વડોદરા તથા અમદાવાદ ખાતે મોકલેલી બે વેગનો પાછળ અનુક્રમે ૨૭૭ તથા ૮૨ાા મણ ઘટ દલાલોએ હિસાબ આપતાં બતાવી છે! આ ઘટ સામે ખેડૂતને કશો જ ઇલાજ હોતો નથી.

આ તો એક પ્રથમ શ્રેણીના બાહોશ નામાંકિત ખેડૂતની સ્થિતિનો ચિતાર છે. મુંબઈ ઇલાકામાં તેમ જ મધ્યપ્રાંતમાં કેટલાક સારી સ્થિતિના હરિજનો પણ ફળઝાડના બગીચા કરે છે. તેઓ કેટલા ગેરલાભો વેઠતા હશે અને કેવા લૂંટાતા હશે તેની તો કલ્પના જ કરવી રહી. ટૂંકમાં, ફળશાકના બગીચાવાળા ખેડૂતોની દશા પૈસો દેનારા પાકની નીપજ કરવાની અભળખામાં પડી કપાસનાં વાવેતર પાછળ પાયમાલ થયેલા ગુજરાત બિહારના ખેડૂતોના જેવી થઈ પડે છે.

૨

હવે ચામડાંનો ધંધો લો. જે ગામડાંના ચમાર ખાલપા હરિજનો ઢોરનાં ચામડાં ઉતરડે છે તેમને ચામડાદીઠ ભાગ્યે જ રૂપિયો દોઢ રૂપિયો મળે છે; જ્યારે એ વગર પકવેલાં ચામડાંની એ જ હાલતમાં શહેરમાં સહેજે ૩–૪ રૂ. કિંમત ઊપજે છે. શહેરના ચકોર વેપારીના આડતિયા ગામેગામ ફરતા હોય છે. વહેમ, અજ્ઞાન, અને કૌટુંબિક તથા સામાજિક આધિવ્યાધિથી ઘેરાયેલા હરિજનને અનેક પ્રપંચોથી ભોળવી ભરમાવી ચામડાં પડાવે છે. ક્યાંક મરણને ટાંકણે, તો ક્યાંક છોકરું પરણાવવા, તો ક્યાંક બીમારી દરમ્યાન દવાદારૂને બહાને પેલો નાની નાની

રકમો અગાઉથી ધીરે છે, અને પાણીને મૂલે ચામડાંના અગાઉથી સોદા નક્કી કરી લે છે. અજ્ઞાન હરિજન પેલા દલાલને પોતાનો વસમી વેળાનો મિત્ર સમજે છે, અને ઊભું વરસ એની ખાતર વખો વેઠીને કમાયાં કરે છે.

ગાંધીજીએ ગયાં પંદર વર્ષ દરમ્યાન સંસ્કારી વર્ગોની અભિરુચિમાં જે ક્રાંતિ કરી મૂકી છે તેને પરિણામે લલિત-કળાઓનું નવસંસ્કરણ થયું, અને દેશી રંગો, ઢબો ઇ૦ની કદર જાગી. પરિણામે ગામડાંનાં ભરતકામો, રંગો, ભાતો, આલેખ, ઇ૦ની માગણી શહેરોમાં થઈ. તરત જ ચકોર વેપારીના આડતિયાઓ ગીરનાં જંગલોમાં, કચ્છ, સિંધ અને કાઠિયાવાડના દૂરદૂરના ખૂણા સુધી પહોંચી ગયા, અને ગામડાંની ભરવાડ, રબારી, મેર ઇ૦ દેહાતી પ્રજાઓની સ્ત્રીઓના હાથની જૂની કળાના નમૂના શહેરોમાં આવવા લાગ્યા. આ વસ્તુઓની આજ લગી કોઈને પડી નહોતી, બલ્કે એ વસ્તુઓ ગામડિયા અને જંગલી સમાજની લેખાતી. હવે મુંબઈ અમદાવાદના શ્રીમંતોનાં દીવાનખાનાંમાં તેમ જ શ્રીમંત કુટુંબની બહેનોનાં શરીર પર તે દીપવા લાગી. પણ આ કદરની વાર્તા પેલાં દૂરદૂરનાં ગામડાંમાં વસતી ગરીબ, અભણ અને છાપાં ન વાંચનારી બહેનોના કાન સુધી ભાગ્યે જ કોઈએ પહોંચાડી હોય. તેમની હાથકારીગરીના નમૂના આઠ બાર આનાની કિંમતે ખરીદી લઈ ફેન્સી કિંમતોએ વેચનાર વેપારીનો આડતિયો તેમને શહેરોની પ્રજાની અભિરુચિના પલટાની વાત કેમ કરે?

આવું જ હાથબનાવટના અમદાવાદી, દોલતાબાદી વગેરે કાગળનું. ગાંધીજીએ હાથબનાવટના કાગળની હિમાયત કરવા માંડી. મુંબઈ અમદાવાદના સુખી લોકોનાં ટેબલ ઉપર

હાથબનાવટના કાગળનાં નોટપેપર તથા પરબીડિયાં દેખા દેવા લાગ્યાં. શહેરના વેપારીઓએ વખત ન ગુમાવતાં ઝટ દઈને હાથબનાવટનાં કાગળ પરબીડિયાં શહેરોમાં વેચવા માંડયાં. મને એક તાજો દાખલો યાદ છે, જેમાં એક વેપારી પેઢી પાસેથી હાથબનાવટના કાગળનાં એક હજાર નોટપેપર અને પાંચસે પરબીડિયાં બહારગામથી મંગાવવામાં આવ્યાં હતાં. થોડા જ દિવસમાં માલ આવ્યો તેનું ત્રીસ રૂપિયા બિલ કર્યું હતું ને રેલખરચ રૂ. ૧–૬–૦ થયો હતો. બિલ પહોંચ્યા બાદ 'કારકુનની ભૂલ' થયાનું માલિકના ધ્યાનમાં આવ્યાથી સુધરેલું બિલ રૂ. ૧૭–૪–૦નું કરી મોકલવામાં આવ્યું હતું! આ કાગળ બનાવનારાં ગામડાંનાં કાગદી કુટુંબને આટલા કાગળની કિંમત ભાગ્યે જ રૂ. ૩ થી વધુ મળી શકી હોય. નોટપેપર કાપનાર તથા પરબીડિયાં બનાવનારને શહેરના વેપારીએ જે મજૂરી ચૂકવી હશે તે જુદી.

બંટી, બાવટો, કોદરા, નાચણી, મકાઈ વગેરે ગામડાંની ગરીબ પ્રજામાં ખવાતાં ધાન્ય ગામેગામથી વેપારીઓના આડતિયા ઉઘરાવે છે અને હજારો ટનના જથ્થાઓમાં પરદેશ ચડાવે છે. ત્યાં તેમાંથી કાપડની મિલોમાં વપરાતી કાંજીની સામગ્રી બને છે અને આઠ, દસ કે વીસ ગણી કિંમતોએ પાછાં આ દેશમાં આયાત થાય છે અને આપણાં કારખાનાંમાં વપરાય છે. તેવું જ દવાઓ, રંગો, રસાયણો વગેરેમાં વપરાતાં ઓસડિયાં, વસાણાં, વનસ્પતિઓ, ખનિજો ઇ૦ ને વિષે. દરેક ઝીણીમોટી પેદાશમાં ગામડાનો શ્રમજીવી શહેરમાં વસતા બુદ્ધિજીવીને હાથે ચુસાય છે, નિચોવાય છે, અને કંગાલ, રાંક નિરાધાર જીવન જીવે છે.

ગ્રામઉદ્યોગ સંઘ આ દશાનો ઇલાજ સૂચવશે અને એ દિશામાં પ્રજાને પ્રત્યક્ષ દોરીને શ્રમજીવીઓનો ઉગારો દેખાડશે, એવી આશા એણે પ્રજામાં ઉત્પન્ન કરી છે. આ આશા ફળીભૂત કરવાને સારુ સંઘે આરંભમાં એવો જ કાર્યક્રમ દોર્યો છે જે પ્રજાની રોજની ખાધાખોરાકીની ચીજો જોડે નિસબત રાખે છે. દરેક ભાઈબહેન ઇચ્છે તો પોતાના ખાનપાનમાં સહેજે ફેરફાર કરી પોતાને હાથે અગર પોતાની જાતિદેખરેખ હેઠળ અથવા તો સંઘ દ્વારા પ્રમાણિત સ્થાનોએથી આટો, ચાવલ, તેલ, ગોળ વગેરે ગરીબોને હાથે તૈયાર કરાવેલાં વાપરવાનો આગ્રહ ધરશે, અને આડતિયાઓની દરમ્યાનગીરી કાઢી નાંખીને અથવા જેમ બને તેમ ઓછી કરી નાંખીને દેશની ગરીબ શ્રમજીવી પ્રજાને સંજીવન આપવામાં ફાળો આપશે એવી આપણે આશા રાખીએ.

હરિજનબંધુ, ૨૦, ૨૭-૧-૧૯૩૫

## ૧૬

# યંત્રો અને બેકારી

(લેખક: વૈકુંઠરાય લલ્લુભાઈ મહેતા)

દુનિયામાં જે મહાપ્રશ્ન આજે એકલા રશિયાને બાદ કરતાં બીજા બધા દેશોનું ધ્યાન ખેંચી રહ્યો છે તે જુદા જુદા લોકોમાં બેકારીની વૃદ્ધિનો છે. તેને લીધે બધા દેશોની સરકારોને બેકારીને માટે રાહત આપવાના કાર્યક્રમો રચવા પડે છે. હિંદમાં સરકારે હજુ સુધી બેકારીની રાહત માટે કંઈ પ્રબંધ કર્યો નથી; છતાં બેકારીનો પ્રશ્ન વધારે ને વધારે ગૂંચવાડાભર્યો થતો જાય છે. બે પ્રાન્તોમાં તો સ્થાનિક સરકારોએ શહેરી લોકોની બેકારી તપાસવા અને તેના ઉપાય સૂચવવા માટે સમિતિઓ નીમી છે તે કામ કરી રહી છે. ગામડાંમાં બેકારી ઘણા વખતથી બહુ જ ઊંડી જામી ગઈ છે. પણ સામાન્ય રીતે તેની અવગણના કરવામાં આવી છે. વધુમાં ગામડાંમાં ખેડૂતોની ફરજિયાત બેકારીનો પ્રશ્ન તો છે જ. ખેતીવાડી કમિશને આ પ્રશ્નનો થોડો વિચાર કર્યો હતો. તેણે કહ્યું છે કે 'ખેડૂતોમાંથી ઘણાખરાને વર્ષમાં ઓછામાં ઓછા બેથી ચાર માસ બિલકુલ કામ હોતું નથી.' આપણી વસ્તી વધવાને લીધે પરિસ્થિતિ વધારે ગંભીર બની છે. ૧૯૩૧માં આપણી વસ્તી ૩૩ કરોડ હતી તે વધીને ૩૭ કરોડ થયાનું કહેવાય છે. ૧૯૩૩ના સરકારી આરોગ્યખાતાના રિપોર્ટમાં કર્નલ રસેલ એમ શંકા વગર માને છે કે ફરી વસ્તીગણતરી થશે ત્યારે

વસ્તી વધીને ૪૦ કરોડ ઉપર જશે. આ વધતી પ્રજાને કામ-ધંધો આપવાનો અને તેને ખવડાવવાનો પ્રશ્ન રાષ્ટ્રીય પ્રશ્નોમાં મહત્ત્વનો થઈ પડે છે અને તેનો તાત્કાળિક વિચાર થવો જોઈએ.

આપણા દેશની આર્થિક સ્થિતિ બીજા દેશો કરતાં કંઈક જુદી છે. છતાં આ પ્રશ્નને અંગે બીજા દેશોને થયેલા અનુભવોમાંથી આપણે ઘણું શીખી શકીએ. હિંદમાં એવા અર્થશાસ્ત્રીઓ છે કે જેઓ આ સામાજિક રોગના ઉપાય તરીકે આખા દેશમાં યાંત્રિક ઉદ્યોગો ભરી દેવાની હિમાયત કરે છે. તેઓ એમ ભૂલી જાય છે કે યંત્રવાદ બેકારીના પ્રશ્નનો નિવેડો લાવવાને બદલે ઘણી વખત તો બેકારોની સંખ્યાને વધારી મૂકે છે. 'અમેરિકન ફેડરેશનિસ્ટ' નામનું અમેરિકન મજૂરોનું એક છાપું છે. તેના ૧૯૩૫ના ઑક્ટોબરના અંકમાં 'બે કરોડ વીસ લાખ લોકોને શા માટે રાહત આપવામાં આવે છે?' એ વિષય ઉપર હૅરી કલ્કીન્સ અને ફ્રેન્ક પ્રીનીનો લેખ છે. એ લેખમાં લેખકો યંત્રોના વિકાસની પ્રજાના આર્થિક જીવન ઉપર થતી અસર તપાસે છે. અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં માણસથી અત્યારે બની શકે તેટલી યંત્રની શક્તિ વધારીને તેનો ઉપયોગ કરવામાં આવે છે. તે દેશની પ્રજાની ઉત્પાદકશક્તિ દુનિયાના આગળ ગણાતા ૧૪ દેશોની બરાબર છે અને માથાદીઠ પેદાશ હિંદ કરતાં તો ૨૫ ગણી વધારે છે. પણ આથી તે દેશને સુખશાંતિ મળ્યાં છે? આ લેખકો ભારપૂર્વક કહે છે કે સુખશાંતિ મળ્યાં નથી. શ્રમ બચાવનારાં યંત્રો વાપરીને મજૂરીનું ખર્ચ ઓછું કરવાનો પ્રયત્ન કરીને અમેરિકાના કારખાનાંવાળાએ મજૂરોની ખરીદ-શક્તિ ઉપર કાપ મૂક્યો છે. વધુ ને વધુ શ્રમ બચાવનારાં

સાધનોની શોધ કરવાનું પરિણામ એ આવ્યું છે કે માણસને માટે કામ જ બહુ ઓછું રહ્યું છે, અને આંકડાઓ ઉપરથી આ બાબત પુરવાર થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સના આંકડા બતાવે છે કે ૧૯૨૯માં ૧૦૦ મજૂરો જે કામ કરતા તે આજે ૭૫ માણસો કરી શકે છે. આનું પરિણામ શું આવ્યું છે? ત્યાં સાડાચાર કરોડ કામ કરી શકે એવા માણસો છે તેમાંથી ૨૫ ટકા માણસો આ રીતે યંત્રોમાં ફેરફાર કરવાથી ધંધા વગરના થઈ પડ્યા છે. આજે ત્યાં ૧,૧૫,૦૦,૦૦૦ લોકો ધંધા વગરના છે. તેમને રાહત આપવાના ઉપાયો યોજવા પડે છે.

લેખકો લખે છે કે યંત્ર સુધારવામાં મનુષ્યબુદ્ધિનો ઉપયોગ કરવાથી, જ્યારે બીજા દેશોમાં બજારો કબજે કરવાનાં હતાં ત્યારે યુનાઇટેડ સ્ટેટ્સને બીજા દેશોની સરખામણીમાં લાભ મળ્યો હશે. પણ હવે એવા મુલકો સર થતા નથી, તેથી પરદેશ સાથેનો વેપાર ભૂલી જઈને ઘરની ચિંતાઓ કેમ દૂર કરવી તેનો તે દેશને વિચાર કરવો પડે છે. ગયે વરસે જુદા જુદા વિભાગોમાં બેકારીની રાહત આપવા માટે યુનાઇટેડ સ્ટેટ્સને સત્તર અબજ ડૉલર (આશરે ૪૭ અબજ રૂપિયા) ખરચવા પડ્યા હતા; અને જો આ ઘર કરી બેઠેલી બેકારીને ટાળવા માટે સરકારી મદદ આપવા સિવાય બીજા ઉપાયો શોધવામાં નહિ આવે તો આ ગંજાવર આંકડો હજુ પણ વધી જશે. એ લેખમાં લેખકો જે ઉપાય સૂચવે છે તે નવીન પ્રકારનો છે. તેઓ શ્રમ બચાવનારાં સાધનોના બે વિભાગ પાડે છે. એમાંનાં કેટલાંક શ્રમ કરાવનારાં યંત્રો છે: જેમકે ટાઇપરાઇટર, રેડિયો, કોડૅક યંત્ર, સોડાનો પંપ, મોટર અને

વિમાન. પરંતુ ટાઇપ ગોઠવનારાં યંત્રો, હવાના પંપો, વીજળીની મોટરો, વરાળના પાવડા, ટ્રેક્ટર હળો, કાપડ અને જોડા બનાવવાનાં યંત્રો, વેપારી કામનાં યંત્રો, અને બધાં પોતાની મેળે ચાલતાં યંત્રોને મજૂરીને મારનારાં યંત્રો માનવામાં આવ્યાં છે. જો ઉપર જણાવેલી બે જાતોમાંથી ફક્ત બીજી જાતનાં થોડાં યંત્રોનો નાશ કરવામાં આવે તો, લેખકો કહે છે કે, જીવનનાં બધાં ક્ષેત્રોમાં, વેપારઉદ્યોગોમાં યંત્રો વધારી દેવાથી જે માણસો ધંધા વિનાના થઈ ગયા છે તેમને સરળતાથી કામ આપી શકાય. તેઓ કહે છે કે મજૂરીને મારનારાં યંત્રોનો નાશ કરવો જોઈએ, એટલું જ નહિ પરંતુ ભવિષ્યમાં આવી રીતે મજૂરીનો નાશ કરનારાં યંત્રો પેદા કરનારને તેવા યંત્રને પેટન્ટ કરવાનો હક પણ ન આપવો જોઈએ. આ લેખકો છેવટે એ વિચાર પર આવે છે કે વૈજ્ઞાનિક શોધ એ સારું સાધન છે, પણ જો તે આપણી ઉપર ચડી બેસે તો ભૂંડા શેઠ જેવું કામ કરે. તેથી રાજ્ય અને લોકોની એ જોવાની ફરજ છે કે શોધખોળની શક્તિ અવળે માર્ગે ન વેડફાય. એવાં કોઈ શ્રમ બચાવનારાં યંત્રોને ઉત્તેજન ન મળવું જોઈએ જેનાથી મજૂરીનો નાશ થાય, અને રાજ્યની દેખરેખ હેઠળ એવો પ્રચાર થવો જોઈએ કે જેથી કૃત્રિમ ધંધા ઊભા કરવાને બદલે કુદરતી કામધંધા ઊભા કરવામાં આવે. આ લેખકો કહે છે કે જો આપણે શ્રમ બચાવનારાં યંત્રોને કામ આપવાને બદલે માણસોને કામ આપતા થઈએ, તો દરેક ભૂખ્યા માણસને ખોરાક આપવા માટે અને દરેક માણસને સુખપ્રાપ્તિ માટે અવકાશ મળે. તે માટે આપણા દેશમાં પુષ્કળ કામ પડ્યું છે. લોકોને ખેતરોમાં પાછા જવા સમજાવવા જોઈએ અને

પોતાને જરૂરી બધું શી રીતે પેદા કરી શકે તે તેમને શીખવવું જોઈએ. વધુમાં જ્યાં માણસો પોતાના હાથ વડે યંત્રનું કામ કરી શકે એમ હોય તેવા ઉદ્યોગોમાં હાથે કામ કરવાની ભુલાઈ ગયેલી કળા તેમને ફરીથી શીખવવી જોઈએ. તેમાંથી આપણને અત્યારની બહુ વખણાયેલી સંસ્કૃતિ જેવી આજીવિકા આપે છે તે કરતાં વધારે આધારભૂત આજીવિકાનું સાધન મળે છે.

જો અમેરિકા જેવા દેશમાં, ઉદ્યોગો અને યંત્રોના વધારાની સાથેસાથે બેકારી વધવાથી ત્યાંના વિચારકો આવા વિચાર પર આવ્યા છે તો તે ઉપરથી હિંદુસ્તાને ધડો લેવા જેવો છે. હિંદમાં હજુ ઉદ્યોગવાદ અને યંત્રવાદ વધી પડે અને લોકોની હાડમારીઓ વધે તે પહેલાં તે પરિસ્થિતિને અટકાવવાનો વખત છે. એ ભયને અટકાવવા માટે, જે દિશામાં અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ તરફથી કામ થઈ રહ્યું છે તેવો કોઈ વ્યવહારુ માર્ગ શોધવાની જરૂર છે.

હરિજનબંધુ, ૨૯-૩-૧૯૩૬

૧૭

# ખેડૂતોની દેવાદારી અને નાના ઉદ્યોગો

(લેખક : વૈકુંઠરાય લલ્લુભાઈ મહેતા)

ખેડૂતોની વધતી જતી દેવાદારીને અટકાવવા અને નાણાં ધીરનાર શાહુકારો ઉપર અંકુશ મૂકવા માટે જુદા જુદા પ્રાંતોમાં કાયદો ઘડવાનો વિચાર ચાલી રહ્યા છે અને ક્યાંક તો એવો કાયદો ઘડાઈ પણ ગયો છે. પોતાના પ્રાંતમાં આવા કાયદાને અનુમતિ આપતા પહેલાં મદ્રાસની સરકારે દેવાના પ્રશ્નની વિગતવાર તપાસ કરવાનું યોગ્ય ધાર્યું અને તે માટે તેણે એક ખાસ અમલદાર શ્રી. સત્યનાથન, આઈ. સી. એસ.ની ૧૯૩૪માં નિમણુક કરી. આ તપાસનું પરિણામ ૧૯૩૫ની આખરે પ્રગટ થયું છે અને તેથી છેલ્લાં કેટલાંક વર્ષોમાં ખેડૂતોની દશા કેવી બગડતી ગઈ છે તેના ઉપર દુઃખદ પ્રકાશ પડે છે. ગામડાંના કાર્યકર્તાઓને જેમાં રસ છે એવી બાબત તો તેમાં શ્રી. સત્યનાથને તૈયાર કરેલી સહકારને ધોરણે પદ્ધતિસર કરવાના કામની યોજના છે. આવી યોજના વગર શાહુકારોની ધીરધાર ઉપર અંકુશ મૂકનારો કાયદો અસરકારક નહિ નીવડે, એ મુદ્દા ઉપર જ તેમણે ખાસ ભાર મૂક્યો છે.

જેઓ ખેડૂતોની વચ્ચે ગામડાંમાં રહે છે તેમને તો એની ખબર છે જ કે ગામડાંની વસ્તીના હાલ ખાસ કરીને છેલ્લાં પાંચ વર્ષના ગાળામાં બગડતા જ ગયા છે. પણ જેઓ છાપેલા અહેવાલો અને આંકડાઓ ઉપરથી જ દેશની આર્થિક

સ્થિતિનું જ્ઞાન મેળવે છે તેમને તો શ્રી. સત્યનાથનના અહેવાલમાં આપેલા આંકડા ચોંકાવનારા લાગશે.

૧૮૯૫માં જ્યારે સર ફ્રેડરિક નિકલસને ખેડૂતોની દેવાદારી વિષેની પ્રથમ તપાસ કરી ત્યારે મદ્રાસના ખેડૂતોનાં દેવાંનો તેમણે આંકેલો અડસટ્ટો ૪૫ કરોડ રૂપિયાનો હતો. પછી મદ્રાસ પ્રાંતની બૅંકિંગ માટેની તપાસ સમિતિએ એ કુલ દેવાના આંકડાનો અંદાજ ૧૫૦ કરોડ રૂપિયાનો આંક્યો. આ ૧૯૩૦ની શરૂઆતનો અંદાજ છે. પણ ત્યાર પછીનાં છેલ્લાં પાંચ વરસમાં શ્રી. સત્યનાથનના કહેવા પ્રમાણે એ આંકડો વધીને ૨૦૦ કરોડ રૂપિયા જેટલો થઈ ગયો છે. અને એ પાંચ વર્ષના ગાળામાં આ દેવું વધ્યું, એટલું જ નહિ પણ સન ૧૯૩૦થી જે આર્થિક મંદી શરૂ થઈ છે તેને કારણે ખેડૂતોની એ ભાર ઉઠાવવાની શક્તિ પણ ઘટી ગઈ છે. મદ્રાસ પ્રાંતના બધા પાકની કિંમતનો અડસટ્ટો બૅંકિંગ કમિટીએ ૧૬૫ કરોડ રૂપિયા આંક્યો હતો, પણ શ્રી. સત્યનાથનના અભિપ્રાય પ્રમાણે તે ઘટીને આજે ૮૦ કરોડ થયો છે. ખેતી ઉપર જ આધાર રાખતી ૩ કરોડ અને ૪૦ લાખની વસ્તીને ભાગે આથી માણસ દીઠ ૨૩½ રૂપિયાનું જ વાર્ષિક ઉત્પન્ન આવ્યું. અને ખેતીનો ખરચ એમાંથી બાદ કરવામાં આવે તો માણસદીઠ માત્ર ૧૧¾ રૂપિયા જ રહે. દેવાનું વ્યાજ એમાં ગણવામાં આવ્યું નથી અને વર્ષ પણ સરેરાશ સારું ગણીને આ હિસાબ ગણ્યો છે.

આ અને બીજા આંકડાઓને આધારે શ્રી. સત્યનાથન એવી ગણતરી કરે છે કે સામાન્ય ધાન્યોની ખેતીમાં જે મૂડી રોકવામાં આવે છે તેના ઉપર સાધારણ સારા વર્ષમાં ધાન્યોની

સરેરાશ કિંમત ગણતાં માત્ર ૨ થી ૫ ટકા જ મળી રહે છે. પણ સારાંનરસાં વર્ષો અને કિંમતની વધઘટને લીધે આ ગણતરી પણ ખોટી ઠરે છે, અને પરિણામે દેવું આપવાની વાત તો બાજુએ રહી, દેવાનું વ્યાજ પણ આપી શકાતું નથી, અને ખાસ કરીને ખરાબ વર્ષમાં તો થોડી જમીનવાળા સામાન્ય ખેડૂતને પોતાની બધી જરૂરિયાતો માટે, ખોરાક, કપડાં અને ખેતીના ખરચ માટે પણ વ્યાજે નાણાં લેવાં પડે છે. વ્યાજનો ઓછામાં ઓછો દર ૯ ટકાનો હોય છે. પણ આ દરે પણ નાણાં લેવાં એ સરવાળે નુકસાનકારક નીવડે છે, અને મિલકત ખોયા સિવાય એ રકમ ભરપાઈ કરી શકાતી નથી. પરિણામે ખેડૂત પોતાની જમીન ખુએ છે. અને શ્રી. સત્યનાથને આપેલા આંકડાઓ આ સામાન્ય અનુભવની સાબિતી આપે છે કે જેમણે પૈસા ધીર્યાં છે તે ધંધાદારી શાહુકાર હોય કે ખેડૂત હોય, તેના હાથમાં જમીન જવાથી જાતે ખેતી ન કરનારા જમીનદારોની સંખ્યા વધતી જાય છે. આથી ખેડૂતોને જમીનના માલિક મટી ગણોતિયા કે ખેતીના મજૂર બનવું પડે છે એ તો ખરું જ, પણ તે ઉપરાંત આખા રાષ્ટ્રને પણ આ પ્રથા નુકસાન કરનારી છે. એને શી રીતે અટકાવવી? એને માટે કરાંચી મહાસભાના ઠરાવને ધોરણે ધીરધાર ઉપર અંકુશ મૂકનારો કાયદો પણ કદાચ ઘડવો પડશે અને પતાવટથી દેવાં પતાવવા માટે પણ કંઈ સાધન ઊભું કરવું પડશે. બીજું પગલું દેવાંના આંકડા નક્કી કરી તે પ્રમાણે દેવું ચૂકવવા માટે લૅંડ મૉર્ટગેજ બૅંક મારફત લાંબી મુદતની સસ્તા દરની લોન આપવાનું હશે, અને પછી આ રીતે છૂટા થયેલા ખેડૂતોને તેમની ચાલુ જરૂરિયાતો માટે પણ સસ્તે દરે પૈસા ધીરવા

પડશે. પણ આ બધા ઉપાયો મૂળ રોગનો ઇલાજ કરનારા નથી. મૂળ રોગ તો જમીન ઉપર વધારે ને વધારે લોકો આધાર રાખતા થયા છે, ખેતીનું ઉત્પન્ન ઓછું થયું છે અને સહાયક ધંધાઓનો નાશ થયો છે એ છે. ખેતીનું ઉત્પન્ન વધે અને એકસરખી આવક થાય માટે શ્રી. સત્યનાથન સરકારી ખેતીવાડી ખાતાની પ્રવૃત્તિ વધારવાની અને જુદા જુદા ઉપાયો કરવાની સૂચના કરે છે; જેમકે, દરેક તાલુકાનાં મુખ્ય બજારો ઉપર ધ્યાન આપવું, માલ માટે વખારો બાંધવી, અને આવાં બજારોમાં થતા માલનાં ખરીદવેચાણની વ્યવસ્થામાં સુધારો કરવો, જકાત નાંખી કિંમતો સ્થિર કરવી, બીજાં એવાં જ કામો જે સરકાર કરી શકે એમ છે તે કરવાં, કૂવા અને તળાવો બંધાવી પીતની સગવડમાં વધારો કરવો. આ બધા ઉપાયો એવા છે કે જે સરકાર જ કરી શકે. પણ શ્રી. સત્યનાથનની દૃષ્ટિમાં પણ એટલા જ મહત્ત્વના ઉપાયો છે જે લોકો પોતે પણ કરી શકે છે. ગિલ્બર્ટ સ્લેટરનો ઉતારો ટાંકી શ્રી. સત્યનાથન લખે છે કે વર્ષમાં બધું મળીને પાંચ મહિનાના કામ જેટલું જ ખેડૂતને ખેતીનું કામ હોય છે. ગામડાંના લોકો પાસે સાધારણ રીતે ઘણો નવરાશનો વખત રહે છે. જો આ નવરાશનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો તેનાં, આજની દશા જોતાં, સામાજિક અને આર્થિક ઘણાં સારાં પરિણામો આવે. પણ આજે તો એવી નવરાશને લીધે ગામડાંની પ્રજામાં કુસંપ અને તકરાર વધ્યાં છે. પુખ્ત ઉમરનાં સ્ત્રીપુરુષોમાં શિક્ષણનો ફેલાવો થવો જોઈએ. પણ એની સાથે એવા ગૃહઉદ્યોગોનો પણ વિકાસ થવો જોઈએ કે જે કારખાનાં અને મોટા વ્યવસ્થિત ઉદ્યોગોની પેદાશની હરીફાઈમાં પણ

ટકી શકે એવા હોય. આવા ઉદ્યોગોમાં શ્રી. સત્યનાથન નીચેના ઉદ્યોગો ગણાવે છે: કાંતવું, વણવું, સુતારી, કુંભારકામ, ફળો ઉગાડવાં, મરઘાં, બતકો, ઘેટાંબકરાં, મધમાખી અને રેશમના કીડા પાળવાં, બાગાયત અને બીજા બધા ચતુરાઈના અને ઝીણી નજરના, હાથના ધંધાઓ કે જેને માટે એક વખત હિંદુસ્તાન પ્રખ્યાત હતું તે સજીવન કરવા. આને સારુ તેમણે જાપાનનો દાખલો આપ્યો છે. જાપાનમાં જોકે અરધી જમીનમાં ચોખાની ખેતી થાય છે, છતાં ૨૦ લાખ જેટલા ખેડૂતો રેશમના કીડા પાળી તેમાંથી સારી જેવી આવક કરે છે. હિંદુસ્તાનમાં મધ-માખીઓ પાળવી એ કદાચ બધે ન બની શકે, તોપણ જ્યાં થઈ શકે એમ હોય ત્યાં, શ્રી. સત્યનાથન સૂચવે છે કે, સરકારી ફાર્મમાં મધપૂડાઓ અને મધમાખીઓ રાખવામાં આવે, અને પૂડામાંથી મધ કાઢવાનાં હાથનાં યંત્રો પણ હોય કે જે ફાર્મના મધપૂડા ઉપરાંત થોડી કિંમત લઈને પડોશના બીજા ખેડૂતના પૂડાઓમાંથી પણ મધ કાઢી આપતાં હોય. શ્રી. સત્યનાથનની યોજનામાં બીજી આપણને રસ પડે એવી બાબત મનુષ્યમળ અને છાણનો નાશ થતો અટકાવવો એ છે. સડી જતો ઘાસપાલો, છાણ અને રાખનું ખાતર તૈયાર કરવા બાબત શોધખોળ કરવી જોઈએ. અને સાથેસાથે તેમની એ પણ સૂચના છે કે મનુષ્યમળના નાશથી જે કીમતી ખાતર નાશ પામે છે તે વિષે લોકોને શિક્ષણ આપવાનો દઢ પ્રયત્ન કરવો જોઈએ. જે કેંદ્ર દ્વારા કામ કરવાનું હોય તે દરેક મુખ્ય બજારના કેંદ્રને એક ઉમદા આખલો પૂરો પાડી ઢોરની જાત સુધરાવવી અને સુવ્યવસ્થિત ગોશાળાઓ દાખલ કરવી એ

પણ પુનર્ઘટનાની યોજનાનો એક ભાગ હોવો જોઈએ. ખેતીની સાથે સંબંધ રાખતા ગૃહઉદ્યોગોને સજીવન કરવાથી જમીન ઉપરનો લોકોની આજીવિકાનો ભાર ઘટશે અને તેથી એ ઉદ્યોગોની સફળતા વિષે પણ ખાતરી રાખી શકાશે. શ્રી. સત્યનાથન સરકાર પાસેથી એવી આશા રાખે છે કે તે પૈસાની મદદ અને શાસ્ત્રીય જ્ઞાન પૂરાં પાડે અને તે સાથે કારીગરોએ તૈયાર કરેલી વસ્તુઓ ખપાવવાનાં બજારો પણ શોધી આપે. આ સાથે તેઓ એ પણ સૂચવે છે કે વચગાળાના માણસોની લૂંટની સામે પણ ગૃહઉદ્યોગોનું આપણે રક્ષણ કરવું પડશે. પેદાશ વધવાથી, જો તે ઉત્પન્ન કરનારની આવકમાં વધારો થતો હોય અને મૂડીદાર વ્યવસ્થાપકો તેનો પોતાની આવક વધારવા માટે ઉપયોગ ન કરતા હોય, તો તેથી આખી કોમને ફાયદો થાય છે એ કંઈ સવિશેષ કહેવાની જરૂર નથી. જેઓ ગ્રામઉદ્યોગના વિકાસમાં રસ લે છે તેમને સારુ આ એક ચેતવણી છે ને તે તેમણે ધ્યાનમાં રાખવી ઘટે છે.

હરિજનબંધુ, ૧૬-૨-૧૯૩૬

## ૧૮

# ગામડાંના ઉદ્યોગ અને ગામડાંનું દેવું

(લેખક: વૈકુંઠરાય લલ્લુભાઈ મહેતા)

હિંદુસ્તાનનાં ગામડાંની પ્રજાના દેવાનો પ્રશ્ન રાજ્યકર્તાઓને અને અર્થશાસ્ત્રીઓને પચાસેક વરસ થયાં હંફાવી રહ્યો છે. એના ઉકેલ માટે વખતોવખત અનેક ઉપાયો સૂચવવામાં આવ્યા છે, ને એમાંના કેટલાકનો પાછળથી રાજ્યનીતિમાં સમાવેશ પણ કરવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉકેલ માટે વિચાર અને શક્તિનો ઘણો જ ઉપયોગ થયો હોવા છતાં ગામડાંના લોકોનો દેવાનો બોજો વધતો જ જાય છે, ને તેથી ખેતીના ધંધાને તેમ જ તેમાં રોકાયેલાં સ્ત્રીપુરુષોને ઘણું નુકસાન થઈ રહ્યું છે. આ રોગની વધારે સૂક્ષ્મ પરીક્ષા આપણે કરી હોત, અને ઉપર ઉપરના ઉપચારો કરવાના સહેલા કામથી આકર્ષાયા ન હોત તો ખેડૂતોની સ્થિતિ સુધારવાના જે ઉપાયો લેવાયા તે નિષ્ફળ જ જવાના છે એમ આપણને પહેલેથી જણાઈ આવ્યું હોત. અત્યાર સુધીના ઇલાજોમાં તો ખેડૂતોને પૈસા ધીરવાની પદ્ધતિમાં ને દેશના શરાફી તંત્રમાં સુધારા કરાવવાના પ્રયાસ થયા છે એટલું જ. પણ ૧૯૩૦માં નિમાયેલી મુંબઈ પ્રાંતિક બેંકિંગ ઇન્કવાયરી કમિટીએ જણાવ્યું હતું કે, આવા સુધારાની સાથે સાથે ગામડાંના જનસમૂહના રહેણીના ધોરણમાં ને આર્થિક સ્થિતિમાં સુધારો કરવાના અને

તેની ઉત્પાદક શક્તિમાં સંગીન વધારો કરવાના ઉપાયો નહિ યોજાય ત્યાં લગી ધીરધારની પદ્ધતિમાં સુધારો કરવાથી કશું નહિ વળે. ઇંડિયન સેંટ્રલ બેંકિંગ કમિટીએ ૧૯૩૧માં પોતાના રિપોર્ટમાં આ અભિપ્રાયને ટેકો આપ્યો, અને કહ્યું કે, હિંદુસ્તાનના ખેડૂતને અતિશય કંગાલ દશામાં લાવી મૂકનાર વસ્તુઓમાં એક મોટી વસ્તુ એ છે કે, ખેડૂતને ખેતીમાંથી જે બહુ થોડી આવક થાય છે તેમાં ઉમેરો કરી શકે એવા પૂરતા ગૌણ ઉદ્યોગો તેની પાસે નથી. આ શબ્દો લખાયાને પાંચેક વરસ થઈ ગયાં, છતાં દેવાને લગતી સ્થિતિમાં એટલો ઓછો સુધારો થયો છે કે નવી સ્થપાયેલી રિઝર્વ બેંક ઓફ ઇંડિયાના અધિકારીઓએ થોડા જ વખત પર ગામડાંની ધીરધારના પ્રશ્નનું વિવેચન કરેલું તેમાં એમને આપણી ખેતીને લગતી અર્થવ્યવસ્થાના આ અંગ તરફ લોકોનું ધ્યાન ખેંચવું પડયું છે. રિઝર્વ બેંક ઓફ ઇંડિયાનો એવો અભિપ્રાય છે કે, લવાદ મંડળોની સ્થાપના, પૈસા ધીરવામાં કડકાઈ, વ્યાજના દર પર અંકુશ વગેરે ઇલાજો લેવાય તેની સાથે સાથે, ખેડૂત ખેતીની નજીવી ઊપજમાં ઉમેરો કરી શકે તે માટે અનુકૂળ હોય એવા ગૌણ ઉદ્યોગો તેને પૂરા પાડવાની યોજના પણ થવી જોઈએ. એમણે આગળ પર ભાર દઈને એમ પણ કહ્યું છે કે, ધીરધારના પ્રશ્નને ખેડૂતની કમાવાની શક્તિ અને ખરીદવાની શક્તિના વધારાની સાથે બહુ નિકટનો સંબંધ છે. એટલે તેમણે ભલામણ કરી છે કે ઇલાકાની સરકારોએ ખેડૂતને માટે અનુકૂળ અને લાભદાયી એવા કયા આડધંધા શોધી કાઢીને ખેડૂતને તે ઉપાડી લેવા સમજાવી શકાય એમ છે એની તપાસ કરવી જોઈએ.

મૈસુર રાજ્યમાં સહકારી મંડળીઓની તપાસ કરવા નિમાયેલી સમિતિએ એના તાજેતરમાં પ્રસિદ્ધ કરેલા રિપોર્ટમાં લગભગ આવા જ વિચારો પ્રગટ કર્યા છે. સમિતિ કબૂલ કરે છે કે ધીરધારની કોઈ પણ યોજનાથી ખેડૂતને જે રાહત મળશે તે અધૂરી જ નીવડશે. અંતિમ ઇલાજ તો એ છે કે ગામડાંની આર્થિક સ્થિતિ સુધારવાની સતત પ્રવૃત્તિ કરવી. સમિતિના મત પ્રમાણેએ પ્રવૃત્તિનું એક મુખ્ય અંગ તે ગૌણ ઉદ્યોગોની સ્થાપનાનું છે, જેથી ખેડૂતની ખેતીમાંથી થતી આવકમાં ઉમેરો થઈ શકે. સમિતિ કહે છે કે, ખેતી પર આધાર રાખનાર લોકસંખ્યામાં ઘણો વધારો થયો છે છતાં એની સાથે ખેતીની ઊપજના પ્રમાણમાં વધારો થયો નથી. જે ગૃહઉદ્યોગો ખેડૂતને ને તેનાં કુટુંબીજનોને ફુરસદના વખતમાં ગૌણ ધંધા તરીકે કામ આવતા તે બહારથી આવતી યંત્રોની બનાવટોની હરીફાઈથી નાબૂદ થઈ ગયા છે એથી ખેડૂતની વિપત્તિમાં વધારો થયો છે. આ નાના ગ્રામઉદ્યોગ અથવા ગૃહઉદ્યોગમાંથી કોઈ એકાદ ચલાવવાને પૂરતો વખત તો ખેડૂતની પાસે છે; પણ "એના નવરા વખત ને નવરા હાથને માટે કામ ખોળી કાઢવાને" કંઈ વ્યવસ્થિત પ્રયત્ન થતો નથી, એટલે તે પોતાની રોજેરોજની જરૂરિયાતો ખરીદવાને પાસે જે કંઈ રોકડા પૈસા હોય તે કાઢી નાંખે છે. એટલે આ સમિતિએ ભલામણ કરી છે કે સહકારી પ્રવૃત્તિની શક્તિ વધતા પ્રમાણમાં લોકોને ગ્રામઉદ્યોગ માટે સંગઠિત કરવામાં અને તેમની સામાન્ય પ્રવૃત્તિમાં આડધંધાનો ઉમેરો કરાવી આપવામાં વપરાવી જોઈએ. સમિતિ કહે છે કે, આ કામ અનેક ઉદ્યોગો માટેની સહકારી મંડળીઓ મારફતે થવું જોઈએ. એ મંડળીઓ લોકોને કાચો

માલ પૂરો પાડે, મજૂરોને રોકે, મજૂરીના પૈસા અગાઉથી આપે, તૈયાર માલ ભરવાની વખારો રાખે, અને મોટાં ગામોમાં ને વેપારનાં મથકોમાં તૈયાર માલ વેચી આપવાની સગવડ કરે. મૈસુર રાજ્યમાં કયા કયા ઉદ્યોગો સહકારી પદ્ધતિએ ચલાવી ને ખીલવી શકાય એ પણ સમિતિએ બતાવ્યું છે, અને સહકાર તેમ જ ઉદ્યોગોનાં ખાતાંઓને ભલામણ કરી છે કે તેઓ આ ઉદ્યોગોને સહકારી ધોરણે ખીલવવા તરફ ખાસ ધ્યાન આપે.

હરિજનબંધુ, તા. ૨૮-૩-૧૯૩૭

૧૯

# ગ્રામઉદ્યોગ સંઘનું કાર્યક્ષેત્ર

( લેખકઃ જે. સી. કુમારપ્પા )

હિંદી રાષ્ટ્રીય મહાસભાની મુંબઈમાં મળેલી બેઠકે અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપનાને લગતો ઠરાવ કર્યો, એટલે અત્યારે દેશનું ધ્યાન ગામડાં તરફ ખેંચાયું છે. સાચું ભારતવર્ષ ગામડાંમાં વસે છે, ને શહેરોની સંખ્યા તો ગામડાંના પ્રમાણમાં ઘણી નાની છે, એ વાત જ આપણે ભૂલી ગયા હતા. 'પુનર્ઘટના' શબ્દ આપણે વાતવાતમાં ઘણો વાપરી નાંખીએ છીએ; પણ એટલું યાદ રાખતા નથી કે પુનર્ઘટના એ જૂના પાયા પર નવી ઇમારતનું મંડાણ સૂચવે છે. તેથી આપણે આપણા જૂના ઇતિહાસનો ધ્યાન દઈને અભ્યાસ કરવો જોઈએ, જેથી આપણને ખબર પડે કે આપણે કયા સંગીન પાયા પર ઇમારત બાંધવી જોઈએ ને કયાં ભયસ્થાનોથી ચેતવું જોઈએ.

બીજા દેશોના કાર્યક્રમ પૂરેપૂરા સ્વીકારી લેવાની વાત કરતા પહેલાં આપણે એ દેશો અને આપણા દેશ વચ્ચેનો ભેદ બરાબર સમજી લેવો જોઈએ. પશ્ચિમની સંસ્કૃતિની શરૂઆત ગ્રીસથી થઈ ગણાય. એ સંસ્કૃતિ પ્રથમથી મુખ્યત્વે શહેરી સંસ્કૃતિ રહી છે. એ સંસ્કૃતિનું મૂળ તે રાજદરબારો હતા. ત્યાંથી એ ધીમે ધીમે જનસમૂહમાં ઊતરી આવતી. એ આર્થિક

વ્યવસ્થામાં સામાન્ય રીતે મોટાં ગામો અને શહેરોમાં જ માલની ઉત્પત્તિ થાય. સામાન્ય માણસને લાચારીને લીધે અને સંગઠનના અભાવને લીધે મોંમાગ્યા ભાવ આપવા પડે. અને બીજી બાજુ માલ પેદા કરનારાં કારખાનાંમાં મજૂર માલિકના ઝઘડા ને અંધાધૂંધી ચાલતાં હોય. કારખાનાંવાળા એકી કરીને બજારમાં મનમાન્યા ભાવ રાખે. આ બધાનું પરિણામ એ આવ્યું છે કે, શહેરોને જોઈએ ને તે માગે એવો કાચો માલ પેદા કરવા સિવાય બીજું કશું કરવાની શક્તિ કે આવડત ગામડાં પાસે રહી નથી.

આપણા દેશમાં આજે આપણી સામે જે પ્રશ્નો પડેલા છે તેવા જ પ્રશ્નોનો ઉકેલ આણવાનો આપણા પૂર્વજોએ પ્રયત્ન કરેલો : સંયુક્ત કુટુંબ, જમીનની વહેંચણી, અને વર્ણ-વ્યવસ્થા એ સંસ્થાઓ એમના એ પ્રયત્નની સાક્ષી પૂરે છે. આજે તો એ સંસ્થાઓમાં ઘણો સડો પેઠો છે. સંયુક્ત કુટુંબને લીધે હરીફાઈ વધતી નહિ; એક તરફ અઢળક ધન-સંગ્રહ ને બીજી તરફ નરી નિર્ધનતા એવી વિષમ સ્થિતિ પેદા થતી નહિ. કુટુંબનાં નબળાં, અપંગ, અસહાય માણસોનું પાલનપોષણ કરવાનો સશક્ત માણસોનો ધર્મ ગણાતો. જે વખતે સંપત્તિ મોટે ભાગે જમીનમાંથી જ પેદા થતી તે વખતે, જમીનની વહેંચણી થવાથી અમુક માણસોને માટે સટ્ટા કરીને ફળદ્રુપમાં ફળદ્રુપ જમીન પચાવી બેસવું અશક્ય હતું. દરેક ખેડૂતની પાસે રસાળ જમીન, મધ્યમ જમીન અને ખરાબ જમીનના કકડા રહેતા; અને કોઈ ખેડૂતને પોતાની રસાળ જમીન વેચવી હોય તો તેને આખા ગામની સંમતિ લેવી પડતી. એવી સ્થિતિ આજે પણ ચાલુ છે. એ જ રીતે

વર્ણવ્યવસ્થાનું પરિણામ એ આવતું કે અમુક વખતે અમુક એક ધંધામાં કમાણી વધારે દેખાય તો તેમાં પડાપડી થતી નહિ. આજે એવો અંકુશ રહ્યો નથી, એટલે કોઈ નવો ધંધો ઊઘડે છે કે તરત જ ઝટ ઝટ પૈસાદાર થઈ જવાની લાલસાવાળા માણસો એમાં કૂદી પડે છે, ને પછી એ ધંધામાં માણસોની પડાપડી ચાલે છે. જૂના જમાનામાં આમ બનવું શક્ય જ ન હતું. મજૂરી પેટે પૈસા નહિ પણ માલ મળતો, એટલે દરેક માણસને ખાવાપીવા પૂરતું અન્ન મળી રહેતું, અને જે માલ ઉત્પન્ન થતો તે થોડા જ માણસોના હાથમાં ભરાઈ ન રહેતાં ઘણા માણસોને પહોંચતો.

માલની ઉત્પત્તિનું કામ પણ એક જ જગાએ ન રહેતાં અનેક ગામડાંમાં વહેંચાઈ જતું. મોટાં ગામ અને શહેરનું કામ તો ગામડાંમાં પેદા થયેલો માલ એક જગાએ ભેગો કરી વેચી, તેના પૈસા ગામડાંના ઉત્પાદકને પહોંચાડવાનું હતું. આમ આપણે જોઈએ છીએ કે આ સિદ્ધાંતો પર રચાયેલી સંસ્કૃતિની રચના ગામડાંની આસપાસ જ થાય, અને એવી આર્થિક વ્યવસ્થાથી ગરીબો ચુસાતા અટકે, થોડાક માણસના હાથમાં ધનનો સંગ્રહ થતો અટકે, સૌને કામ મળી રહે, અને કંગાલિયત દૂર થાય. વ્યક્તિઓના લોભ પર અંકુશ રહે. આપણી એ પ્રાચીન સંસ્થાઓએ જગતની આર્થિક વ્યવસ્થામાં જે ભાગ ભજવ્યો છે તે પશ્ચિમના લેખકો સમજી શક્યા નથી. વ્યક્તિને સ્વાતંત્ર્ય હોય એનો અર્થ એ નથી કે સૌને નિરંકુશ સ્વેચ્છાચાર કરવાનો પરવાનો હોય. વર્ણવ્યવસ્થા અને સંયુક્ત કુટુંબની પ્રથાએ વ્યક્તિઓના લોભ પર અંકુશ મૂકેલો, અને રોથશિલ્ડ અને રોકફેલર જેવા ધનકુબેરો પેદા થવાનો સંભવ જ રહેવા

દીધો-ન હતો. આ બંને પ્રથાઓ એના ઉત્પાદકોએ નહિ કલ્પેલી એવી રીતે ચાલી છે એમાં શક નથી; પણ એનાથી જે લાભ થયો છે તેની આપણે ના પાડી શકીએ એમ નથી. આજે પણ આપણે એમ ઇચ્છતા નથી કે થોડાક માણસો ગરીબોને ચૂસીને અનર્ગળ ધનના ઢગલા વાળે અને સમાજમાં નિરંકુશપણે હરીફાઈ ચાલે.

ગયાં સોએક વરસમાં આપણા દેશમાં પશ્ચિમના અનુકરણથી મોટી મિલો ને કારખાનાં પેદા થયાં છે ને તેણે આપણાં ગામડાંનો ધાણ વાળી નાંખ્યો છે. ધમધોકાર ચાલતા દરેક ઉદ્યોગમાં કલ્પના, બુદ્ધિ અને શરીરશક્તિ એ ત્રણે વાપરનારની જરૂર રહે છે. માલની જે કિંમત આવે તેમાંથી આ ત્રણે વર્ગનો નિભાવ થવો જોઈએ. દુર્ભાગ્યે પહેલા બે વર્ગો ગામડાં છોડીને જતા રહ્યા છે, અને વકીલ, ડાક્ટર કે કારકુન થઈ બેઠા છે. ગામડાંના વૈતરું કરનાર માણસની ધા સાંભળે કે એની વહાર કરે એવું કોઈ રહ્યું નથી. પહેલાં તો ગામડાંમાં જ તૈયાર માલ પેદા થતો, તેને બદલે હવે ગામડાંના લોકો કાચો માલ પેદા કરીને શહેરમાં મોકલી દીધા સિવાય બીજું કશું કરી શકતા નથી. શહેરોમાંથી એ માલ પરદેશનાં કારખાનાંમાં તૈયાર થવા માટે ચડે છે, ને ત્યાંથી તૈયાર થઈને પાછો આ દેશનાં શહેર મારફતે ગામડાંમાં આવે છે. અને એના ગ્રામવાસીને કાચા માલની કિંમત કરતાં અનેક ગણા દામ વધારે આપવા પડે છે. પહેલાં લોકો પૂરતું અનાજ પેદા કરતા, તેને બદલે હવે બજારમાં જેના તરત વેચીને દામ પેદા કરી શકાય એવા જ પાક પેદા કરે છે. લોકોને પહેલાં મજૂરી પેટે અનાજ કે તૈયાર માલ મળતો તેને બદલે હવે

રોકડા પૈસા મળે છે. હવે ગામડાંનો બધો વહેવાર રોકડ નાણાથી જ ચાલે છે.

આ બધાનું પરિણામ એ આવ્યું છે કે જે ઉદ્યોગોમાંથી એક કાળે ભારતવર્ષની રિદ્ધિસિદ્ધિ પેદા થતી તે ધીમે ધીમે મરી ગયા છે. અને અન્ન, વસ્ત્ર ને આશ્રય જેવી રોજની જરૂરિયાતો પણ જે ધંધા વાટે પૂરી પડતી તે પણ પાયમાલ થઈ ગયા છે; અને જે વસ્તુઓ વિના જીવનનો નિર્વાહ જ ન થઈ શકે એવી વસ્તુઓ આપણાં ઘરોમાં પરદેશી બનાવટની આવતી થઈ ગઈ છે. આમ આપણા દેશમાં આજે નર્યું અંધેર ચાલી રહ્યું છે. શહેરો ગામડાંના કાચો માલ પેદા કરનાર મજૂરો અને પરદેશના કારખાનદારો વચ્ચેના આડતિયા બની ગયાં છે; અને બુદ્ધિશાળી લોકો પરદેશીઓના એજંટ બની ગામડાંને શોષવાનું કામ કરે છે.

આપણે જોઈ ગયા કે આપણાં ગામડાંની ગરીબાઈનું એક મુખ્ય કારણ એ છે કે ગામડાંમાંથી કલ્પના ને બુદ્ધિ વાપરનારા લોકો શહેરમાં જઈ બેઠા છે; અને તેથી જે ધંધામાં કંઈક બુદ્ધિશાળી માણસોની જરૂર પડતી એવા અનેક ધંધા નાબૂદ થઈ ગયા છે. આને લીધે ખેતીના ધંધા પર દબાણ વધ્યું છે. ગામડાના માણસ પાસે બીજો ઉદ્યમ ન રહે પછી ખેતી ન કરે તો કરે શું? અને તેથી, આજથી સોએક વરસ પહેલાં જે દેશમાં અનેક ઉદ્યોગધંધા ધમધોકાર ચાલતા તે દેશમાં આજે એટલા બધા લોકો લાચારીએ ખેતી કરતા થઈ ગયા છે કે ખેતીમાંથી એ બધાનું ગુજરાન પણ થતું નથી, ને ખેતી એ ચોખ્ખી ખોટનો ધંધો થઈ પડ્યો છે.

જો લોકોની આર્થિક સ્થિતિ સુધારવી હોય તો દેશમાં જે કંઈ બુદ્ધિશક્તિ રહી છે તે બધી કામે લાગે એવા અનેક ઉદ્યોગધંધા વધારવાના ઉપાયો આપણે શોધવા જોઈએ. તેથી નવા સ્થપાયેલા આ ગ્રામઉદ્યોગ સંઘનો ઉદ્દેશ એ છે કે, ગામડાંની સંપત્તિ અને બુદ્ધિ આજે શહેરો તરફ ઘસડાઈ રહી છે તેનો પ્રવાહ રોકવો અને એને પાછો ગામડાં તરફ વાળવો; ગામડાંમાંથી જે બુદ્ધિશાળી લોકો જતા રહ્યા છે તેમને પાછા ગામડાંમાં વસાવવા; અને સર્વ ગ્રામવાસી પ્રજાને માટે કમાણીવાળા ધંધા ખોળી કાઢવા, ને જે નાબૂદ થવા આવ્યા હોય તેને સજીવન કરવા.

આ સંઘમાં આપણે જૂના જમાનામાં જે હતું તે બધું જેવું ને તેવું પાછું લાવવા નથી માગતા. આપણા કાર્યક્રમમાં ભૂતકાળની આંધળી પૂજા નથી. આપણે તો દેશની સંપત્તિ વધે ને ટકે એટલા માટે શહેર અને ગામડાંનો સુયોગ્ય સંબંધ સ્થાપવો છે, ને એ બે વચ્ચેનો સહકાર વધારવો છે. માલ પેદા કરનાર, મૂડી રોકનાર, માલ વેચી આપનાર, અને માલને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જનાર, એ સૌની માલના ઉત્પાદનમાં જરૂર રહે છે. એ સૌની વચ્ચે યોગ્ય સહકાર આપણે સાધવો છે. આપણે જો મૂડીવાદને રોકવો હોય તો માલનું ઉત્પાદન એકહથ્થુ ન થવા દેતાં અનેક કેંદ્રમાં વહેંચાઈ જવું જોઈએ. મૂડી પૂરી પાડવાની અને માલનાં ખરીદી વેચાણની વ્યવસ્થા થોડાકના હાથમાં રહેવી જોઈએ ખરી.

**હરિજનબંધુ, ૧૦-૨-૧૯૩૫**

## ૨૦

# ભૂખમરાનું ધીમું મોત

(લેખક : ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ)

આ વર્ષના આરંભમાં કલકત્તામાં અખિલ ભારત વિજ્ઞાન પરિષદ મળી હતી તેમાં ડા. હટન પ્રમુખ હતા. ૧૯૩૧માં સરકારે જે વસ્તીગણુતરી કરાવી તેની દેખરેખ રાખવાનું ને આખા હિંદુસ્તાનની વસ્તીગણુતરી વિષે રિપોર્ટ તૈયાર કરવાનું કામ ડા. હટને કરેલું. "આ કામમાં જે અનુભવ મળ્યો તેને આધારે" એમણે એ પરિષદના ભાષણમાં કેટલીક વાતો કરેલી, તેમાં કહેલું :

"હિંદુસ્તાનની વસ્તીનો બહુ જ મોટો ભાગ ખેતી પાછળ જીવન ગાળે છે એનું કારણ એ નથી કે સંજોગવશાત્ એમને એમ કર્યા વિના છૂટકો નથી, પણ તેઓ ઇરાદાપૂર્વક બીજા કામ કરતાં એ કામ પસંદ કરે છે; અને અત્યારની દશામાં જ્યારે લોકો અજ્ઞાન છે ને તેમની પાસે મૂડીનો અભાવ છે તે વખતે લોકો ખેતીમાંથી આજીવિકા મેળવવા મથે તો એમનો ગુજારો જમીનની ઊપજમાંથી થવો અશક્ય નહિ થઈ ગયો હોય તો હવે પછી થશે. . . .

"વળી, અત્યારે જોકે દેશમાં ખોરાકનું પ્રમાણ એટલું હશે કે મોટા ભાગના ખેડૂતોને ભૂખે મરવા વારો નહિ આવે, પણ દિવસે દિવસે વધારે ને વધારે સ્પષ્ટ થતું જાય છે કે એ લોકોના ખોરાકની રચના બહુ જ ખરાબ હોય છે. હિંદુસ્તાનમાં ચાલતા રોગોનું કારણ ખોરાકની તંગી છે એના કરતાં વધારે તો ખરાબ રીતે પસંદ

કરેલો ખોરાક છે. . . . સર જૉન મેગૉએ એમના લેખમાં બતાવ્યું છે કે હિંદુસ્તાનમાં બે વાર ખાનારા લોકો કરતાં ત્રણ વાર ખાનારાની સંખ્યા વધારે છે, છતાં ઘણાખરા લોકો અયોગ્ય ખોરાક જ ખાય છે."

* * *

હિંદુસ્તાનમાં આજે લોકો અન્નનું ખરું સત્ત્વ સંચામાં દળવા ખાંડવાની ક્રિયાઓ વાટે ગુમાવે છે ને બાકીનો નિઃસત્ત્વ ભાગ ખાય છે, ને એને પરિણામે અનેક રોગોના ભોગ થઈ પડે છે, એ વાત સાચી છે. પણ ડા. હટને કહ્યું છે કે દેશમાં આજે અનાજનું પ્રમાણ પૂરતું છે, અને બે ટંક ખાનારા કરતાં ત્રણ ટંક ખાનારા લોકોની સંખ્યા વધારે છે, એ વાતો નરી આંખે જોયેલા પુરાવાથી છેક જ ઊલટી છે. અધપેટે રહેનારાં, ભૂખે ટળવળતાં, આંખમાં તેજ ને મોઢે નૂર વિનાનાં હાડપિંજરો જોવાને શહેરો છોડીને બહુ દૂર પણ જવું પડે એમ નથી. હિંદુસ્તાનના કયા ભાગમાં આજે ભૂખમરો નથી એ કહેવું મુશ્કેલ છે. બંગાળથી કાઠિયાવાડ સુધી ને આંધ્રથી આસામ સુધી હજારો માણસો અનાજને અભાવે નિસાસા નાંખી રહ્યાં છે. ઉત્કલ એ તો સતત ભૂખમરાની ભૂમિ છે. સંભવ છે કે આજના ભણેલા ને શહેરમાં જ વસનારા લોકોને આ ભયાનક ભૂખમરાની ઝાંખી ન હોય. એમને તો કદાચ પુસ્તકોનો પુરાવો જ જોઈએ. એ પુરાવો પણ કંઈ ઓછો નથી.

ડા. ગાંગુલી નામના શાંતિનિકેતનના અધ્યાપકે લખેલું 'ભારતનાં ગામડાં' વિષે એક પુસ્તક હજુ હમણાં જ બહાર પડયું છે. એમાં લોકોની ગરીબાઈનું કેટલુંક વર્ણન આપીને લખ્યું છે:

"હિંદુસ્તાનના જીવનની મુખ્ય વિશેષતા એ એની ગરીબાઈ છે. એ ગરીબાઈ ભયાનક છે, અને કંઈ સુધારો થતો હોય તોયે તે કીડીવેગે થાય છે. ગામડાંના માણસો સામાન્ય રીતે જે ખોરાક ખાય છે તે પેટ ભરવાને કે પોષણ આપવાને પૂરતો નથી જ હોતો. જે માણસોને પ્રજાનું નિત્યનું જીવન પ્રત્યક્ષ નિહાળવાની તક મળી છે તેઓ કહે છે કે દેશની વસ્તીમાંથી ત્રણ કે ચાર કરોડ માણસોને એકથી બીજે ટંક ખાવાનું કદી મળતું નથી, અને તેઓ હમેશાં ભૂખમરા જેવી જ સ્થિતિ વેઠે છે. . . . એક હિંદી અર્થશાસ્ત્રી ઘણી તપાસ કર્યા પછી એવા નિર્ણય પર આવ્યા છે કે હિંદુસ્તાનની જેલોમાં જે ખોરાક અપાય છે તેને ધોરણે ગણતરી કરતાં હિંદુ-સ્તાનમાં માણસને વરસે રૂ. ૯૦ની કિંમતનો ખોરાક જોઈએ. પણ દેશની માથાદીઠ સરેરાશ આવક તો આના કરતાં ક્યાંયે ઓછી છે. મહાયુદ્ધ પછીના ભાવો ગણતાં બ્રિટિશ હિંદમાં માથાદીઠ સરાસરી આવક રૂ. ૭૦થી વધારે તો નહિ જ ગણી શકાય."

આ ભાવો ૧૯૨૯ પછી તો ઘણા જ ઊતરી ગયા છે, એટલે સર વિશ્વેશ્વરૈયાએ ગણતરી કરીને કહ્યું છે કે, આગલાં વરસના ૭૦ એ આજે ૫૦ રૂપિયા ગણાય. જે અધ્યાપકે ઉપલી ખોરાકની કિંમતની ગણતરી કરી છે તેમણે તો સરેરાશ માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૪૬ની જ ગણી છે. આ આંકડા પણ સિદ્ધ કરે છે કે હિંદુસ્તાનનાં માણસને સરેરાશ અડધાં ભૂખે રહેવું જ પડે છે.

શ્રી. કેશવ આયંગાર નામના અર્થશાસ્ત્રીએ નિઝામના રાજ્યનાં કેટલાંક ગામડાંની આર્થિક તપાસ કરેલી તેના રિપોર્ટમાં લખ્યું છે:

"ગામડાંના લોકો ભૂખ બરાબર તૃપ્ત કરવાને બદલે ભૂખને મારે છે. કોઈ પણ ચીજ પૌષ્ટિક ને આરોગ્યદાયી છે કે કેમ એનો વિચાર ભાગ્યે જ કરવામાં આવે છે. ઘણા લોકો સવારમાં કાંજી

બનાવીને ખાય છે, કેમકે એમાં દાણા ઓછા જોઈએ. ઘેર બનાવેલો ચોખાનો દારૂ પીવાનો રિવાજ પ્રચલિત થઈ ગયો છે એની પાછળ પણ ઓછામાં ઓછા દાણાથી ચલાવવાનો જ ખ્યાલ રહેલો છે."

અધ્યાપક ખુશાલ શાહે આ ભૂખમરાની બૂરી અસર વર્ણવતાં લખ્યું છે :

"હિંદુસ્તાનના લોકો પૂરું ખાવા નથી પામતા. એનું પરિણામ સ્પષ્ટ છે ને અનિવાર્ય છે. કાં તો ત્રણ માણસદીઠ એક માણસે ભૂખ્યા રહેવું; અથવા, બીજો ઘણો સહેલો અને હાનિકારક રસ્તો એ છે કે દરેક જણે ત્રણ ટંક ખાવું જોઈએ તેમાંથી એક ટંકનું ખાણું બાદ કરી નાંખવું. આ બીજો રસ્તો લીધા સિવાય છૂટકો જ નથી હોતો. તેથી માણસોનાં શરીરબળ અને ચેતનનો ઉત્તરોત્તર હ્રાસ થતો જાય છે; અને તેથી તેઓ વધારે મહેનત કરીને વધારે પાક પેદા કરી અન્નની ખોટ પૂરી કરે એ સંભવ ઓછો ને ઓછો થતો જાય છે. આમ આ ચંડાળચક્ર પૂરું થાય છે. હિંદુસ્તાનના લોકો પ્રમાણમાં અશક્ત અને અસમર્થ હોય છે કેમકે તેમને પેટ ભરીને ખાવાનું નથી મળતું. અને તેમને પૂરતો ખોરાક નથી મળતો. ગરીબમાં ગરીબ મનુષ્યને પણ જોઈએ એટલું અન્ન તેઓ પેદા નથી કરી શકતા, કેમકે તેમનામાં શક્તિ, સામર્થ્ય અને ઉત્સાહ નથી."

* * *

પણ આ ભૂખમરાના પુરાવા અંગ્રેજ નિરીક્ષકોએ પણ કંઈ ઓછા નથી આપ્યા. હિંદી સરકાર દર વરસે 'હિંદુસ્તાનની નૈતિક અને આર્થિક પ્રગતિનો સરકારી રિપોર્ટ' પ્રસિદ્ધ કરે છે. ૧૯૨૭–૨૮ની સાલના એ સરકારી રિપોર્ટમાં લખ્યું છે :

"હિંદુસ્તાનનાં ગામડાંમાં ઘણું દારિદ્રય એવું છે જેને 'ભયાનક' એ જ વિશેષણ આપી શકાય; કેમકે એ દારિદ્રય એવું છે કે એનો ભોગ થઈ પડેલા લોકો છેક મરણને કાંઠે જીવે છે."

બીજા અનેક સરકારી અમલદારોએ એવી જ સાક્ષી પૂરી છે. ગિલબર્ટ સ્લેટરે મદ્રાસ ઇલાકાનાં ગામડાંની આર્થિક તપાસ કરીને એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, તેમાં લખ્યું છે: 'હિંદી ખેડૂતની પાસે એક સમૃદ્ધિ બહુ મોટી છે; એ સમૃદ્ધિ તે નવરાશ.' ૧૯૨૨માં એક પ્રાંતના ગવર્નરે કહેલું, 'હિંદુસ્તાનનો ખેડૂત મરવાને વાંકે જીવે છે.' આરનલ્ડ લપટન નામના લેખકે લખ્યું છે: 'એ લોકો જીવી શકે છે એ જ મહાઆશ્ચર્ય છે.' આ તો હમણાંનાં વચનો છે. આજથી પચીસ ત્રીસ વરસ પહેલાંની કે ગયા સૈકાના પાછલા ભાગની પણ એ જ સ્થિતિ હતી. હિંદી સરકારના ખેતી ખાતાના મંત્રી એલન હ્યુમે ૧૮૮૦માં લખેલું: 'બહુ સારી મોસમ હોય તે સિવાય હજારો લોકો દર વરસે અનેક મહિના સુધી પોતાને અને બાળબચ્ચાંને માટે પૂરતું અન્ન પામતા નથી.' એક વખતે આસામના ચીફ કમિશનર હતા એવા સર ચાર્લ્સ ઇલિયટે લખ્યું છે: 'હું બેધડકપણે કહું છું કે, હિંદુસ્તાનની ખેડૂત વસ્તીના અરધા ભાગને વરસના આરંભથી માંડીને અંત સુધી કદીયે પેટ ભરીને ખાવાનું કેવું હોય એની ખબર પડતી નથી.' એથીયે કરુણ દશા ૧૯૦૨માં મદ્રાસનાં ગામડાંમાં ફરનાર એક અમેરિકન પાદરીએ વર્ણવી છે: 'લોકો બેત્રણ દહાડે એક ટંક ખાઈને જીવે છે. એક વાર મેં ત્રણસો માણસની કમાણી વિષે ઝીણવટથી તપાસ કરી તો જોયું કે, એમની રોજની સરાસરી માથાદીઠ આવક એક પૈસાથી પણ ઓછી હતી. એ લોકો જીવતા હતા એમ તો ન જ કહી શકાય. એ તો જેમતેમ કરીને આયુષ્ય પૂરું કરતા હતા.' આજના બ્રિટિશ વડા પ્રધાન રામસે મેકડોનાલ્ડે ૧૯૧૦માં

હિંદુસ્તાનનો પ્રવાસ કર્યા પછી લખેલું: 'હિંદુસ્તાનની નિર્ધનતા એ અભિપ્રાયની વાત નથી; એ તો નરી હકીકત છે.'

ડૉ. મેન થોડાં વરસ પર મુંબઈ ઇલાકાના ખેતી ખાતાના વડા હતા. હાલ નિવૃત્ત થયેલા છે. એમણે ૧૯૨૮માં લખેલું:

"સરકાર અને સમાજસુધારકો જ્યાં સુધી એટલી વાત ન સમજે કે ખેડૂત પ્રજાની આબાદીની ચાવી તેમનાં પેટ ભરવામાં રહેલી છે ત્યાં સુધી કશું કામ થઈ શકવાનું નથી. ખાલી પેટ એ હિંદુસ્તાનની પ્રગતિમાં મોટા વિઘ્નરૂપ છે. અને હું આ દેશ છોડીને જાઉં તે પહેલાં બહુ જ ભાર દઈને કહેવા ઇચ્છું છું કે લોકોનાં પેટ ભરવા ઉપર જ બધા પ્રયત્નો એકાગ્ર કરવા જોઈએ. આ ભૂમિના લોકોને, સૌ સમાજસુધારકોને, અને અમલદારોને મારો છેવટનો સંદેશો એ જ છે કે તમે એવા ઉપાયો લેજો જેથી ખેડૂતોને પૂરતું અન્ન ખાવા મળે."

બીજા એક અંગ્રેજ લેખકે લખ્યું છે:

"હિંદના કરોડો ખેડૂતો અડધા એકર જમીન પર ગુજારો કરવા ફાંફાં મારે છે. એમનું જીવતર એ ભૂખમરા સાથેનો સતત સંગ્રામ છે, ને એમાં ઘણુંખરું તો એમની હાર જ થાય છે. મનુષ્યને છાજે એવું, સહેજસાજ સુખસગવડવાળું જીવન કેમ ગાળી નથી શકાતું એ એમની મુશ્કેલી નથી. એમની મુશ્કેલી તો એ છે કે, મરી ન જતાં કાયાને ટકાવી શી રીતે રાખવી. જે ભાગોમાં નહેરો છે તે સિવાયના પ્રદેશ વિષે કહી શકાય કે ત્યાં સદા દુષ્કાળ જ પ્રવર્તે છે."

૧૯૨૮માં બ્રિટિશ પાર્લમેન્ટના એક સભ્ય મિ. પર્સેલે હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યા પછી લખેલું:

"એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય કે, હિંદુસ્તાનની વસ્તીનો બહુ જ મોટો ભાગ જન્મે છે તે દિવસથી મરતા સુધી ભૂખ વેઠે છે. ૨૫ કરોડ હિંદીઓ આખી જિંદગી ભૂખનું દુઃખ વેઠે છે.

એમનાં પેટ પૂરાં ભરાતાં જ નથી ને એની વેદના તેઓને ભોગવવી પડે છે. એ ભૂખને શમાવવા એમને પૂરતા ચોખા પણ મળતા નથી. હજારો માણસો તો આ નર્યાં ધીમા ભૂખમરાની મહાવેદનાથી રિબાઈ રિબાઈને મરતાં હશે. હિંદુસ્તાનમાં ફરીને મેં મન સાથે ગાંઠ વાળી છે કે હિંદુસ્તાનના બધા પ્રશ્નોથી મોટો ને વિકરાળ પ્રશ્ન તે પેટની પીડાનો છે. બીજા બધા પ્રશ્નોનું મૂળ એ છે. આ કરાળ આર્થિક પ્રશ્ન આગળ બીજા બધા પ્રશ્નો ઝાંખા પડી ગયા છે. આ સ્ત્રી પુરુષ બાળકોને રોજ થોડાક દાણા ચોખાના વધારે મળે છે એવી ખબર જાણવાને સારુ હું ગમે તે આપવા તૈયાર થઈ જાઉં. આ લોકોની આવકમાં રોજના એક આનાનો પણ વધારો થાય તો એમની આજની સ્થિતિ કરતાં ઘણો જ સુધારો થયો કહી શકાય."

* * *

હવે ડૉ. હટને કહેલી બીજી વાત પર આવીએ. હિંદુસ્તાનમાં ખેતી પર માણસનો બોજો વધતો જાય છે ને ખેતી એમને પૂરતી આજીવિકા આપતી નથી એ વાત સાચી છે. ખેતી એ ચોખ્ખા ખોટનો ધંધો થઈ પડ્યો છે એમ જાતતપાસથી મેળવેલા આંકડાઓ વડે પુરવાર કરવામાં આવ્યું છે. ખેતી પર વધતા જતા દબાણ વિષે હિંદી અર્થશાસ્ત્રના કોઈ પણ પુસ્તકમાં ઉલ્લેખો કરેલા જણાશે. એમાંથી એક નમૂના તરીકે ઢાકા વિદ્યાપીઠના અધ્યાપક સહાએ 'ગ્રામીણ બંગાળ' નામના પુસ્તકમાં એ વિષે લખ્યું છે તે જોઈએ:

"ખેડૂતો, નોકરો અને ખેતરમાં કામ કરનાર મજૂરો બધાને ગણીએ તો ખેતીનું કામ કરનારની સંખ્યા બંગાળમાં ૧ કરોડ ૧૦ લાખની થાય. જે જમીનમાં ખેતી થાય છે તેનો વિસ્તાર ૨ કરોડ ૪૦ લાખ એકરનો છે. આ વિસ્તારને મનુષ્યની સંખ્યાથી ભાગીએ તો આ પ્રાંતમાં દરેક જણને ભાગે ૨$\frac{1}{5}$ એકરથી સહેજ વધારે જમીન આવે. ઇંગ્લંડમાં ૧૯૧૧ની વસ્તીને હિસાબે ગણતાં

આ પ્રમાણ માણસ દીઠ ૨૧ એકરનું છે. એ બંગાળના પ્રમાણ કરતાં દસગણું થયું.”

પણ માણસો બીજા ધંધા છોડીને સ્વેચ્છાએ ખેતીનો ધંધો કરવા જાય છે એ વાત છેક જ પાયા વિનાની છે. ઉપલા જ લેખકના શબ્દો ટાંકીએ:

“એક કાળ એવો હતો જ્યારે આ પ્રાંતની વસ્તીના આજના કરતાં ઘણા વધારે ભાગનું પોષણ ઉદ્યોગોમાંથી થતું. પણ પશ્ચિમના દેશોમાંથી સંચાની બનાવેલી સોંઘી ચીજો આવવા લાગી તેની હરીફાઈને જ પરિણામે બીજા પ્રાંતની પેઠે બંગાળમાં પણ ગૃહ-ઉદ્યોગની પડતી થઈ અને ઘણાખરાનો સમૂળો નાશ થઈ ગયો. તેથી એ ઉદ્યોગોમાં રોકાયેલા ઘણા લોકોને આજીવિકા માટે ખેતી કરવા સિવાય બીજો રસ્તો જ રહ્યો નહિ. આ ઉદ્યોગોની પાયમાલી અને ઉદ્યોગ પર નભતા લોકોનું ખેતી પર દબાણ એ જ આજની દુર્દશાનું મૂળ છે.”

* * *

એ જ ભૂખમરાનું પણ મૂળ છે. જે દેશ એક કાળે — આજથી સો વરસ પહેલાં સુધી — મહા સમૃદ્ધિમાન દેશ ગણાતો, જેની અઢળક સંપત્તિ પરદેશીઓને લોભાવતી, જ્યાં રિદ્ધિસિદ્ધિની છોળ હતી, જે ભૂમિનું ‘સુજલા, સુફલા, શસ્યશ્યામલા’ એ વચનોથી ગુણગાન થયું છે એ જ દેશમાં આજે કરોડો લોકો જીવનભર ભૂખમરાના ધીમા મૃત્યુની કરાલ દાઢમાં પિસાઈ રહે છે, એ સ્થિતિનું યથાર્થ ચિત્ર કઈ રીતે દોરી શકાય? જે ગામડાં એક સમયે સુખી, સમૃદ્ધ અને શાંત ને આનંદમય હતાં તે આજે એના ઉદ્યોગોના વિનાશને પરિણામે નિર્ધન, નિસ્તેજ, ખંડેર જેવાં બની ગયાં છે. ગામડાંની એ સમૃદ્ધિ સહસ્રમુખે ધોવાઈધોવાઈને શહેરોમાં ને ત્યાંથી પરદેશોમાં પહોંચી ગઈ છે.

વેપારની જે ધોરી નસો વડે ગામડાંમાં ધનરૂપી લોહી વહેંચાઈ જતું તે જ ધોરી નસો આજે ગામડાંના રુધિરને શોષી રહી છે. આ વિનાશનાં બીજાંયે કારણો છે, તેમાં આ કારણ મુખ્ય છે. એ વિનાશમાં આપણો — વિદેશી સોંઘી ચીજો વાપરનાર દરેક ભારતવાસીનો — પણ હાથ છે, એનો જ આપણે વિશેષે વિચાર કરવાનો છે. ભૂખમરાનું ધીમું મોત કંઈક અંશે પણ ટાળવાનો ઉપાય આ સ્મૃતિશેષ થઈ ગયેલા — ને ઘણે ઠેકાણે તો સ્મૃતિમાંથી પણ ભૂંસાઈ ગયેલા — ઉદ્યોગોના પુનરુદ્ધારમાં રહેલો છે.

હરિજનબંધુ, ૭-૪-૧૯૩૫

## ૨૧

# નાના ઉદ્યોગોની આવશ્યકતા

( લેખક : ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ )

## ૧

હમણાંનાં થોડાંક વરસોમાં હિંદુસ્તાનની આર્થિક સ્થિતિનો રાષ્ટ્રીય દષ્ટિએ અભ્યાસ ઠીકઠીક વધ્યો છે, તેની સાથે એ વિષયના રાષ્ટ્રીય દષ્ટિએ લખાયેલા સાહિત્યમાં પણ ધીરેધીરે વધારો થતો જાય છે ને એ વિષયનાં અનેક અંગો પર હિંદી લેખકોને હાથે લખાયેલાં નવાં નવાં પુસ્તકો પ્રસિદ્ધ થતાં જાય છે. કેટલાયે પ્રાંતોમાં તે તે પ્રાંતના વિશિષ્ટ આર્થિક પ્રશ્નોની ચર્ચા કરતાં પુસ્તકો તૈયાર થયાં છે. 'મહારાષ્ટ્ર અને કર્ણાટકની આર્થિક સ્થિતિ' એ નામનું શ્રી. વાય. એસ. પંડિત નામના લેખકે લખેલું, પૂનાના લોકમાન્ય તિલક સ્મારક ટ્રસ્ટે જાહેર કરેલા ઇનામ માટે સ્વીકારાયેલું અંગ્રેજી પુસ્તક થોડા વખત પર પ્રસિદ્ધ થયું છે. એમાં જોકે મહારાષ્ટ્ર કર્ણાટકની સ્થિતિની ચર્ચા છે ( આ પુસ્તકમાં 'મહારાષ્ટ્ર' માં વરાડ અને મધ્યપ્રાંતના મરાઠી જિલ્લાઓનો પણ સમાવેશ કરેલો છે ), છતાં ત્યાંની સ્થિતિ ઘણે અંશે હિંદુસ્તાનના બીજા પ્રાંતોને મળતી જ છે, ને ખેતી, બેકારી ને ઉદ્યોગના જે પ્રશ્નો એમાં ચર્ચેલા છે તે બીજા પ્રાંતોને પણ એટલા જ લાગુ પડે છે, એટલે ગુજરાતી વાચકોને એની કંઇક રૂપરેખા આપવી અનુચિત નહિ ગણાય.

આ પુસ્તકના લેખકે પુસ્તકનો મોટો ભાગ ગામડાંની વસ્તી અને ખેડૂતવર્ગની સ્થિતિના વર્ણનમાં રોક્યો છે એ યોગ્ય જ છે, કેમકે હિંદુસ્તાનની પ્રજાનો બહુ મોટો ભાગ આ વર્ગોનો જ બનેલો છે. હિંદુસ્તાન ગામડાંમાં વસે છે એમ કહેવું એ અલંકારની ભાષા નથી, પણ અક્ષરશઃ સાચું છે. હિંદુસ્તાનમાં ગામડાંના પ્રશ્નો અનેક અને અનેકવિધ છે, પણ એમાં સૌથી મોટો ને સૌથી વિકટ પ્રશ્ન ગરીબાઈનો છે, ને ગામડાંની પ્રજા જે અનેક દુઃખોથી પીડાઈ રહી છે તેમાંનાં ઘણાંના મૂળમાં આ દારિદ્ય જ છે. આ દારિદ્યનું કારણ તે 'આ પ્રાંતમાં રેલની પેઠે આવી પડેલી વિદેશી ચીજોનો ધસારો અને પરાપૂર્વથી ચાલતી આવેલી ગામડાંની સ્વાશ્રયી સ્વયંપૂર્ણ અર્થવ્યવસ્થાનો નાશ' છે એમ, સર્વ હિંદી અર્થશાસ્ત્રીઓની પેઠે, આ ગ્રંથકારનું પણ માનવું છે. વસ્તુતઃ આ ઉદ્યોગોના નાશથી જ આપણી આર્થિક વિપત્તિનો આરંભ થયો હતો. લાખો માણસો એકાએક કામધંધા વિનાનાં થઈ ગયાં ને એમને માટે દુઃખદારિદ્યના દહાડા બેઠા. લેખક કહે છે: 'આને લીધે આ પ્રાંતનું આર્થિક જીવન ખેતીપ્રધાન બની ગયું, ને આપણા હાથઉદ્યોગોના વિનાશ પછી એ એક મહાવિકટ પ્રશ્ન થઈ પડેલો છે. જેમના ઉદ્યોગધંધા ગયા તે પણ જમીનની પડાપડીમાં ભળ્યા, ને હવે ખેતી એ ૭૦ ટકા જેટલી વસ્તીનો મુખ્ય આધાર થઈ પડ્યો છે.' ઉદ્યમવિહીન બેકાર થઈ પડેલા લોકોનો ખેતી પરનો ધસારો સો વરસ પહેલાં શરૂ થયેલો તે અટક્યો નથી; તે હજુ ચાલુ છે, ને દર દસકે જ્યારે નવું વસ્તીપત્રક થાય છે ત્યારે 'ખેતી' પર આધાર રાખનારની સંખ્યામાં વધારો થયેલો ને 'ઉદ્યોગ' પર આધાર રાખનારની

સંખ્યામાં એટલો ઘટાડો થયેલો દેખાય છે. લેખક કહે છે: ‘ખેતીમાં આ જે અતિશય ભીડ થઈ ગયેલી છે તેનાથી એ ધંધામાં રોકાયેલાં માણસોને તેમ જ પ્રાંતની આખી અર્થવ્યવસ્થાને હાનિ થઈ છે.’ ખેતી ઘણા વખતથી ખોટનો ધંધો થઈ પડી છે. લેખક કહે છે: ‘હકીકતમાં જો આપણે ખેતીના નફાતોટાના જે હિસાબ મળી શકે છે તે તપાસીએ તો દેખાય છે કે ઘણી જગાએ ખેતીમાંથી નફો નથી થતો, એટલું જ નહિ પણ ચોખ્ખી ખોટ જાય છે. ખેડૂતે ખેતી છોડી નથી દીધી માટે તેમાંથી નફો થતો હોવો જોઈએ એવું અનુમાન કરવાને કશું કારણ નથી. ખેડૂત ખેતીને વળગી રહે છે કેમકે નહિ તો એને ભૂખે મરવા સિવાય બીજો રસ્તો જ ન રહે.’ ખેડૂતનો દેવાનો બોજો ઉત્તરોત્તર વધતો જ જાય છે એ આ હકીકતનો સચોટ પુરાવો છે.

ઘણી જગાએ ખેડૂતો મને કે કમને, વધારે રોકડા પૈસા મળે એ હેતુથી, અનાજની ખેતી છોડીને બજારુ પાક કરતા થયા છે એથી પણ એમનું કશું દળદર ફીટયું નથી. એથી તો ખેડૂતો ‘પરદેશનાં બજારોમાં વધતી ઘટતી માગને વધારે અધીન’ બન્યા છે; અને દૂરના દેશનાં બજારો જેની તેમને કંઈ ગતાગમ નથી હોતી તેમાં ભાવોની ઊથલપાથલો થાય એની તેમના પાકના ભાવ પર વધારે સહેલાઈથી અસર થાય છે; ને એ ભાવ કયા કારણને લીધે બેસી ગયા એની ખબર પણ ખેડૂતને પડતી નથી. આ વિષે લેખક કહે છે: ‘પચાસ વરસ ઊંચા ભાવ રહ્યા તેથી નથી ખેડૂતનું જીવન સુખી થયું, નથી તેની ખેતીનું ધોરણ સુધર્યું. અને હવે ખેતીની પેદાશના ભાવ બેસી ગયા છે તેને લીધે મહારાષ્ટ્ર અને કર્ણાટકના ખેડૂતને

તો મહાવિપત્તિ આવી પડી છે.' ખેડૂતની સ્થિતિ સુધારવા માટે તેના વ્યવહારની પદ્ધતિ વગેરે અનેક વસ્તુઓના સુધારાનો વિચાર કર્યા પછી લેખક કહે છે: 'આ બધું થયા પછી પણ ખેતીમાં જામેલી ભીડ એ આપણી ખેતીનો જે મુખ્ય પ્રશ્ન છે તે તો કાયમ રહેશે જ. એનો એકમાત્ર અસરકારક ઉપાય તો ઉદ્યોગોની સ્થાપના એ જ છે.'

ખેડૂતો સામેનો બીજો મહાપ્રશ્ન તે 'ખેતીનું કામ કરવાનું ન હોય તે નવરાશના વખત'નો ઉપયોગ કેવી રીતે કરવો એ છે. એને વિષે લેખક કહે છે: 'એમ કહી શકાય કે આ પ્રાંતના ખેડૂત વરસમાં છ મહિના બેકાર રહે છે. અને છ મહિનાની બેકારી તો એવા ખેડૂતને છે જેની પાસે ખેતીની જમીન સરાસરી કદની હોય. પણ મહારાષ્ટ્ર કર્ણાટકમાં ખેતીની કુલ જમીનમાંથી ૪૦ ટકા જેટલી સરાસરી કદ કરતાં નાની છે, એટલે એવી નાની જમીનવાળા ખેડૂતને તો વધારે બેકારી રહે છે. વરસોવરસ આ જે માનવશક્તિ એળે વહી જાય છે તેનો શો ઇલાજ કરવો એ મહારાષ્ટ્ર કર્ણાટકમાં ખેતીને અંગેનો એક મુખ્ય પ્રશ્ન થઈ પડ્યો છે.' એ જ સ્થિતિ હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ છે. લેખક કહે છે: 'આ બેકારીનો સમય એકસામટો નથી હોતો પણ તૂટક તૂટક હોય છે. કંઈ પણ યોગ્ય વ્યવસાયને અભાવે ખેડૂત આ પરાણે ભોગવવી પડતી બેકારીનો સમય નકામી પ્રવૃત્તિમાં ગાળે છે ને તેની અસર એનાં શરીર ને મન પર બહુ જ બૂરી થાય છે.'

મધ્યપ્રાંતના મરાઠી ભાષાવાળા જિલ્લાઓમાં વરસાદનું પ્રમાણ ને પીતની સગવડ સારાં છતાં આવી જ સ્થિતિ છે. તેનું વર્ણન કરતાં લેખક લખે છે:

"નવરાશના વખતમાં આ પ્રદેશનો ખેડૂત હુક્કા ગગડાવતો મોજ કરે છે. અથવા તો ટાટા આયર્ન વર્ક્સ જેવાં કારખાનાંમાં દોડે છે, ને ત્યાં નજીવા દામને સાટે પોતાનું જીવન બરબાદ કરે છે. ત્યાંથી ઘેર પાછો ફરે છે ત્યારે તેને અનેક રોગ વળગેલા હોય છે, તે કાળે કરીને ચેપી રૂપ ધારણ કરીને પડોશનાં એક પછી એક ગામડાંમાં ફેલાતા જાય છે, ને ગામડાંની પ્રજાના આરોગ્યનો નાશ કરે છે. પણ મજૂરી માટે કારખાનામાં દોડતા એવા ખેડૂતોની સંખ્યા ઘણી નાની હોય છે, કેમકે એમનો ફુરસદનો વખત આખા વરસમાં તૂટક તૂટક વેરાયેલો હોય છે ને તેથી તેનો ઉપયોગ કારખાનાંની મજૂરી માટે થઈ શકે એમ હોતું નથી.

આ નવરાશના વખતનો પ્રશ્ન મહારાષ્ટ્ર કર્ણાટકમાં ખેતીનો આરંભ થયો ત્યારથી છે, કેમકે અહીંની ખેતીનો બધો આધાર વરસાદ પર જ રહે છે. પણ જ્યાં લગી ગામડાંની પ્રાચીન આર્થિક વ્યવસ્થા ચાલુ હતી ત્યાં લગી એ પ્રશ્નનો ઉકેલ સહેલો હતો. એ વ્યવસ્થામાં ખેડૂત સ્થાનિક વાપર માટે જરૂરી કેટલીક ચીજો બનાવવામાં નવરાશના વખતનો ઉપયોગ કરતો. પણ ગામડાંની વ્યવસ્થા તૂટી ગઈ ને ગામડાંમાં સસ્તી પરદેશી ચીજોની રેલછેલ થઈ ત્યારથી ખેડૂતના આ પરાપૂર્વથી ચાલતા ગૌણ ઉદ્યોગો જતા રહ્યા, અને એની જગા લે એવા નવા ઉદ્યોગો ખોળવાનો કંઈ પણ પ્રયત્ન હજુ થયો નથી."

તે પછી લેખકે પોતાના કથનના ટેકામાં ૧૯૨૧ના વસ્તીપત્રકના રિપોર્ટમાંથી નીચેનો ઉતારો આપ્યો છે :

"આ બેકારીનો સમય મોટે ભાગે આળસમાં જાય છે. જ્યાં ખેડૂત ને તેનું કુટુંબ ખેતીમાં કામ ન હોય એવે વખતે કંઈક ઉદ્યોગ કરે છે (જે ઉદ્યોગમાં એકધારું સતત કામ કરવાની જરૂર નથી હોતી) ત્યાં એ ઉદ્યોગમાંથી થતી કમાણી એળે જતી શક્તિનો સદુપયોગ હોઈ બચતરૂપ છે ને તેથી ચોખ્ખો નફો છે."

લેખકે જે વસ્તુઓ પોતાના પ્રાંતને વિષે કહી છે તે સર્વ પ્રાંતોને લાગુ પડે છે, એટલું જ નહિ પણ તેણે બતાવેલા ઇલાજો સૌ સ્વીકારે છે, ને એને વિષે આ વિષયના જાણકારોમાં ભાગ્યે જ કંઈ મતભેદ છે.

હરિજનબંધુ, ૧૪–૩–૧૯૩૬

## ૨

ભારતવર્ષ ગામડાંમાં વસે છે, અને બીજા ઉદ્યોગહુન્નરને અભાવે ખેતીમાંથી આજીવિકા મેળવવા ફાંફાં મારનારની સંખ્યા એ ગામડાંમાં દિનપ્રતિદિન વધતી જાય છે, એ આપણે જોઈ ગયા.* એ ભયાનક બેકારી અને ખેતી પર વધતો જતો બોજો

* 'પાંચ હજાર કે એથી વધારે વસ્તીવાળાં સ્થળો, જે વસ્તુતઃ તો મોટાં ગામડાં જ છે, તેને શહેરમાં ગણીએ તોપણ, ૧૯૧૧માં ૯.૪ ટકા અને ૧૯૨૧માં ૧૦.૨ ટકા વસ્તી શહેરમાં રહેતી હતી.'
— પી. પી. પિલ્લૈ.

'હિંદુસ્તાન તેની વસ્તીનાં દર સો માણસમાંથી ૭૨.૯૮ ખેતી અને ગોચરમાં, અને ૧૦.૪૯ ઉદ્યોગમાં રોકે છે.' — પી. પી. પિલ્લૈ.

'૧૯૦૧માં હિંદુસ્તાનની કુલ વસ્તીના ૬૫.૨ ટકા ખેતીમાં હતા, ૧૯૧૧માં ૬૯.૮ ટકા હતા, ને ૧૯૨૧માં ૭૦.૯ ટકા હતા. ૧૯૦૧–૨૧ના એ જ સમય દરમ્યાન 'ઉદ્યોગ' પર આધાર રાખનારની સંખ્યા ૧૫.૫ ટકાથી ઘટીને ૧૦.૭ ટકા થઈ; એટલે કે ઉદ્યોગમાં જેમ સંખ્યા ઘટી તેમ ખેતીમાં સંખ્યાનો વધારો થયો... ૧૯૨૧–૩૧ના દસકામાં વસ્તીનું પ્રમાણ એકંદરે વધ્યું છે એ જોતાં એમ કહી શકાય કે ખેતી પર આધાર રાખનાર માણસોની સંખ્યા અગાઉ ક્યારે પણ હતી તેના કરતાં આજે ઘણી વધારે છે.' — બ્રજનારાયણ.

આ ઉતારા 'India Analysed' નામના અંગ્રેજી પુસ્તકના બીજા ભાગમાંથી લીધા છે.

ઓછાં કરવાં જોઈએ, અને તે નવા ઉદ્યોગોની સ્થાપના કરીને કે જૂના મરી ગયેલા ઉદ્યોગો સજીવન કરીને જ કરી શકાય; એ વિષે હવે બે મત નથી. હવે પ્રશ્ન એ રહે છે કે એ ઉદ્યોગો તે નાના નાના, ગામડાંની ઝૂંપડીઓમાં હાથે ચાલતાં સાદાં સાધનોની મદદથી ચાલતા ઉદ્યોગો હોય; કે વરાળ વીજળીથી ચાલતાં જબરદસ્ત યંત્રોથી જંગી પ્રમાણ પર ચાલનારા ને જથાબંધ માલ પેદા કરનારા મોટા ઉદ્યોગો હોય? બીજી જાતના મોટા ઉદ્યોગોએ આપણા દેશની બેકારીના નિવારણમાં કેટલો ફાળો આપ્યો છે ને ભવિષ્યમાં કેટલો ફાળો આપી શકે એમ છે એ હવે જોવાનું છે. જે પુસ્તકનો ઉલ્લેખ ગયા લેખમાં કર્યો છે તેના લેખકના કહેવા પ્રમાણે મહારાષ્ટ્ર કર્ણાટકમાં યંત્રોથી ચાલતા ઉદ્યોગોનાં નાનાં મોટાં મળીને ૧,૨૦૬ કારખાનાં છે, તે કુલ ૧,૨૦,૯૫૩ માણસોને કામ આપે છે. છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે આ પ્રાંતોની કુલ વસ્તી ૨૦,૮૪૪,૦૦૦ છે. એટલે કે આ યાંત્રિક ઉદ્યોગો પ્રાંતની કુલ વસ્તીના અડધાથી સહેજ વધારે ટકાને (.૫૭ ટકાને) કામ આપે છે; અથવા આ લેખક ગણે છે એમ મજૂરી કરી શકે એવી વસ્તી કુલ વસ્તીના ૫૦ ટકા છે એમ ગણીએ, તો યાંત્રિક ઉદ્યોગો મજૂરી કરી શકે એવી વસ્તીના ૧ ટકાને કામ આપે છે. ૧૮૮૭માં આ પ્રાંતમાં પહેલવહેલી મિલ શરૂ થઈ ત્યારપછીનાં પચાસ વરસમાં યંત્રોદ્યોગોએ આટલી જ પ્રગતિ કરી છે.

આ ઉદ્યોગોની બેકારીનું નિવારણ કરવાની શક્તિનો વિચાર કરીએ ત્યારે બીજી એક વસ્તુનો વિચાર પણ આવશ્યક થાય છે. હિંદુસ્તાનમાં આ ઉદ્યોગોએ તેમના આરંભકાળમાં,

વિદેશી ઉદ્યોગોએ પડાવી લીધેલું સ્થાન લઈ એ ઉદ્યોગોને હઠાવવાને બદલે, જે ગૃહઉદ્યોગોના અવશેષો વિદેશી હરીફાઈ સામે ટગુમગુ કરતા ટકી રહ્યા હતા તેને જ કચડી નાંખી નાબૂદ કરી નાંખ્યા, ને એ રીતે ગામડાંની પ્રજાની બેકારીમાં વધારો કર્યો. તેમણે જેટલાં માણસોને રોજી આપી તેના કરતાં ઘણાં વધારેને બેકાર બનાવ્યાં. દાખલા તરીકે, ગુજરાતમાં ૧૯મી સદીનાં છેલ્લાં પચીસ વરસમાં અમદાવાદમાં જે મિલો થઈ તેણે ગુજરાતમાં જે કાંતણ વણાટનો ઉદ્યોગ કંઈ કે રહ્યોસહ્યો હતો તેને જડમૂળથી નાબૂદ કર્યો, અને સેંકડો સ્ત્રીઓ અને વણકરો એ ઉદ્યોગો પર નિર્ભર હતાં તેમને કામધંધા વિનાનાં બનાવ્યાં; અને એક કાળે ગુજરાતમાં કાંતણવણાટની જે કળાકારીગરી પૂર બહારમાં ખીલેલી હતી તેનું નામ પણ રહેવા ન દીધું. મહારાષ્ટ્ર કર્ણાટકને વિષે પણ શ્રી. પંડિત એવી જ ફરિયાદ કરતાં કહે છે: 'આ પ્રાંતની કાપડની મિલો વિષે એક દુઃખની વાત એ છે કે તેઓ જાડું કાપડ મોટા પ્રમાણમાં બનાવે છે, ને તેથી જે ક્ષેત્ર ખરી રીતે હાથસાળનું જ હોવું જોઈએ તેના પર તરાપ મારે છે.' ચોખાની, તેલની ને ખાંડની મિલોને તો આ ટીકા એથી ઘણી વધારે લાગુ પડે છે.

આ મોટા યાંત્રિક ઉદ્યોગોનું સ્વરૂપ જ એવું છે કે ખેતીના સહાયક ગૌણ ધંધા તરીકે તો તે ચાલી જ ન શકે. શ્રી. પંડિત કહે છે, 'આ ગૌણ ધંધો એવો જોઈએ જેમાં ખેડૂતને એકીસાથે પંદરેક દિવસથી વધારે ધ્યાન ન આપવું પડે કે ગામ છોડીને જવું ન પડે.' એ પ્રશ્નની ચર્ચા કરી આખરે કહે છે, 'આપણી ખેતીમાં જામેલી ભીડનો વિકટ

પ્રશ્ન યાંત્રિક ઉદ્યોગોની સ્થાપનાથી કદાચ ઊકલી જાય તોપણ ખેડૂતને અનુકૂળ એવા ખેતીના સહાયક ધંધા પૂરા પાડવાનો આ પ્રશ્ન તો ઊભો રહેશે જ.'

આગળ બીજી જગાએ તે કહે છે: 'આજના મોટા યાંત્રિક ઉદ્યોગોની બાબતમાં એક નાની વસ્તુ જોનારની નજરે ચડયા વિના રહે એવી નથી. તે એ કે આ ઉદ્યોગો પ્રાંતના કેટલાક ભાગમાં જ જામેલા છે ને બીજા કેટલાક ભાગમાં તેનો પૂરો અભાવ છે. દાખલા તરીકે મોટી મિલો ને કારખાનાં લગભગ બધાં મુંબઈ ઇલાકામાં ગણાતા મહારાષ્ટ્રમાં જ છે, અને કોંકણ ને કર્ણાટકમાં તો એકે મોટી મિલ નથી. પણ આ ખામી મોટા ઉદ્યોગોના સ્વભાવમાં જ રહેલી છે, તેની સામે આપણે ભવિષ્યમાં ચેતતા રહેવું જોઈએ. અને બધે નાના નાના ઉદ્યોગોની સમાનપણે વહેંચણી કરીને આ વિષમતા ટાળવી જોઈએ. આપણા ઉદ્યોગોની ભવિષ્યની ખિલવણીમાં આપણે માટે સૌથી લાભદાયક નીતિ એ રહેશે કે જ્યાં જ્યાં ખોટ ખાધા વિના ઉત્પાદન ચલાવી શકાય એમ હોય ત્યાં ત્યાં બનતા સુધી નાના પાયા પર ઉદ્યોગોનો વિકાસ કરવાને ઉત્તેજન આપવું.'

હરિજનબંધુ, ૨૧-૩-૧૯૩૭

૩

અત્યાર સુધી તો મહારાષ્ટ્ર કર્ણાટકની વિશિષ્ટ પરિસ્થિતિનો વિચાર કર્યો. એ પરિસ્થિતિ હિંદુસ્તાનના બીજા પ્રાંતોની સ્થિતિ-ને કેટલી મળતી આવે છે એ જોવું પણ અસ્થાને નહિ ગણાય. મોટા યાંત્રિક ઉદ્યોગોએ હિંદુસ્તાનમાં આટલાં વરસમાં કેટલી

પ્રગતિ કરી છે એ વિષે કેટલાક અગત્યના ને બોધપ્રદ આંકડા ડૉ. પી. પી. પિલ્લૈ, જે નવી દિલ્હીની ઇન્ટરનૅશનલ લેબર ઑફિસના ડિરેક્ટર છે, તેમણે 'ઇંડિયા ઍનૅલાઇઝડ' એ પુસ્તકના બીજા ભાગમાંના એમના નિબંધમાં આપ્યા છે. તે કહે છે: '૧૯૩૨ની સાલમાં બ્રિટિશ હિંદમાં સરકારી દફતરે નોંધાયેલાં કારખાનાંની કુલ સંખ્યા ફક્ત ૯,૨૦૬ હતી; તેમાંથી ખરેખર ચાલતાં કારખાનાં તો ફક્ત ૮,૧૪૩ જ હતાં; અને એમાં રોકાયેલા મજૂરની સંખ્યા સરેરાશ ૧૪,૩૧,૪૮૭ હતી. જે દેશની કુલ ૩૫ કરોડની વસ્તીમાંથી માત્ર ૧૪ લાખ માણસો જ મોટા યાંત્રિક ઉદ્યોગોમાં રોકાયેલાં હોય તે દેશમાં યાંત્રિક ઉદ્યોગો ફેલાઈ ગયા છે એમ મનને મનાવવું કઠણ છે. યાંત્રિક ઉદ્યોગો હિંદુસ્તાનની અર્થવ્યવસ્થામાં નિશ્ચિત સ્થાન મેળવી શક્યા છે એ સાચું, પણ એ સ્થાન કેટલું અલ્પ છે એ ઉપર આપેલા આંકડા પરથી સ્પષ્ટ દેખાય છે.' પાછળ એક જગાએ આપણે જોયું કે આપણા દેશમાં કુલ વસ્તીના ૧૦.૪૮ ટકા ઉદ્યોગમાં રોકાયેલા છે. તેમાંથી માત્ર .૪ ટકા જેટલાને જ મોટા યાંત્રિક ઉદ્યોગો કામ આપે છે; અને બાકીના ૧૦ ટકા હજુ અત્યારે પણ નાના હાથ-કારીગરીના ઉદ્યોગમાંથી આજીવિકા મેળવે છે, એ વાત આ આંકડા પરથી દીવા જેવી દેખાય છે. એટલે કે યાંત્રિક ઉદ્યોગોમાં રોકાયેલા કરતાં હાથઉદ્યોગોમાં રોકાયેલાની સંખ્યા આજે પણ વીસગણી છે. 'ગ્રામઉદ્યોગોની સ્થાપના વડે ગામડાંની પ્રજાની સ્થિતિ સુધારવાનો અવકાશ બહુ જ ઓછો છે,' એમ જે લોકો કહે છે તેમને જવાબ આપવાને ઉપર આપેલા આંકડા પૂરતા છે. ડૉ. પિલ્લૈ કહે છે :

"હિંદુસ્તાનમાં શહેરોની સંખ્યા બહુ ઓછી છે ને શહેરી વસ્તીનું પ્રમાણ બહુ નાનું છે એ જ બતાવે છે કે મોટા પ્રમાણનું ઉત્પાદન હજુ હિંદુસ્તાનની અર્થવ્યવસ્થામાં અલ્પ સ્થાન ભોગવે છે. ડૉ. ક્લેપહામે કહ્યું છે કે કોઈ પણ પ્રજાના જીવનમાં યાંત્રિક ઉદ્યોગોએ કેટલો પ્રવેશ કર્યો છે એ માપવાની સારામાં સારી સામાન્ય કસોટી એ છે કે એ દેશમાં શહેરોનો વિકાસ કેટલી ઝડપે ને કેવી ઢબે થયો છે એ જોવું...... આજે હિંદુસ્તાનમાં ઘણાં પ્રાચીન અને ઐતિહાસિક શહેરો છે એ સાચું, પણ એ શહેરોની વસ્તી એ દેશની વિરાટ જનતાનો બહુ જ નાનો, નજીવો અંશ છે."

તે પછી આપણા દેશમાં હાથકારીગરીના ઉદ્યોગોનું ભાવિ કેવું છે એને વિષે એ કહે છે :

"કંઈક અંશે આ સુધારા કરવાના પ્રયત્નોને લીધે, ને કંઈક અંશે હિંદુસ્તાન સર્વ પ્રકારની ગ્રામહિતની યોજનામાં જે રસ લઈ રહ્યું છે તેને લીધે ગૃહઉદ્યોગોને ગયાં વીસ વરસમાં બહુ ભારે ઉત્તેજન મળ્યું છે. આ સંબંધમાં મહાત્મા ગાંધીના પ્રભાવનો ઉલ્લેખ કરવો જ જોઈએ. યાંત્રિક ઉદ્યોગો વિષેના ને પશ્ચિમની ઢબે જથાબંધ માલ પેદા કરવા વિષેના એમના વિચાર ગમે તેવા હોય, પણ હિંદી ગૃહઉદ્યોગના પ્રતીકરૂપ રેંટિયા વિષે તેમણે જે આગ્રહ રાખ્યો છે તેને લીધે નષ્ટપ્રાય થઈ ગયેલું હાથકંતામણનું કામ સજીવન થયું છે, એટલું જ નહિ પણ ગામડાંના બીજા ઘણાયે હાથકારીગરીના ઉદ્યોગોમાં નવો પ્રાણ રેડાયો છે ને તેમાં નવું ચેતન આવ્યું છે. હૃદયમાં સોંસરા ઊતરી જાય એવા એમના સંદેશ ઉપરાંત હિંદુસ્તાનમાં આર્થિક સ્વદેશીધર્મના મૂળમાં રહેલી નવી જન્મેલી ભાવના, ને તેના મૂર્ત રૂપ તરીકે અનેક સ્વદેશી પ્રચારક મંડળો પણ કામ કરી રહ્યાં છે. પરિણામે હિંદી કારીગરોની કૃતિઓ ફરી ફેશનેબલ ગણાતી થઈ છે, ને તેને માટેની માગ વધતી જાય છે. અને એમ વિશ્વાસપૂર્વક આશા રાખી શકાય કે હાથઉદ્યોગો કરોડો માણસોને પરાણે ભોગવવી પડતી બેકારીના વખતમાં કામ આપનારા

હોઈ આર્થિક દૃષ્ટિએ મહત્ત્વના છે એટલું હિંદુસ્તાનની પ્રજા સમજી ગઈ હોવાથી હવે તે આ ઉદ્યોગોને રાજીખુશીથી મરવા નહિ દે.”

આ શબ્દોના લેખક મોટા યંત્રોદ્યોગના વિરોધી નથી, એટલે એમનાં વચન અધિક મહત્ત્વનાં થઈ પડે છે.

આ વિચારોને બીજી એક અણધારી દિશાએથી ટેકો મળે છે. ‘ટાઇમ્સ ઑફ ઇંડિયા’ એ તો અંગ્રેજોનું છાપું છે, ને એને મોટા ઉદ્યોગોના સંચાલકો વિષે દ્વેષભાવ છે એમ કદી માની જ ન શકાય, છતાં એણે તા. ૨૧–૧૨–૩૬ના અંકમાં તંત્રીની એક નોંધમાં લખેલું :

“અત્યારે હિંદુસ્તાનની સ્થિતિને નાના ઉદ્યોગો વધારે અનુકૂળ છે; કેમકે આ દેશની અર્થવ્યવસ્થા ખેતીપ્રધાન છે, અને મોટા યાંત્રિક ઉદ્યોગો પાસેથી ગરીબાઈના પ્રશ્નનો નિકાલ આણવાની આશા એક કાળે રખાતી હતી તે પ્રમાણમાં અફળ ગઈ છે. કેટલાક મોટા ઉદ્યોગોમાં હવે વધારે વિકાસની જરૂર નથી પણ અંકુશની અને ‘રૅશનલાઈઝેશન’ની જરૂર છે; જ્યારે નાના ઉદ્યોગો તો આખા દેશમાં ફેલાવવા જોઈએ. ખેતીને બાદ કરતાં વધારેમાં વધારે સંખ્યાને રોજી હજુ હાથઉદ્યોગો જ આપે છે. હિંદી કારીગરની કુશળતા જાણીતી છે, અને અત્યારે પણ ઘણાં ક્ષેત્રોમાં તો એનો એકલાનો જ ઇજારો છે.”

હરિજનબંધુ, ૪–૪–૧૯૩૭

## ૪

અત્યારે હિંદુસ્તાનમાં મોટા યાંત્રિક ઉદ્યોગો દ્વારા આજીવિકા મેળવનાર માણસોની સંખ્યા દેશની વસ્તીના પ્રમાણમાં નજીવી છે એ પાછળ આપેલા આંકડા નિર્વિવાદ-પણે સિદ્ધ કરે છે. હાલમાં એ ઉદ્યોગોમાં જે કેટલીક ક્રિયાઓ ચાલી રહેલી છે તેથી દેશની આજની બેકારીમાં

કદાચ વધારો નહિ થાય તોયે આજના કરતાં વધારે માણસોને રોજી તો એ ઉદ્યોગો નહિ જ આપી શકે. આ ક્રિયાઓમાંની એક અગત્યની જ દાખલા તરીકે લઈએ. જગતનાં બજારોની હરીફાઈમાં પોતાનો માલ ટકી શકે ને વધારેમાં વધારે નફો થાય તે માટે માલ બને એટલો સસ્તો પેદા કરવાની પડાપડી મોટી મિલો ને કારખાનાંના માલિકોમાં ચાલી રહેલી છે. એને અંગે 'રૅશનલાઇઝેશન' નામની જે ક્રિયા હાલમાં શરૂ થયેલી છે તેમાં અનેક વસ્તુઓનો સમાવેશ થાય છે, પણ એમાંની મુખ્ય વસ્તુ એ છે કે ઉદ્યોગમાં યંત્રોનો ઉપયોગ ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રમાણમાં દાખલ કરી માણસની જરૂર ઓછામાં ઓછી કરી નાંખવી. આ ક્રિયા હિંદુસ્તાનના મોટા ઉદ્યોગોમાં થવા લાગી જ છે, ને નહિ થઈ હોય ત્યાં થયા વિના રહેવાની નથી. પ્રસિદ્ધ અંગ્રેજ અર્થશાસ્ત્રી જી. ડી. એચ. કોલ એને વિષે કહે છે:

"ક્રમે ક્રમે માણસ મજૂરને ઉદ્યોગમાંથી બાતલ કરનારી જે શક્તિઓ આજ લગી કામ કરતી હતી તેમાં હવે 'રૅશનલાઈઝેશન'ની મહાશક્તિનો ઉમેરો થયો છે. ખાસ કરીને જ્યારે યંત્રોમાં બહુ જ ઝડપથી સુધારાવધારા થવા લાગે છે ત્યારે મજૂરોને ઉદ્યોગમાંથી વધારેમાં વધારે રુખસદ અપાય છે. . . . કારણ, આપણે જોઈ ગયા તેમ, મનુષ્યના શ્રમમાંથી વધારે માલ પેદા કરી લેવાય એવી રીતે યંત્રોનો ઉપયોગ કરવો એટલું જ આધુનિક યાંત્રિક પ્રગતિનું ધ્યેય નથી. તે તો જે જે કામો આજે માણસ કરે છે તે બધાં ક્રમે ક્રમે સંચાથી જ થવા લાગે એવી મુરાદ રાખે છે. મનુષ્યના શરીરબળથી થતા કામમાં યંત્રો વડે વધારો કરવો, મનુષ્યના શારીરિક શ્રમથી થતી ક્રિયાઓ સંચાથી વધારે સારી ને વધારે

ઝડપથી થાય એમ કરવું, એટલું જ આજે પૂરતું નથી મનાતું. આજના યાંત્રિક ઉદ્યોગવાદનું ધ્યેય તો એ છે કે ઘણુંખરું કામ યંત્રોથી જ લેવું, ને યંત્રોની દેખરેખ રાખવા માટે પણ માણસનો ઉપયોગ બને એટલો ઓછો કરતા જવું, ને ઉદ્યોગમાં માણસનું સ્થાન અતિ ગૌણ, નજીવું કરી નાંખવું. યાંત્રિક ઉદ્યોગોના છેલ્લામાં છેલ્લા વિકાસમાં માનવી શ્રમને છેક જ બાતલ કરી નાંખવા પર વધારે ને વધારે ભાર દેવાતો જાય છે."

યંત્રોથી માણસનું કામ હળવું થશે એમ એક કાળે મનાતું હતું, પણ આજે તો અનુભવ એ થઈ રહ્યો છે કે મિલોમાં માણસને સંચાઓ જોડે જે વેગથી કામ લેવું પડે છે તેથી એનો શ્રમ ને એના શરીર પરનો બોજો વધ્યાં જ છે. એ વિષે કોલ કહે છે :

"યંત્રની અસર એ પણ થઈ શકે કે માણસનો શ્રમ વધારે ને વધારે કઠણ અને ઉગ્ર બને, અને યંત્રનાં પરિવર્તનોના વેગમાં હમેશાં વધારો થતો જ જાય તેમ તેમ તેની સાચવણી કરનાર માણસને વધારે ને વધારે ઝડપથી કામ કરવું પડે. અને હમણાંનાં વરસોમાં 'રૅશનલાઈઝેશન'માં યંત્રો વડે ઉત્પાદનની ઝડપ વધારવાની આ ક્રિયા બહુ દેખાતી રીતે ચાલી રહી છે એ વિષે જરાયે શક નથી. . . . એ ઝડપે કામ કરવાનું કબૂલ કરાવવા માણસોને 'મજૂરીના ઊંચા દર' આપવા પડ્યા છે; પણ જે મજૂરીના દર કલાકની ગણતરી કરતાં વધારે હોય, તે મજૂરને જે વેગથી ને જે ઉગ્ર એકાગ્ર પ્રયત્નથી કામ કરવું પડે છે તેના પ્રમાણમાં જરાયે ઊંચા ન હોય એમ બનવાનો સંભવ છે. વળી નવી ઢબનાં યંત્રોની જોડે ઝીક ઝીલવાની તાણ તો મોટે ભાગે જુવાન મજૂરો જ સહન કરી શકે એમ હોય છે. મિલોમાં મજૂરોનું ખાતું સંભાળનાર વ્યવસ્થાપકો ચાળીસ વરસના માણસોને ઘરડા ગણીને કાઢી નાંખે છે. અને જે દેશોમાં 'રૅશનલાઈઝેશન'ની ક્રિયા બહુ જ આગળ વધી છે તે દેશોમાં ઘરડા માણસોમાં બેકારીનું પ્રમાણ ઘણું વધી

પડચું છે, એ હકીકત જર્મની અને ગ્રેટબ્રિટનના બેકારીના આંકડા પરથી સારી પેઠે પુરવાર થાય છે."

આમ પશ્ચિમમાં તેમ જ આપણા દેશમાં પણ મોટા ઉદ્યોગોમાં યાંત્રિક સુધારા થતા જશે તેમ એકંદરે બેકારોની સંખ્યા કદાચ નહિ વધે એમ ક્ષણભર માની લઈએ, તોપણ મોટી ઉંમરના મજૂરોની બેકારી તો વધશે જ. તેનો ઉપાય મોટા ઉદ્યોગોમાં શી રીતે કરી શકાશે? એથી ઊલટું, નાના હાથઉદ્યોગોમાં ઘરડાં તેમજ બાળક, સ્ત્રી અને પુરુષ સહુને તેમની શરીરશક્તિ પ્રમાણે કામ મળવાનો પૂરો અવકાશ રહે છે. 'રૅશનલાઇઝેશન'ની અસર ટૂંકામાં વર્ણવતાં કોલ કહે છે:

"ખરું જોતાં તો આ ક્રિયાથી ચોખ્ખો ફાયદો જ થવો જોઈએ; કેમકે એથી માણસને ઊંચી આવક અને ઐચ્છિક ફુરસદ વચ્ચે પસંદગી કરવાની છૂટ મળવી જોઈએ. પણ વસ્તુતઃ તે કેટલાક માણસોને પરાણે બેકારી અપાવે છે—અને કંઈ ફુરસદ ન કહેવાય—અને જે માણસો મજૂરીમાં કાયમ રહે છે તેમાંનાં બધાંને નહિ તો ઘણાખરાંને માટે કામ વધારે ઉગ્ર બની જાય છે. અને આ યંત્રોના નિતનવા સુધારાવધારાથી ઉત્પાદનના એકંદર પ્રમાણમાં કશો વધારો થાય જ છે એમ નથી—કેમકે એ તો બજારોમાં થતી ખપતના વધારા પર આધાર રાખે છે—અને 'રૅશનલાઈઝેશન'ની અસર આરંભમાં તો મજૂરોની સંખ્યા ઘટાડવામાં જ થાય છે. એ ઘટાડાની સાથે તે પ્રમાણમાં મજૂરીના દરમાં વધારો કે ભાવમાં ઘટાડો થતો નથી. ને મજૂરો પાસે માલ ખરીદવાના પૈસા વધવાને બદલે ઘટે, એટલે માલની ખપત વધે તો કેવી જ રીતે?"[1]

---

૧. આ ઉતારા G. D. H. Coleના *The Intelligent Man's Guide through World Chaos* એ નામના પુસ્તકમાંથી લીધા છે.

જેઓ આપણા દેશમાં ઝપાટાબંધ યાંત્રિક ઉદ્યોગો ફેલાવી દેવાની આશા સેવીને, એ ઉદ્યોગો આપણી આર્થિક મુસીબતોનો નિકાલ આણશે એવી શ્રદ્ધા રાખતા હોય તેમને ઉપર આપેલી હકીકતોમાંથી વિચાર કરવાને પૂરતી સામગ્રી મળી રહે એમ છે. આજના સંજોગોમાં આપણા દેશમાં યાંત્રિક ઉદ્યોગો પાછા ન હઠે તોયે તેની પ્રગતિ તો બહુ જ ધીમે થવાની એમાં શક નથી. અને એ વસ્તુ ભૂલવા જેવી નથી કે જે દેશોમાં યાંત્રિક ઉદ્યોગો બહુ આગળ વધેલા છે ત્યાં પણ યાંત્રિક ઉદ્યોગોની સાથેસાથે જ હાથઉદ્યોગો હજુ પણ ચાલે છે. ફ્રાન્સ અને જર્મની એનાં બે મોટાં દૃષ્ટાંતો છે. પશ્ચિમમાં એક પણ દેશ એવો નથી જ્યાં યાંત્રિક ઉદ્યોગોનો વિકાસ થયેલો હોવા છતાં હાથઉદ્યોગોને રાજ્ય તેમ જ પ્રજા તરફથી પોષણ અને ઉત્તેજન ન અપાતું હોય. એ વસ્તુ હવે સ્વાભાવિક અને આવસ્યક મનાતી થઈ છે.[1] એટલે હિંદુસ્તાનમાં પણ, ભવિષ્યમાં કોઈ કાળે યાંત્રિક

---

૧. સરખાવો :

'આધુનિક યુગમાં હાથઉદ્યોગ ટકી રહ્યો છે ને કેટલીક જગાએ વધારે વિકાસ પામ્યા છે, એ બતાવે છે કે હાથઉદ્યોગનાં ઘણાં ક્ષેત્રો મોટા યાંત્રિક ઉદ્યોગોએ જીતી લીધાં છે તે છતાં હજુ હાથઉદ્યોગને માટે કેટલું બધું વિશાળ ક્ષેત્ર પડેલું છે. ઉત્પાદનની પદ્ધતિમાં હાથ-ઉદ્યોગને મહત્ત્વનું સ્થાન છે. આંતરરાષ્ટ્રીય મજૂર ઑફિસે (ઇંટરનૅશનલ લેબર ઑફિસ) હાથઉદ્યોગને આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ધરાવતી મજૂરીની એક શાખા તરીકે સ્વીકારી છે, એ જ બતાવી આપે છે કે આધુનિક સમયમાં પણ આંતરરાષ્ટ્રીય કે રાષ્ટ્રીય અર્થવ્યવસ્થામાં હાથઉદ્યોગની ઉપેક્ષા કરી શકાય એમ નથી. એવો એક કાળ હતો જ્યારે મોટા યાંત્રિક ઉદ્યોગવાળા દેશોમાં હાથઉદ્યોગની પદ્ધતિના બાર વાગી ગયા

ઉદ્યોગો ફેલાઈ જશે એમ માનીએ તોયે, તે પછી પણ હાથકારીગરીના ઉદ્યોગોની જરૂર તો ઊભી રહેવાની જ. અને એટલો લાંબો કાળ આપણે નિષ્ક્રિય બનીને બેસી રહીશું? દેશમાં બેકારી ને દુઃખદારિદ્ય એટલાં બધાં છે કે એનો તાત્કાલિક ઇલાજ થવો જ જોઈએ. લાખો માણસો ભૂખે મરે છે કે ભૂખમરાની અણી પર છે તેમને કંઈક રોજીનું સાધન તરત અપાવું જોઈએ. ૧૯૨૧ના વસ્તીપત્રકના રિપોર્ટમાંથી તારવેલા માથાદીઠ વાર્ષિક આવકના આંકડાને આધારે શ્રી. પંડિત કહે છે: 'એટલે, એકંદરે મહારાષ્ટ્ર કર્ણાટકની વસ્તીના આશરે ૫૦ ટકાને જીવવા માટે આવશ્યક ઓછામાં ઓછી ચીજો પણ ભાગ્યે જ મળે છે. આપણી વસ્તીના ૫૦ ટકા ભૂખમરાની અણી પર જીવે છે.' આવી સ્થિતિમાં આપણે મરેલા કે મૃતપ્રાય હાથઉદ્યોગોને સજીવન કરી તેમાં પ્રાણ રેડવાનો પ્રયત્ન કરવાને મંડી પડીશું, કે આજે આપણને દૃષ્ટિએ પણ પડતી નથી એવી અર્થવ્યવસ્થા ભવિષ્યમાં ક્યારેક સ્થપાશે ત્યારે દેશમાં યાંત્રિક ઉદ્યોગો ફેલાવી દઈને બેકારીનું પૂર્ણ નિવારણ કરવાનું સ્વપ્નું સેવતા બેસીશું? એ સવાલનો આપણે જવાબ દેવાનો રહે છે.

હરિજનબંધુ, ૧૧-૪-૧૯૩૭

---

છે એમ મનાતું હતું; પણ ગયાં થોડાંક વરસોમાં જર્મની, ફ્રાન્સ, ઈટલી વગેરે પશ્ચિમના કેટલાક દેશોમાં જે ઘટનાઓ બની છે તેણે એ ભય છેક જ ખોટો પાડ્યો છે; અને આધુનિક આર્થિક તેમ જ સામાજિક વિષયોના અભ્યાસમાં હાથઉદ્યોગને બહુ જ મહત્ત્વનું સ્થાન મળતું થયું છે.'—એન. એમ. જોષી [*Urban Handicrafts of the Bombay Deccan, p. 18*]

૨૨

# રબર ટાયરનો હુમલો

(લેખક : ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ)

ઇંગ્લંડમાં ગયાં દસેક વરસથી ગ્રામઉદ્યોગના પુનરુદ્ધારની જે હિલચાલ ચાલી રહી છે તેનું ટૂંકું વર્ણન કેટલાક વખત પહેલાં 'હરિજનબંધુ'માં આપવામાં આવેલું એ વાચકોને યાદ હશે. ત્યાં એ પ્રવૃત્તિ ચલાવનારી 'રુરલ ઇન્ડસ્ટ્રીઝ બ્યુરો' નામની એક સંસ્થા છે તેના સંચાલકને મેં કેટલાક પ્રશ્નો પૂછેલા તેનો સવિસ્તર જવાબ એમણે મોકલ્યો છે. તેમાંથી ગાડાંને માટે મોટરના જેવાં હવા ભરવાનાં રબરનાં ટાયર વાપરવાને વિષેનો ભાગ અહીં ઉતારવાની છૂટ લઉં છું:

"ગાડાંમાં મોટરના જેવાં રબર ટાયરનાં પૈડાં લગાડવાથી પૈડાં બનાવનાર કારીગરનો ધંધો ઝપાટાબંધ નાબૂદ થઈ જશે એ હું કબૂલ કરું છું. એનો પરંપરાગત વ્યવસાય તો જશે જ. પણ રબર ટાયરના દેખીતા ફાયદા એવા છે કે એ ફેરફાર અનિવાર્ય દેખાય છે. છતાં, આ પરિવર્તનના કાળમાં, પૈડાં બનાવનાર કારીગરોનું કામકાજ ઘટવાને બદલે વધ્યું છે; પણ તેનું કારણ એ જ છે કે નાનાં પૈડાંને લીધે ગાડાં નીચાં કરવાં પડે છે તેમાં એ કારીગરોની જરૂર પડે છે. કોઈ પણ જાતની પરંપરાગત કારીગરીનો નાશ થાય એથી મને પોતાને ઘણું દુ:ખ થાય છે, પણ ગાડાંમાં રબર ટાયરનાં પૈડાં દાખલ કરવાના ફેરફારનો વિરોધ કરવામાં ડહાપણ રહેલું છે એમ હું નથી કહી શકતો. એ જ દલીલો

તમારા દેશમાં લાગુ પડે છે કે નહિ એ હું નથી જાણતો. પણ આ દેશમાં તો ગામડાના લુહારને બહુ જ ઓછો ધક્કો પહોંચ્યો છે, અને આશા તો એવી છે કે નવાં પૈડાંને લીધે એને માટે વધારે કામ પેદા થશે.''

આપણા દેશમાં પણ બળદગાડાંને રબર ટાયરનાં પૈડાં લગાડવા માટે પ્રચાર ચાલી રહ્યા છે અને ઉપર જણાવી છે એવી દલીલો અહીં પણ સાંભળવામાં આવે છે, તેથી એ દલીલો તપાસવી ઠીક પડશે. પહેલી વાત તો એ છે કે બ્રિટનની સ્થિતિ હિંદુસ્તાનના કરતાં છેક જ જુદી છે. જગતના જે દેશોમાં યાંત્રિક ઉદ્યોગોનું પ્રમાણ વધારેમાં વધારે છે તેમાંનો એક દેશ તે બ્રિટન છે. ત્યાંના ઉદ્યોગોમાં માલિક મજૂરનો સંબંધ જ પ્રધાનપદ ભોગવે છે. વર્ગવાર ગણતરી કરીએ તો પ્રજાનો જે મોટામાં મોટો વર્ગ છે તે પારકી મજૂરી કરીને પેટ ભરે છે. ૧૯૩૧ના વસ્તીપત્રક પ્રમાણે, એ વરસે બ્રિટનમાં ઉદ્યોગોમાં કામ કરનાર કુલ ૨ કરોડ ૧૩ લાખ માણસો હતાં તેમાંથી ૧ કરોડ ૮૮ લાખ, એટલે કે ૮૮.૪ ટકા, મિલો ને કારખાનાંમાં પારકી મજૂરી કરનારાં હતાં, અને ૧૨॥। લાખ, એટલે કે ૬ ટકા, 'પોતાના પદરની મજૂરી કરનારાં' હતાં. એટલે કે તેઓ પોતાની માલિકીનાં ઓજારો વડે ઉદ્યોગ કરતાં હતાં. બ્રિટનમાં નાના પાયા પર ચાલતા હાથઉદ્યોગનું પ્રમાણ કેટલું રહ્યું છે એ આ ૬ ટકાનો આંકડો આપણને બતાવે છે. ઉદ્યોગ પર નભનાર વસ્તીમાંના બાકી રહેલા ૧૧ લાખ ૮૦ હજાર, એટલે કે પાા ટકા, માણસો ઉત્પાદનનાં સાધનોના માલિક હોઈ મજૂરોને કામ પર રોકનારા છે. બ્રિટનમાં અમુક ઉદ્યોગોમાં હજુ નાના પાય

પર ઉત્પાદન કરનારાઓ ટકી રહ્યા છે એ વાત સાચી છે, પણ તેમનું ઝાઝું મહત્ત્વ રહ્યું નથી, કોઈ પણ વાતમાં પહેલ કરવાનું એમનું ગજું રહ્યું નથી, અથવા તો ઉદ્યોગની કે વેપારની નીતિ નક્કી કરવાની હોય એમાં એમનો ભાવ પુછાતો નથી. એ બિચારા એટલું જ કરી શકે છે કે મૂડીવાદને ધોરણે ચાલતા જબરદસ્ત યાંત્રિક ઉદ્યોગોના ઘસારામાં ક્યાંક ખૂણા-ખાંચરા ખાલી રહી ગયા હોય ત્યાં મહેનત મજૂરી કરી તેઓ પોતાનું પેટ ભરે છે. એક અંગ્રેજ અર્થશાસ્ત્રીએ કહ્યું છે કે બ્રિટનમાં 'હવે મોટા પાયા પર ચાલતા ઉદ્યોગો શ્રેષ્ઠ પદ ભોગવે છે, અને ઉદ્યોગોની એકેએક મોટી શાખામાં એમણે નાના ઉદ્યોગોને કચડી નાંખ્યા છે. મોટા જંગી ઉદ્યોગોમાં ક્યાંક ખૂણાખાંચરા રહી ગયા હોય ત્યાં ઘણા નાના સ્વતંત્ર ઉત્પાદકો હસ્તી ધરાવે છે ખરા, પણ એમનું જીવન કપરું થઈ પડેલું છે ને એમને ક્યારે એમાંથી નીકળી જવું પડશે એ નક્કી નથી.' આથી ઊલટું હિંદુસ્તાનની સ્થિતિ જોઈએ. હિંદુસ્તાનમાં હજુ પણ પ્રાધાન્ય નાના ઉદ્યોગોનું જ છે. કુલ વસ્તીના ૧૦·૪૯ ટકા (૩॥ કરોડ ઉપરાંત) માણસો ઉદ્યોગ પર નભે છે, તેમાંથી ફક્ત .૪ (અડધાથી પણ ઓછા) જ ટકા મોટા યાંત્રિક ઉદ્યોગોમાં કામ કરે છે, અને બાકીના ૧૦ ટકા હજુ પણ નાના પાયા પર ચાલતા હાથઉદ્યોગોમાં કામ કરે છે. એટલે કે યાંત્રિક ઉદ્યોગોમાં કામ કરે છે એનાથી ૨૫ ગણાં માણસ આપણે ત્યાં હાથઉદ્યોગમાં કામ કરે છે. એ પરથી જોઈ શકાશે કે બ્રિટનના કરતાં આપણા દેશમાં હાથઉદ્યોગનું મહત્ત્વ ઘણું જ વધારે છે, અને હાથઉદ્યોગની સાથે ઘણી મોટી સંખ્યાના હિતાહિતનો પ્રશ્ન સંકળાયેલો છે. તેથી, જો

આ નાના ઉદ્યોગોમાંથી એકાદ બંધ પડી જાય કે એનું રૂપ બદલાઈ જાય તો, બ્રિટનમાં જેટલાં માણસો પર અસર થાય તેના કરતાં આપણે ત્યાં ઘણાં જ વધારે માણસોનાં જીવન પર એની માઠી અસર થાય છે. એટલે બ્રિટન અને હિંદુસ્તાનની સ્થિતિ સરખાવતાં બેની વચ્ચે આ જે મોટો ભેદ છે તે ધ્યાનમાં રાખવો જ જોઈએ.

બળદગાડાંમાં રબર ટાયરનાં પૈડાં વાપરવાનો પ્રચાર કરનારા બહુ ઉત્સાહપૂર્વક એના લાભો બતાવે છે. એ બધા નિઃસ્વાર્થભાવે આ પ્રચાર કરે છે એવું નથી હોતું. એ ટાયર બનાવનાર એકાદ કારખાનું પણ પરદેશીઓએ હિંદુસ્તાનમાં કાઢેલું છે, અને તેથી એ ટાયર સ્વદેશી છે એમ પણ હમણાં સુધી કહેવામાં આવતું હતું. પણ હવે ગાંધીજીએ ખુલાસો કર્યો છે કે સ્વદેશી ઉદ્યોગ તેને જ કહી શકાય જેની મૂડી અને કુશળતા 'કેવળ હિંદીઓના એકલાનાં જ અંકુશ, સંચાલન અને વહીવટ તળે રહે અને તેનો હિંદુસ્તાનના હિતને અર્થે ઉપયોગ થાય.' આ વ્યાખ્યા મહાસભાની કાર્યવાહક સમિતિએ સ્વીકારેલી છે. જે કંપની હિંદુસ્તાનમાં રબર ટાયરનાં પૈડાં બનાવે છે તે આ વ્યાખ્યા પ્રમાણે સ્વદેશી છે એમ ન કહી શકાય. એટલે રબર ટાયરનાં પૈડાંનો ઉપયોગ ન કરવા માટે સૌથી મોટી દલીલ તે આ જ છે કે એ સ્વદેશી નથી.

પણ ઘડીભર એ વિચાર કોરે મૂકીએ. ધારો કે કોઈ 'સ્વદેશી' કંપની એવાં ટાયર તૈયાર કરતી હોય તોયે એનો બીજી દૃષ્ટિએ વિચાર કરવો બાકી રહે છે. હાલ તો ઉપરના કાગળમાં, 'આશા તો એવી છે કે આ નવાં પૈડાંથી ગામડાના લુહારને માટે વધારે કામ પેદા થશે,' એવી જે દલીલ કરી

છે તેનો જ વિચાર મુખ્યત્વે કરીએ. આવું વધારાનું કામ કેવળ 'પરિવર્તનના કાળ પૂરતું જ ચાલશે' એમ તો એમાં કબૂલ કરેલું છે. એ વાત સાચી છે કે નાના ઉદ્યોગોને કચડીને કોઈ મોટો યાંત્રિક ઉદ્યોગ ઊભો થાય છે ત્યારે એને અંગે કેટલાંક કામ એવાં નવાં પેદા થાય છે જે હાથ વડે કે નાના પ્રમાણ પર ચાલી શકે. એક અંગ્રેજ લેખકે કહ્યું છે તે પણ સાચું છે કે 'ગયાં વીસ વરસમાં ઉદ્યોગોમાં યંત્રોનો પ્રવેશ ઝપાટાભેર થયો છે ને સાથેસાથે લોકોની રહેણી વધારે ખરચાળ થઈ છે, તેને લીધે અનેક નવા પ્રકારની ચીજોની માગ પેદા થઈ છે, ને એ ચીજો બનાવવાના નવા નવા ઉદ્યોગધંધા પેદા થયા છે. આ નવા ઉદ્યોગધંધા એ નાના સ્વતંત્ર ઉત્પાદકોને માટે શિકારનું સારું ક્ષેત્ર થઈ પડ્યા છે.' પણ આ સ્થિતિ અમુક વખત સુધી જ ટકે છે, 'કેમકે અમુક વખત પછી એ ઉદ્યોગધંધામાં માગ અમુક નિશ્ચિત પ્રકારની જ બંધાઈ જાય છે, અને તેથી એ ચીજો યંત્રો વડે મોટા જથામાં એકધારી ને એક રૂપરંગની બનાવી શકાય છે. એવી સ્થિતિ આવે એટલે ઉત્પાદન અને વેચાણ બંને ક્ષેત્રમાં નાના કારીગર ને વેપારી પર મોટી મિલો ને મોટા વેપારીઓની તરાપ પડે છે ને તેમનો ઘસારો વધે છે. અને નાના પાયા પર ઉત્પાદન કરનાર કારીગરને ટકી રહેવું હોય તો તેને પોતાની પ્રવૃત્તિ માટે હમેશાં નવાં નવાં કાર્યક્ષેત્ર ખોળતા રહેવું પડે છે.'[૧] આમ એમને ક્યાંયે સુખે ઠરીઠામ બેસવાની તક મળતી નથી.

---

૧ જૉન સ્ટ્રૅચી: 'હવે કરીશું શું?' (What Are We To Do?)

મોટા ઉદ્યોગને અંગે પેદા થતા જે પ્રકારના નવા નાના ઉદ્યોગની ઉપર વાત કરી તેનો એક દાખલો બ્રિટન અને અમેરિકામાં એ અપાય છે કે મોટરના ઉત્પાદનના ઉદ્યોગને અંગે મોટરનાં 'કારખાનાં'નો — એટલે કે મોટરનું સમારકામ, વેચાણ, સાચવણી વગેરે કરવાનો — ઉદ્યોગ નવો ઊભો થયેલો છે. "બ્રિટન અને અમેરિકામાં ઠેર ઠેર મોટરનાં નાનાં નાનાં 'કારખાનાં'ની જે વિશાળ જાળ પથરાઈ ગયેલી છે તે સચોટ રીતે બતાવે છે કે મોટા પાયા પર ચાલતો, પૂર્ણ વિકાસ પામેલો મૂડીવાદી ઉદ્યોગ, એક ક્ષેત્રમાં નાના ઉદ્યોગને કચડી નાંખવાની સાથે સાથે જ, બીજા ક્ષેત્રમાં એને નવેસર પેદા કરે છે, અને એના પર આધાર રાખનાર જે સ્વતંત્ર, નાના પાયા પર ઉત્પાદન કરનાર કારીગરોનો વર્ગ હોય છે તેને માટે નવું કામ પેદા કરે છે."[1] 'આવા કારખાનાના માલિકની આબાદીનો આધાર હમણાંનાં વરસોમાં મોટરોની સંખ્યામાં થયેલા પ્રચંડ ઉમેરા ઉપર છે. આ કારખાનદાર ઉપર જણાવી એવી સફળતાનો એક નમૂનો છે.' પણ એની આ સફળતા ને આબાદી અલ્પજીવી નીવડી છે. એમની આબાદીનો આભાસ થતો હતો ત્યારે પણ એ નાનાં કારખાનાંના માલિકોને વેપારની મૂડી મેળવવાને કરજ કરવું પડતું, અને તેઓ મોટરવાળાઓની મોટી કંપનીઓના આડતિયા ને એજંટ હોઈ એ કંપનીઓના તાબામાં હતા.

*હરિજનબંધુ, ૨૯-૫-૧૯૩૮*

---

૧ જી ડી. એચ. કોલ : 'જગતની અંધાધૂંધી' (World Chaos)

૨

પણ આ કથા એટલેથી અટકતી નથી. પાછળ કહ્યું તેમ આ મોટરનાં નાનાં 'કારખાનાં'ના માલિકોની આબાદી ક્ષણજીવી નીવડી છે. અમુક વખત એમની ધંધાની સફળતા ટકી રહી, પણ 'આજે એથી ઊલટો પવન ચાલ્યો છે, અને ઉત્પાદનના ક્ષેત્રમાં જે ખૂણાખાંચરા બાકી રહી ગયેલા તેના પર મોટા યાંત્રિક ઉદ્યોગોએ હુમલો શરૂ કરી દીધો છે; અને નાના સ્વતંત્ર માલિક-ઉત્પાદકો એ ક્ષેત્રમાંથી ધીરેધીરે પાછા હઠતા જાય છે.' અને નીચે આપેલા વર્ણન પરથી દેખાય છે કે આ નાના 'કારખાના'ના માલિકનો મોટા ઉદ્યોગવાળાએ પીછો પકડેલો છે, ને અંતે એ નિચોવાઈ ખુવાર થઈને એમાંથી નીકળશે, કે સ્વતંત્ર માલિક મટી નોકર બનીને રહેશે.

"આમાં પણ મોટરનાં નાનાં કારખાનાંનો દાખલો સમજવા જેવો છે. પ્રમાણમાં મોટાં, મૂડીવાદી પદ્ધતિ પર ઊભાં થયેલાં, નાની નાની કંપનીઓની માલિકીનાં (જે કંપનીઓના શૅરહોલ્ડરો આ કારખાનાંના કામમાં કશો ભાગ લેતા નથી) નાનાં 'કારખાનાં'ની સંખ્યા દિવસે દિવસે વધતી જ જાય છે. એથી વધારે અગત્યનું એ છે કે કોઈ એક જ મોટી કંપનીઓ એવાં કારખાનાંની હારોની હાર ઊભી કરવા લાગી છે (દા૦ ત૦ બ્રિટનનાં લેફ્સ ગરાજ). જે કંપનીઓ આ કારખાનાંની માલિકી ધરાવે છે તે આ ધંધામાં અઢળક મૂડી રોકે છે; તેઓ હજારો મજૂર કારીગરોને મહેનતાણું આપીને રોકે છે, ને એમનો દરજ્જો બીજા કોઈ પણ મજૂર કારીગરોના જેવો જ હોય છે. આ મોટી કંપનીઓનાં કારખાનાં ને નાના નાના 'માલિક-કારીગર'નાં કારખાનાં વચ્ચેની હરીફાઈના પરિણામ વિષે કંઈ શંકા હોય ખરી કે? આ નાના નાના માલિક-

કારીગરો આ ધંધાના ખરા લાભકારક ક્ષેત્રમાંથી પાછા પડતા જાય છે; મોટાં શહેરોમાંથી ને મોટા ધોરી રસ્તાઓ પરથી તેમને હઠાવવામાં આવ્યા છે, એટલે તેઓ ગામડાંમાં ને ખૂણેખાંચરે આવેલા રસ્તાઓ પર જઈને ભરાયા છે. કેમકે જે કંપનીઓની પાછળ ભારે દ્રવ્યબળની ઓથ હોય તેની સામે નાનો માલિક-કારીગર લાંબે ગાળે ટક્કર ઝીલી શકતો જ નથી." (જોન સ્ટ્રેચી)

અને આ શરતમાં પેલા 'નાના માણસ'ની હમેશાં પાયમાલી થાય છે. 'આમ, જ્યારે મોટા ને અઢળક મૂડીવાળા ઉદ્યોગો કોઈ નવા ક્ષેત્રમાં દેખા દેવા માંડે છે ત્યારે નાના પ્રમાણમાં માલ પેદા કરનારા માણસો એની સામે નહિ જેવી જ ટક્કર ઝીલી શકે છે. આ ક્રિયા બધે એકસરખી રીતે ચાલે છે. દા૦ ત૦ જે ક્ષેત્રોમાં પરાપૂર્વથી નાના નાના કારીગરો કામ કરતા, એકાદ માણસ પોતાનો ઉદ્યમ લઈને બેસતો, કારીગરો પોતે જ પોતાના માલિક હતા, તેવાં ક્ષેત્રો — દા૦ ત૦ ઇમારતોનું સમારકામ — પર હવે મોટા પાયાવાળી, મૂડીવાદી પદ્ધતિ પર ઊભી થયેલી મોટી જબરદસ્ત કંપનીઓ નિર્દયપણે હુમલા કરી રહી છે, ને નાના માલિક-કારીગરોનું નિકંદન કાઢી રહી છે.'

એટલે, આપણે આપણા ગામડાંના સુતાર લુહારને જઈને કહીએ કે 'ગાડાંને રબર ટાયરનાં પૈડાં લગાડવાથી તમારો ચાલુ ધંધો જશે ખરો, પણ તમને બીજો નવો ધંધો — કામચલાઉ તો કામચલાઉ પણ — મળી રહેશે.' તો એથી એ કારીગરોને શું આશ્વાસન મળવાનું હતું? એ કામચલાઉ ધંધો પણ એમના હાથમાંથી વહેલો મોડો ક્યારેક તો ચાલ્યો જવાનો; એ પછી શી સ્થિતિ થવાની? એમને

માટે બીજા કોઈ ઉદ્યમનાં દ્વાર ખુલ્લાં છે? કે એમને ભૂખે મરવાનો જ વખત આવવાનો છે?

હવે એનો જરા વિચાર કરીએ. ઇંગ્લંડમાં જ્યારે યંત્રયુગની શરૂઆત થઈ ત્યારે ત્યાંના હાથઉદ્યોગ કરનારા કારીગરોને કંઈ ઓછી આપત્તિ પડી નહોતી. સંચા આવવાથી હજારો માણસો બેકાર બની ગયા. જે સ્વતંત્ર કારીગર તરીકે કામ કરતા તેઓ પરાધીન મજૂર બની ગયા. મોટી મિલો થઈ એમાં મજૂરોનું શોષણ થવા લાગ્યું. એટલે બેકારી અને શોષણમાંથી છૂટવા અને સ્વતંત્ર ખેડૂત કે કારીગર બનવાના ઇરાદાથી બ્રિટનમાંથી ઘણા લોકો નવા શોધાયેલા ખંડ અમેરિકામાં ચાલ્યા ગયા, ને જે મજૂરો ઇંગ્લંડમાં બેકાર પડેલા તેમની કંઈક જોગવાઈ થઈ ગઈ. તે પછી ઇંગ્લંડે અનેક પ્રદેશો જીતી તાબે કર્યા ત્યાં ઘણા અંગ્રેજો જઈને વસ્યા. ઇંગ્લંડમાંથી માણસોના ધોધ એ પ્રદેશોમાં વહેવા લાગ્યા. યુદ્ધ પહેલાંનાં તરતનાં વરસોમાં અઢી લાખ માણસો દર વરસે બ્રિટનથી પરદેશ જઈને વસતાં. પણ હવે એ નાસી છૂટવાની બારી બંધ થઈ ગઈ છે, નવા નવા પ્રદેશો મળતા બંધ થઈ ગયા છે; એટલે ઇંગ્લંડમાં બેકારોની સંખ્યા વધતી આપણે જોઈએ છીએ. એવાં લાખો બેકારોને સરકાર કંઈક દરમાયો આપીને નભાવે છે.

બેકારી ને શોષણમાંથી નાસી છૂટવાનો જે માર્ગ હમણાં સુધી બ્રિટિશ મજૂરોને માટે ખુલ્લો હતો તે હિંદી કારીગરો કે મજૂરોને માટે જરા પણ ખુલ્લો છે ખરો? રબર ટાયરનાં પૈડાંથી ગામડાંના જે કારીગરો બેકાર બનવાના એમને ક્યાં જવાનું? એમને માટે તો એવો કોઈ રસ્તો ખુલ્લો દેખાતો

નથી. હિંદુસ્તાન પાસે પરદેશમાં વસાહતો નથી. ગોરા લોકોના તાબાની જે વસાહતો છે ત્યાં હિંદીઓ હડધૂત થાય છે, ને જે અગાઉથી વસેલા છે તેમને પણ કાઢી મૂકવાની પેરવી ચાલે છે. એટલે એ દિશામાં પણ કંઈ આશા નથી. એ વિષે દીનબંધુ એંડ્રુઝે 'હિંદ અને પેસીફીક' (India and the Pacific) નામના તેમના થોડા વખત પર પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં લખ્યું છે:

"એક કાળે એમ મનાતું હતું ખરું કે પૂર્વ આફ્રિકામાં હિંદીઓની મોટી વસ્તીનો સમાસ થઈ શકશે, પણ એ આશા કદી ફળીભૂત થાય એવો સંભવ નથી. આસામ, બ્રહ્મદેશ, મલાયા, સિલોન, જેવા નજીકના પ્રદેશો ખીચોખીચ ભરાઈ ચૂકેલા છે. એથી દૂર નજર નાંખીએ તોપણ સ્થિતિ આશાજનક નથી. ડચ ઇસ્ટ ઇંડીઝમાં પણ જાવામાં વસ્તી એટલી બધી વધી પડવા લાગી છે કે એ વધારાની વસ્તીનું શું કરવું એ સવાલ થઈ પડ્યો છે. બોર્નિયો ને ન્યૂ ગીનીમાં બહારથી જઈને વસનારાઓને માટે ઘણો પ્રદેશ છે એમ ઉપર ઉપરથી જોતાં લાગે છે, પણ જેમણે આ સવાલનો અભ્યાસ કર્યો છે તેઓ એ દિશામાં ઝાઝી જગા હોવાની આશા આપતા નથી. ઑસ્ટ્રેલિયામાં ગોરાઓ બીજાઓને સાંખી નથી શકતા એ મુસીબતનો નિકાલ આવે તોપણ ઑસ્ટ્રેલિયાના વાયવ્ય ભાગની પણ ઉપર કહી તેવી જ સ્થિતિ છે. પણ ગોરાઓના એ રંગદ્વેષની વાત જવા દઈએ તોપણ ત્યાંને વિષે એટલું સિદ્ધ થયેલું દેખાય છે કે એ પ્રદેશમાં આબોહવા એવી પ્રતિકૂળ છે કે ત્યાં મોટી વસ્તી કાયમનો વસવાટ કરીને રહી શકે એવું નથી."

આમ જે કારીગરો બેકાર બને એમને માટે કોઈ આરો દેખાતો નથી. દેશમાં એવો કોઈ ઉદ્યોગ નથી જેમાં તેઓ દાખલ થઈ જાય. ગાડાંને રબર ટાયરનાં પૈડાં બેસાડવાનું તાત્કાળિક કામ પણ એમને મળે એવો સંભવ ઓછો છે,

કેમકે એ નવા કામની કુશળતા એમનામાં હોય નહિ. ખેતી એમને રાહત ન આપી શકે, કેમકે ખેતીમાં આજે જ સંખ્યા હદ બહાર વધી પડેલી છે. એમને સરકાર તરફથી બેકાર તરીકેનો દરમાયો ન મળે, કેમકે દેશમાં કરોડો માણસો બેકાર હોય તેમને દરમાયો આપવાનું કોઈ પણ સરકારથી બની શી રીતે શકે? ત્યારે આ કારીગરોએ બેકારોની સંખ્યામાં વધારો કરીને બાપણું દારિદ્ર ને ભૂખમરાને વશ થયા સિવાય બીજું કરવાનું રહ્યું શું? આજે તેઓ મહેનત કરીને માંડ જે બટકું રોટલો મેળવવા પામે છે તે પણ તેમના હાથમાંથી ઝૂંટવી લેવો? એમને પ્રામાણિકપણે મહેનત કરવાની પણ તક ન રહેવા દેવી? રબર ટાયરમાં ઘણા દેખીતા લાભો છે એમ કહેવામાં આવે છે. એ વાતને વિષે ભારે શંકા ઉઠાવવામાં આવી છે. પણ માનો કે એવા લાભ એમાં છે. તોયે એ લાભ મેળવવાને કેટલાં માણસોને દુઃખી ને બેહાલ કરવાનાં રહ્યાં? આપણા દેશમાં અનેક ઉદ્યોગો આવી રીતે નાશ પામ્યા છે ને લાખો માણસો ભૂખે મરતાં થઈ ગયાં છે. એમાં આ ઉદ્યોગનો પણ ઉમેરો આપણે થવા દઈશું? આમેય મોટરો આવવાથી ખેડૂતોનો ગાડાં ચલાવવાનો ધંધો પડી ભાંગવા આવ્યો છે, ને ગાડાં ને પૈડાં બનાવનાર કારીગરોનું કામ ઓછું થઈ જ ગયું છે. તેમાં પાછો રબર ટાયરનો ઉમેરો કરીને એ વર્ગને આપણે છેક પાયમાલ થવા દઈશું? એમ ન થવા દેવું હોય તો રબર ટાયરનો ઉપયોગ બળદ-ગાડાંમાં કરવાની સામે સખત વિરોધ કરવાનું આપણું કર્તવ્ય થઈ પડે છે.

હરિજનબંધુ, ૫-૬-૧૯૩૮

## ૨૩

# પરદેશી કંપનીઓનો હુમલો

(લેખક : ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ)

### ૧

હિંદુસ્તાન પર પરદેશી મૂડીનું આક્રમણ વધતું જાય છે, આ દેશમાં પરદેશીઓનાં અંકુશ ને વહીવટ નીચે ચાલતાં નવાં નવાં ઔદ્યોગિક કંપનીઓ, મિલો ને કારખાનાં વધતાં જાય છે, અને જે ક્ષેત્રોમાં હિંદી ઉદ્યોગો અત્યાર સુધી ટગુમગુ કરતા જીવી રહ્યા છે તે ક્ષેત્રો પર આ વિદેશી કંપનીઓ તરાપ મારી રહી છે, તેની સામે આખા દેશમાં ભારે પોકાર ચાલી રહેલો છે. આ પરદેશી કંપનીઓ પાસે મૂડી ને સાધન-સંપત્તિ અઢળક હોય છે એટલે તેઓ ભાવ અતિશય ઘટાડી નાંખીને દેશી કંપનીઓને હંફાવે છે, અને એ ટક્કર ન ઝીલી શકવાને લીધે કેટલીયે દેશી કંપનીઓ ભાંગી જવાના ભયમાં આવી પડી છે. આ પરદેશી કંપનીઓના નામમાં '(ઇંડિયા) લિમિટેડ' એ શબ્દો ઉમેરીને એ દેશી હોય એવો દેખાવ કરવાના, અને એમ કરીને દેશમાં જે સ્વદેશીની નવી ભાવના પ્રગટેલી છે તેનો ગેરલાભ ઉઠાવવાના પ્રયત્નો થાય છે.[૧] એ

---

૧. આવી થોડીક કંપનીઓનાં નામ અહીં ઉદાહરણરૂપે આપ્યાં છે: લિવર બ્રધર્સ (ઇંડિયા) લિ૦, કોરેસ (ઇંડિયા) લિ૦, કાલટેક્સ (ઇંડિયા) લિ૦, કેડી ફિલ્ટર્સ (ઇંડિયા) લિ૦, ડનલોપ રબર કં.

કંપનીઓએ પેદા કરેલા માલની ભભકભરી જાહેરાતો ગંજાવર પ્રમાણમાં થાય છે. અને આ કંપનીઓ પોતે 'દેશી' હોઈ સરકાર તરફથી જેટલાં રક્ષણ અને આશ્રય દેશી ઉદ્યોગોને મળે છે તેટલાં પોતાને પણ મળવાં જોઈએ એવો દાવો કરે છે. પોતાને જ કારણે ચાલતી લાંબાટૂંકાની હરીફાઈમાં ટકવું દેશી ઉદ્યોગોને અશક્યવત્ થઈ પડયું છે, અને એ કાતીલ હરીફાઈને કારણે એ ઉદ્યોગો ભાંગતા જાય છે અથવા થોડા વખતમાં ભાંગી જશે. આ નવા ને ભયાનક હુમલાથી હિંદી ઉત્પાદકો તેમ જ વેપારીઓમાં જે ભારે ભયની લાગણી ફેલાઈ રહી છે તે હમણાં ઘણી જગાએથી પ્રગટ થઈ છે. એ જ ભય વ્યક્ત કરતાં મુંબઈથી હિંદી વેપારી ચેમ્બરના મંત્રીએ થોડા દિવસ પર લખેલું :

"થોડા વખત પર મારી સમિતિને ઇંપીરિયલ કેમિકલ ઇંડસ્ટ્રીઝ (ઇંડિયા) લિ૦ને વિષે લખવાનો પ્રસંગ આવ્યો હતો તે ઉપરાંત દીવાસળી, સિગારેટ, સાબુ, બૂટ, જોડા, રસાયણો, રબર વગેરેની બનાવટ માટે પરદેશી કંપનીઓ ને કારખાનાં ઊભાં થયાના ઘણા દાખલા સમિતિની જાણમાં આવ્યા છે. આ કારખાનાં મોટી મૂડીવાળી જબરદસ્ત કંપનીઓએ શરૂ કરેલાં હોય છે, અને નાના હિંદી ઉદ્યોગો એમની સાથે હરીફાઈમાં ટકી શકે એવી આશા રાખવી નકામી છે. એટલે આનું એક જ પરિણામ એ આવશે કે નાના હિંદી ઉદ્યોગો નાબૂદ થઈ જશે...."

આ દેશમાં પરદેશી માલ સામે જકાતની જે દીવાલ ઊભી થઈ છે તેનો, તેમ જ રાજ્યબંધારણના કાયદાની આ વિષયની

(ઇંડિયા) લિ૦, ગુડઇયર ટાયર ઍન્ડ રબર કં. (ઇંડિયા) લિ૦, માર્શલ સન્સ ઍંડ કં. (ઇંડિયા) લિ૦, સીમન્સ (ઇંડિયા) લિ૦, સ્કોડા (ઇંડિયા) લિ૦, ટાઈડ વૉટર ઑઈલ કં. (ઇંડિયા) લિ૦.

કલમોનો લાભ લઈને પરદેશી કારખાનાં હવે આ દેશમાં શરૂ કરવામાં આવે છે, ને એમાંનાં કેટલાંક તો જંગી પ્રમાણમાં માલ પેદા કરે છે. રાક્ષસ અને વેંતિયા વચ્ચેની આ હરીફાઈમાં વેંતિયાના બાર વાગી જવાના. એટલે મારી સમિતિને એવો ભય છે કે હિંદી ઉદ્યોગોને સલામતી અને રક્ષણ આપવાનાં તાત્કાળિક પગલાં લેવામાં નહિ આવે તો એ ઉદ્યોગોની એવી જ દશા થશે.''

જગતની ધનિક અને શસ્ત્રબળમાં જોરાવર પ્રજાઓ નિર્બળ અને દરિદ્ર પ્રજાઓનું જે અનેકવિધ શોષણ ચલાવી રહી છે તેમાં આ પરદેશી મૂડી અને કંપનીઓનું આક્રમણ એ એક નવી ભૂમિકા છે, અને એ ક્રિયા આખા જગતમાં ચાલી રહી છે. ધનિક પ્રજાઓ પોતાનો યંત્રોમાં તૈયાર કરેલો માલ બળજબરીથી કે કાવાદાવાથી તાબેદાર પ્રજાઓને માથે લાદતી — એ શોષણક્રિયાની પ્રથમ ભૂમિકા હતી. યંત્રોથી ઉદ્યોગો ચલાવી માલ પેદા કરવામાં ઇંગ્લંડ સંજોગબળે પહેલું ફાવી ગયું હતું, એટલે તેને પોતાનો માલ પારકા મુલકોમાં ખપાવવાનો સ્વાર્થ લાગેલો હતો, અને એ સ્વાર્થ ઉઘાડો ન પડી જાય એ માટે તેણે અર્થશાસ્ત્રમાં 'મુક્ત વેપાર'નો સિદ્ધાંત પ્રચલિત કરી, સર્વ દેશોએ કોઈ પણ જાતના પ્રતિબંધ વિના, કેવળ સોંઘા મોંઘાનો વિચાર કરીને જ, બીજા દેશોનો માલ પોતાને ત્યાં આવવા દેવો જોઈએ, એવો ઉપદેશ દુનિયાને આપવો સો વરસ પર શરૂ કર્યો. પણ આ ઉપદેશ પારકાને માટે જ હતો. હિંદુસ્તાન સાથેનો 'મુક્ત વેપાર' એ, છેક ૧૮૪૨માં એક અંગ્રેજે કહેલું તેમ, 'આ દેશ (ઇંગ્લંડ) અને હિંદુસ્તાન વચ્ચેનો મુક્ત વેપાર નથી, પણ આ દેશમાંથી હિંદુસ્તાન જતા માલને માટે મુક્ત વેપાર છે.'

હિંદુસ્તાનના કાપડ વગેરે માલને માટે તો વિલાયતનાં બારણાં બંધ જ કરવામાં આવ્યાં હતાં, એટલું જ નહિ પણ હિંદથી આવેલું કાપડ પહેરનારને વિલાયતમાં સજા સુધ્ધાં કરવામાં આવતી. આવા એકપક્ષી મુક્ત વેપારને પરિણામે હિંદુસ્તાનના ઘણા મુખ્ય ઉદ્યોગો પાયમાલ થઈ ગયા ને નામશેષ થઈ ગયા, અને દેશનાં હજારો સંતાનો બેકાર અને રઝળતાં થઈ ગયાં. આ પરિણામનું વર્ણન એક અંગ્રેજ લેખકે થોડા જ વખત પર આપતાં લખ્યું છે :

"મુક્ત વેપારનો સિદ્ધાંત છેક જ શાપરૂપ નીવડ્યો. આપણા રાજ્યકારભારનું મુખ્ય આર્થિક પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાનમાં પરદેશથી આવેલી સસ્તી, સંચાની બનેલી ચીજોની રેલછેલ થઈ ગઈ. હિંદીઓને અનુભવ ન મળે અને વિજ્ઞાનનો ઉપયોગ કેમ કરવો એની ગમ ન મળે, એટલે એમનાથી આપણા જામી ગયેલા યંત્રો-દ્યોગની સાથે હરીફાઈ કરવાનું બની શકે એવું હતું જ નહિ...... પણ આ મુક્ત વેપારની નીતિથી ભારેમાં ભારે નુકસાન તો હિંદુ-સ્તાનના મૂડીવાળા ધનિકોને નહિ પણ તેના હાથકારીગરીનું કામ કરનારા કારીગરો ને મજૂરોને થયું. ધીરે ધીરે પણ અચૂક, જાણે વિધાતાના અટળ લેખ વડે, વણકર, કુંભાર, અને લુહાર વિલાયતી યંત્રોની હરીફાઈને લીધે નિર્ધન અને નિરાશ બની ગયા. અવર-જવરનાં સાધનોમાં ખામી હતી તેને કારણે એમના છેવટના સર્વ-નાશને કંઈક વિલંબ લાગ્યો; પણ આજે હવે મોટર બસો દૂરમાં દૂરના ખૂણાનાં ગામડાંની સ્ત્રીઓને શહેરોમાં ચીજો ખરીદવા માટે લઈ જવા લાગી છે, એટલે આ કુશળ કારીગરોનો વિનાશ નજર આગળ દેખાય છે. . . . આમ મુક્ત વેપારે એક તરફ વિલાયતમાં ઉદ્યોગની અતિશય અને વધારાપડતી વૃદ્ધિ કરી, અને સાથે સાથે બીજી બાજુ હિંદુસ્તાનમાં ખેતીમાં માણસોનો વધારેપડતો ભરાવો કર્યો.

અને આજે વસ્તુસ્થિતિ એ છે કે હિંદુસ્તાનના વિશાળ પ્રદેશોમાં લોકો નિરુપાય બનીને માંડ ટુકડો રોટલો ખાઈને માટીનાં ઘોલકાંમાં રહે છે. માત્ર થોડીક સાદડીઓ ને માટીનાં વાસણ એટલી જ એમની સંપત્તિ હોય છે. ઘણી વાર એમની પાસે બદલવા માટે એકથી બીજું કપડું હોતું નથી, અને તેઓ જે દાળભાતનો આહાર કરે છે તેમાંથી એમના સુકલકડી ને ક્ષીણ દેહોને ઓછામાં ઓછી શક્તિ મળે છે... આ દારિદ્રના કળણ પર સામ્રાજ્ય પોલીસપણું કરે છે." (બ્રેલ્સફર્ડ)

તે પછી નિર્બળ પ્રજાઓના શોષણની બીજી ભૂમિકા આવી :

"આવા એકહથ્થુ ઉદ્યોગથી તેના માલિકોને અઢળક નફો મળવા લાગ્યા. લેખાં ન રહે એટલો બધો નફો થયો. પૈસાનું શું કરવું એની એના માલિકોને ખબર ન પડે એટલી બધી પૈસાની રેલમછેલ થઈ ગઈ. માની ન શકાય એવી વાત લાગે છે, પણ કેટલાક ઉદ્યોગપતિઓને એટલો બધો ભારે નફો થયો કે બધા પૈસા એમનાથી, પ્રયત્ન કર્યો હોત તોપણ, ખરચી શકાય એવું હતું નહિ. એમણે પ્રયત્ન કર્યો જ નહિ. એમણે તો પૈસા બચાવી રાખ્યા.... જે મૂડી વધી પડી તેનો ક્યાંક તો નિકાલ થવો જ જોઈતો હતો. એ નિકાલ કરવાનો રસ્તો પછાત દેશોમાં — વસાહતોમાં — મળી રહ્યો. જે મુલકોમાં રેલવેની, વીજળીની ને ગૅસની, રસ્તા વગેરેની જરૂર હતી, જે મુલકોમાં કુદરતી સાધનસંપત્તિના ભંડાર ભર્યા હતા, જ્યાં ખાણો ખોદવાની ને ચા વગેરેના બગીચા બનાવવાની ખાસ સગવડો ને રાહતો મળી ગઈ, તેવા વસાહતોના પ્રદેશોમાં આ વધી પડેલી મૂડીને નફો મેળવાય એવી રીતે રોકવાની તક મળી ગઈ." (લીઓ હ્યુબરમૅન) "આ પછાત દેશોમાં નફો સાધારણ રીતે બહુ ભારે મળે છે, કેમકે ત્યાંના લોકોને મૂડીના સાંસા હોય છે, જમીનની કિંમત પ્રમાણમાં ઓછી હોય છે, મજૂરીના દર ઓછા હોય છે, ને કાચો માલ સોંઘો હોય છે." (લેનિન)

નિર્બળ પ્રજાઓની ઇચ્છા હોય કે ન હોય તોપણ તેમને માથે મૂડી પરાણે ઝોંસવી એ ગોરી પ્રજાઓએ આદરેલા જગતના શોષણનો બીજો અંક થયો, અને એ ગોરા લોકોને માટે ઈશ્વરે નિર્મેલા કાર્યનો એક ભાગ છે એવાં બણગાં ફૂંકાવા માંડયાં. એ ક્રિયાનું વર્ણન એક અંગ્રેજ અર્થશાસ્ત્રીએ આ પ્રમાણે કર્યું છે :

"ઓછા ખીલેલા દેશોમાં શરૂ થયેલાં ઉદ્યોગનાં સાહસોમાં ઘણી વાર પરદેશીઓની મૂડી રોકાયેલી હોય છે, એટલું જ નહિ પણ તે ઉદ્યોગો પરદેશીઓના અંકુશ નીચે, પૈસા ધીરનાર દેશમાં સ્થપાયેલી ને ચાલતી કંપનીઓ તરફથી, ચાલે છે. એ ઉદ્યોગમાંથી થતો નફો પરદેશી માલિકોને તેમને સ્વદેશ પહોંચતો કરવામાં આવે છે; અને જે દેશમાં ઉદ્યોગ ચાલતો હોય તે જો પૂરા સુધરેલા રાષ્ટ્ર તરીકે સ્વીકારાયેલો ન હોય તો તેને પરદેશીઓના પોલીસ બંદોબસ્તને તાબે રહેવું પડે છે, અને ઘણી વાર તે દેશ લગભગ પ્રબળ રાષ્ટ્રની જોડે જોડી દેવામાં આવે છે; પછી એ તાબેદારી કાં તો ખુલ્લેખુલ્લી હોય, અથવા તો તેને 'રક્ષિત પ્રદેશ' કે એવા કોઈ નામના ઓઠા તળે ઢાંકવામાં આવેલી હોય. એ દેશના પ્રજાજનોની મરજી હોય કે ન હોય તોપણ તેમને પરદેશી મૂડીદારોને માટે વેતરાં કરવાં પડે છે; અને કેટલીક વાર એ દેશના કરની આવકનો મોટો ભાગ પરદેશીઓની મૂડી પરનું વ્યાજ ભરવાની બાંહેધરી તરીકે અલગ રાખવામાં આવે છે... યુરોપ જે વખતે પોતાની હદમાં રાષ્ટ્રીયતા ને આત્મનિર્ણયનો પોતાનો હક બજાવતું હતું તે જ વખતે તે યુરોપ બહારની પ્રજાઓના પોતાની જમીનો અને મહેનતરૂપી સંપત્તિનો ઉપયોગ ન કરવાના હકનો ઇનકાર કરતું હતું; અને કાળી પ્રજાઓને સુધારવાના ગોરી પ્રજાઓના ઈશ્વરનિર્મિત કાર્યના એક અંગ તરીકે અણસુધરેલા લોકોના કોઈ પણ પ્રદેશને, તેના રહીશોની મરજી વિરુદ્ધ પણ, પરાણે ખીલવવાનો પોતાને હક છે એવો દાવો

કરતું હતું.... એનું ઈશ્વરનિર્મિત કાર્ય આ છે: દુનિયાને સુધારવી તેની સાથે પોતાની સંપત્તિ પણ વધારવી, અને એ કાર્ય મોટા યાંત્રિક ઉદ્યોગોને આગળ ધપાવવાને સારુ આવશ્યક થઈ પડેલું છે.” (કોલ)

૨

હિંદુસ્તાનને પરદેશી હરીફાઈની દખલ વિના શાંતપણે પોતાના ઉદ્યોગો ખીલવવાની પહેલવહેલી તક ૧૯૧૪ થી ૧૯૧૮ના વિશ્વયુદ્ધમાં મળી. યુરોપ અમેરિકા તે વખતે યુદ્ધમાં રોકાયેલાં હોઈ હિંદુસ્તાનમાં પોતાનો માલ મોકલી શકે એમ નહોતાં. એટલે કેટલાયે હિંદી ઉદ્યોગો ઝપાટાભેર આગળ વધ્યા. આ પછી ૧૯૧૯માં નવું રાજ્યબંધારણ દાખલ થયું તેને અંગે જેને અંગ્રેજીમાં ‘Fiscal Autonomy Convention’ કહે છે તે દાખલ કરવામાં આવ્યું. એટલે કે પરદેશથી આયાત થતા માલ પર જકાત નાંખવાની બાબતમાં હિંદુસ્તાન સરકાર અને વડી ધારાસભા જ્યારે એકમત હોય ત્યારે બ્રિટિશ સરકાર જકાત નાંખવામાં આડે આવે નહિ, એવી રૂઢિ પાડવામાં આવી. આમ અમુક મર્યાદિત પ્રમાણમાં પણ પરદેશી માલ પર જકાત નાંખવાની સત્તા હિંદુસ્તાનને મળી એટલે અંશે દેશી ઉદ્યોગોને રક્ષણ મળ્યું. તે પછી ૧૯૨૦થી સ્વદેશીની હિલચાલ પ્રચંડ રૂપમાં ચાલી અને તેથી દેશી ઉદ્યોગો આગળ ધપ્યા ને પરદેશી માલની આયાત ઘટવા લાગી. ઇંગ્લંડના મજૂરો વધારે મજૂરી માગવા લાગ્યા તેને લીધે ઇંગ્લંડનો માલ પરદેશનાં બજારોમાં મોંઘો પડવા લાગ્યો ને અંગ્રેજ મૂડીદારોનો નફો ઘટવા માંડ્યો. આ બધી વસ્તુઓથી જે મુશ્કેલીઓ પેદા થઈ છે તેને પહોંચી વળવાને — હિંદી

મજૂરોની સોંઘી મહેનતથી સોંઘો માલ પેદા કરવા, સ્વદેશીની ભાવનાનો લાભ મેળવવા, ને 'સ્વદેશી' ઉદ્યોગ તરીકે સરકાર પાસેથી જકાતની મુક્તિ ને બીજી છૂટછાટો મેળવવાને— પરદેશી કંપનીઓ ને કારખાનાં ઝપાટાભેર હિંદુસ્તાનમાં જ શરૂ કરવાની પ્રવૃત્તિ શરૂ થઈ છે. આમાં બધા પરદેશીઓ— વિશેષે કરીને અંગ્રેજો—સામેલ છે. એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે "અંગ્રેજ મૂડીદારોને હિંદુસ્તાનમાં હરીફાઈનો એક જ મોટો લાભ એ હતો કે ત્યાં મજૂરો સસ્તા મળતા હતા ને મજૂરોમાં કશું સંગઠન નહોતું. આ વસ્તુનો કશા વિધિનિષેધ વિના લાભ લેવાનું એ લોકો જરા પણ ચૂકયા નથી."* (બ્રેલ્સફર્ડ)

કેટલીક વાર એવી દલીલ કરવામાં આવે છે કે આ કારખાનાં હિંદી મજૂરોને કામ આપે છે ને હિંદનો કાચો માલ

* સરખાવો : "ગોરા મજૂરો મૂડીદાર વર્ગની શોષણનીતિનો વધારે ને વધારે સબળ વિરોધ કરવા લાગ્યા; અને શહેરોમાંના મજૂરો વધારે મજૂરી, ઓછા કલાક, વીમા, પેન્શન વગેરે લડીને મેળવવા લાગ્યા; એટલે, જે કામો ગોરાઓને મન 'હલકાં' ગણાય છે, જે આર્થિક ને સામાજિક દૃષ્ટિએ પછાત છે, ને જેમની હાજતો બહુ જૂજ જેવી છે તેમનામાંથી પોતાના કામ માટે મજૂરો મેળવવાથી વધારે નફો મળે એમ ગોરા શોષકોએ જોઈ લીધું. દાખલા તરીકે, ડચ સરકારે હેગમાં પ્રસિદ્ધ કરેલા એક સરકારી હેવાલમાં જણાવ્યા પ્રમાણે, ઇંડોનેશિયાનો વતની —અહીં ત્યાંના ડચ ગવર્નર-જનરલની અમે વાત નથી કરતા — 'રોજના ૨૫ સેંટ (આજના ભાવે લગભગ એક પાઈ)થી પણ ગુજારો કરી શકે છે.' એટલે મૂડીવાળાઓને સ્વદેશમાં, જ્યાં મજૂરોની રહેણીનું ધોરણ સતત ઊંચું થતું ગયું છે, ત્યાંના કરતાં આ દેશમાં પાર વિનાની વધારે કમાણી થાય છે." (બાર્ટ ડી લિટ)

વાપરે છે એટલે અંશે તેઓ દેશના આર્થિક હિતમાં ફાળો આપે છે. પણ આ દલીલ કેટલી પાયા વિનાની છે એ પરદેશીઓના અઢળક નફા અને હિંદી મજૂરોની અતિશય નજીવી કમાણી વચ્ચે સરખામણી કરવાથી જોઈ શકાશે. એ જ અંગ્રેજ લેખક લખે છે:

"સામાન્ય અંદાજ એવો છે કે અંગ્રેજોની ૬૦ થી ૭૦ કરોડ પાઉંડ જેટલી મૂડી હિંદુસ્તાનમાં રોકાયેલી છે. આ મૂડીમાંનો અમુક ભાગ ઉદ્યોગોમાં રોકાયેલો છે, ને તેમાંથી સારાં વરસોમાં અઢળક, ન કલ્પી શકાય એવો નફો મળે છે. કોલસાની ખાણોમાં મજૂરોને ૮ પેન્સ (= ૭ આના) મજૂરી મળે છે, પણ એમાંથી મૂડીવાળાઓને ૧૦૦ થી ૧૨૦ ટકા વ્યાજ મળ્યાનું જાણ્યું છે. શણની ૫૧ મિલો છે તેમાંથી ૩૨ મિલોએ ૧૯૧૮ અને ૧૯૨૭ વચ્ચેનાં વરસોમાં સો ટકા જેટલું વ્યાજ આપેલું; ૨૯ મિલોએ ૨૦ ટકાથી ઓછું કદી ન આપેલું; અને ૧૦ મિલોએ ૪૦ ટકાથી ઓછું કદી ન આપેલું. મહાયુદ્ધ પછીનાં શરૂઆતનાં વરસોમાં આ શણની મિલોમાં મજૂરોને કુલ જેટલી રકમ અપાતી એના કરતાં છથી આઠગણો નફો મિલવાળાને થતો. તેઓ હિંદી મજૂરોને જો ૧૨ પાઉંડ મજૂરી રૂપે આપતી તો ૧૦૦ પાઉંડ સ્કૉટલંડમાં વસતા પોતાના શૅર-હોલ્ડરોને મોકલતી. આ હકીકતો પરથી સમજી શકાય છે કે અંગ્રેજ ધનિકોને હિંદીઓ પ્રત્યે નહિ, પણ હિંદુસ્તાન પ્રત્યે આટલી બધી આસક્તિ શા સારુ છે." (એલ્સફર્ડ)

બીજા એક અંગ્રેજનો અભિપ્રાય આ પ્રમાણે છે:

"હિંદુસ્તાન જેવા તાબેદાર દેશનો દાખલો લઈએ તો, એમ માનવાને સબળ કારણ છે કે એ દેશમાં જે કુલ પરદેશી મૂડી રોકાયેલી છે તેમાંથી મોટા ભાગની મૂડીથી હિંદુસ્તાનના રહીશોના મોટામાં મોટા ભાગને કશો જ લાભ થયો નથી. એક વસ્તુ એણે અવશ્ય કરી છે કે બે જકડોને સખત બનાવી છે—એક તો અંગ્રેજ

અને હિંદી ધનિકોની હિંદી ગરીબો પરની જકડ, અને બીજી બ્રિટનની હિંદ પરની જકડ." (લેનાર્ડ બાર્ન્સ)

આ બીજી જકડ સખત ને કાયમની બનાવવાને સારુ જ નવા રાજ્યબંધારણમાં 'વેપારી સલામતીઓ' રાખવામાં આવેલી છે એ વિષે જરા પણ શંકા છે ખરી ! એ વસ્તુનો જગતમાં ક્યાંયે જોટો જડે એમ નથી. ગયા એપ્રિલ મહિનામાં મહાસભાની કાર્યવાહક સમિતિએ આ વિષય પર એક ઠરાવ કરેલો. તેમાં મહાસભાની સ્થિતિ સ્પષ્ટપણે સમજાવી છે, અને રખેને કોઈ અજાણતાં આ કંપનીઓ ને કારખાનાંને સ્વદેશી ને તેથી ઉત્તેજનપાત્ર માને એટલા સારુ ચેતવણી આપી છે. એ ઠરાવમાં કહેલું છે કે "કોઈ પણ કંપનીનાં અંકુશ, સંચાલન અને વહીવટ હિંદીઓના હાથમાં ન હોય ત્યાં સુધી તેને સ્વદેશી ગણી શકાય નહિ ને ગણવામાં આવશે નહિ. હિંદુસ્તાનની કુદરતી સાધનસંપત્તિનું શોષણ કરનારી વિદેશી ઔદ્યોગિક કંપનીઓ આ દેશમાં ઝીંકાય એ જ જો હિંદી ઉદ્યોગોના વિકાસનું પરિણામ આવી શકે એમ હોય, તો કાર્યવાહક સમિતિ તો એ જ અંતર માને છે કે એ વિકાસ આગળ વધવામાં ભલે વિલંબ થાય." આ ચેતવણી બહુ જ વખતસર આપવામાં આવેલી છે, કેમકે જે જીવવા માટે ફાંફાં મારી રહેલા હિંદી ઉદ્યોગોને પરદેશથી આવતા માલની તેમ જ હિંદમાં ઝીંકાયેલી પરદેશી કંપનીઓની એવી બેવડી હરીફાઈની સામે વખતસર રક્ષણ આપવામાં નહિ આવે તો એ ઉદ્યોગો થોડા વખતમાં મરી જશે, અને એમને ફરી સજીવન કરવા એ અશક્ય નહિ તો અતિશય કઠણ થઈ પડશે. નવા રાજ્યબંધારણ અનુસાર સરકારો ભલે વિદેશી ઔદ્યોગિક કંપનીઓ સામે

ભેદભાવ ન બતાવી શકે, પણ રાષ્ટ્રના દૃઢ નિર્ધાર જેવી એક વસ્તુ છે એ તો કશાથી દબાઈ જાય એમ નથી. જેને ખરીદી કરવી જ ન હોય તેની પાસે પોતાનો માલ પરાણે જગતની કોઈ પણ સત્તા ખરીદાવી ન શકે. તેથી સ્વદેશી ઉદ્યોગોનો સંરક્ષણ માટેનો જે પોકાર છે તે હિંદુસ્તાનની પ્રજાને ઉદ્દેશીને છે, ને તેમાં એવી આશા રહેલી છે કે એ પોકાર સંભળાયા વિના નહિ જ રહે. કાર્યવાહક સમિતિએ ઠરાવ કર્યો છે તે ઉપરાંત તેને એ દિશામાં વધારે વહેવારુ પ્રયત્ન કરવો રહેશે. મહાસમિતિનું કાર્યાલય આ નામધારી 'સ્વદેશી' પણ વસ્તુતઃ વિદેશી કંપનીઓ ને કારખાનાંની યાદી અવારનવાર બહાર પાડીને એમનો માલ લેવા સામે લોકોને ચેતવે તો સરસ થાય. જ્યાં સુધી રાજ્યબંધારણમાં 'ભેદભાવ'ને લગતી ભૂંડી કલમો છે ત્યાં સુધી આપણે માટે એક જ રસ્તો ખુલ્લો છે, ને તે એ કે 'સ્વદેશી'નો ઘાત કરનારા આવા માલનો વાપર ન કરવા લોકોને સમજાવવા; કેમકે એ માલનો વાપર કેવળ પોતાના જ પગ પર કુહાડો મારવા બરાબર છે.

## ૩

પહેલા લેખમાં 'ઇંડિયા લિ૰' નામવાળી થોડી પરદેશી કંપનીઓનાં જ નામ આપ્યાં હતાં. એક સંભાવિત મિત્રે આવી કંપનીઓની એક બીજી મોટી યાદી મોકલી છે, તે આ અંકમાં આપી છે. એ યાદી મોકલતાં એ મિત્ર લખે છે:

"આ યાદી પૂરી નથી અને આવી જાતની બીજી ઘણી કંપનીઓ છે. આ યાદી ૧૯૩૪-૩૫ના વરસમાં બ્રિટિશ હિંદમાં

જૉઈન્ટ સ્ટૉક કંપનીઓની યાદી સરકારી વેપારી ખાતાએ પ્રસિદ્ધ કરેલી તેમાંથી લીધી છે. એટલે ત્યાર પછી સ્થપાયેલી કંપનીઓનાં નામ એમાં નથી. મારે જણાવવું જોઈએ કે 'ઇંડિયા લિ૦' નામ હોય એટલે એ કંપની પરદેશી હોય જ એમ નથી. એથી ઊલટી વાત પણ સાચી છે કે હિંદુસ્તાનમાં ચાલતી બધી પરદેશી કંપનીઓ પોતાના નામને છેડે 'ઇંડિયા લિ૦' લગાડતી નથી. વળી આ દેશમાં ચાલતી કેટલીયે કંપનીઓ એવી છે જે પરદેશી કંપનીઓની શાખા છે એમ ઉપરઉપરથી જોતાં લાગતું નથી. આ બધું લખવાનો હેતુ એ છે કે પરદેશી કંપનીઓની સંખ્યા અને તેમાં થયેલા મૂડીનાં રોકાણ વિષે પૂરેપૂરી ખબર સરકાર તરફથી પૂરેપૂરી તપાસ કર્યા સિવાય નહિ પડે. એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. દાખલા તરીકે, બહારથી પરદેશી દેખાતી કંપનીઓનો વહીવટ ઘણી વખત મુખ્યત્વે હિંદીઓના હાથમાં હોય છે. દા૦ ત૦ 'ટિટાગર પેપર મિલ્સ, કલકત્તા'માં ૮૦ ટકા કરતાં વધારે મૂડી હિંદીઓની છે, છતાં સામાન્ય માન્યતા એ છે કે તે કંપની પરદેશી છે. આ બધી મુશ્કેલીઓને લીધે મૂડી અને બીજી બાબતોની પૂરેપૂરી તપાસ કર્યા સિવાય હિંદુસ્તાનમાં ચાલતી પરદેશી કંપનીઓની સંખ્યા નક્કી કરવી એ અઘરું છે. તેથી તમને મોકલેલી યાદી, ઉપર બતાવેલાં કારણોને લીધે, પૂરી નથી પણ ફક્ત નમૂનારૂપ છે."

આ મોટી યાદી—જો તે પૂરી હોય તો ઘણી મોટી થાય—થી વાચકોને જણાશે કે આવી કંપનીઓથી હિંદુસ્તાનના નાનામોટા ઉદ્યોગો પર કેટલું મોટું આક્રમણ આવી પડેલું છે.

આવી કંપનીઓ ગાંધીજીએ કહ્યું તેમ 'હરગિજ સ્વદેશી ન કહેવાય.' સ્વદેશી કંપનીનો અંકુશ, વ્યવસ્થા અને વહીવટ હિંદીઓના હાથમાં હોવાં જોઈએ, પણ આ યાદીમાં

આપેલી કંપનીઓમાં એવું નથી. પણ દુઃખની વાત તો એ છે કે તેઓ સ્વદેશી હોવાનો દાવો કરે છે, અને એમાંથી કેટલીકને તો સરકાર તરફથી સારી મદદ પણ મળી છે. તેથી આ હુમલાનો સામનો, સરકાર મદદ કરવા ઇચ્છે અથવા કરી શકે કે નહિ તે છતાં, પ્રજાના સતત પ્રયત્નથી કરવો જોઈએ.

હરિજનબંધુ, ૧૧, ૧૮, ૨૫-૯-૧૯૩૮

## ૨૪

# '(ઇંડિયા) લિમિટેડ' નામવાળી પરદેશી કંપનીઓ

૧. એ. બી. સી. કુપલર એન્ડ એંજિનિયરિંગ કં. (ઇંડિયા), કલકત્તા.
૨. એ. ઈ. જી. (ઇંડિયા) ઇલેક્ટ્રિક કં. મુંબઈ.
૩. એ. સી. ઈ. સી. (ઇંડિયા), મુંબઈ.
૪. એ. હાઈલેન્ડ (પંજાબ), મુંબઈ.
૫. એરોડ (ઇંડિયા), કલકત્તા.
૬. આલફ્રેડ હરબર્ટ (ઇંડિયા), કલકત્તા.
૭. એલન બ્રધર્સ એન્ડ કં. (મુંબઈ).
૮. આલ્સ્ટન ટેલર એન્ડ કં. (ઇંડિયા), કલકત્તા.
૯. એ. મરકોટ એન્ડ કં. (ઇંડિયા), મદ્રાસ.
૧૦. એંગ્લો-અમેરિકન ઓઈલ પ્રોડક્ટ્સ કં. (ઇંડિયા), કલકત્તા.
૧૧. એંગ્લો-ફ્રેન્ચ ડ્રગ કં. (ઇસ્ટર્ન), મુંબઈ.
૧૨. એંગ્લો-ઇંડિયન એન્ડ ડોમીસાઇલ્ડ ફેડરેશન (બંગાળ), કલકત્તા.
૧૩. એંગ્લો-ઇંડિયન એન્ડ ડોમીસાઇલ્ડ ફેડરેશન (ઓલ ઇંડિયા એન્ડ બરમા).
૧૪. એંગ્લો-ઓરિયેન્ટલ (ઇંડિયા), કલકત્તા.

૧૫. ઍંગ્લો-પર્શિયન ઓઇલ કં. (ઇંડિયા), કલકત્તા.
૧૬. બી. સી. જી. એ. (પંજાબ), પંજાબ.
૧૭. બેકર ગ્રેટ ઍન્ડ કં. (૧૯૩૦), કલકત્તા.
૧૮. બેલ્સ એસબેસ્ટાસ ઍન્ડ એંજિનિયરિંગ કં. (ઇંડિયા), કલકત્તા.
૧૯. બેંગોલ બૅન્ક બૅન્ક (ઇંડિયા), લાહોર ઍન્ડ કલકત્તા.
૨૦. બેંગોલ કોલ ટ્રેડિંગ કં., મદ્રાસ.
૨૧. બિટુમન ઍન્ડ ઇમલ્શન (ઇંડિયા), કલકત્તા.
૨૨. બ્લેકી ઍન્ડ સન્સ (ઇંડિયા), મુંબઈ.
૨૩. બોલ્ટન બ્રધર્સ ઍન્ડ કં. (ઇંડિયા), કલકત્તા.
૨૪. બ્રેથવેટ ઍન્ડ કં. (ઇંડિયા).
૨૫. બ્રીજ ઍન્ડ રૂફ કં. (ઇંડિયા).
૨૬. બ્રિટિશ આર્ક વેલ્ડિંગ કં. (ઇંડિયા).
૨૭. બ્રિટિશ ઇંડિયા સ્ટીમ નૅવિગેશન કં. (ઇંડિયા).
૨૮. બી. વી. બેવોટર ઍન્ડ સન્સ (ઇંડિયા).
૨૯. સી. ઍન્ડ એચ. (ઇંડિયા).
૩૦. કેન્ડી ફીલ્ટર્સ (ઇંડિયા).
૩૧. કેટેરાસ (ઇંડિયા).
૩૨. કેરન્સ (ઇંડિયા).
૩૩. કેકસ્ટન ફ્લોર્સ (ઇંડિયા).
૩૪. સી. ઍન્ડ ઇ. મોર્ટન (ઇંડિયા).
૩૫. ચાર્લ્સ ડાઈગેમ્બર ઍન્ડ કં. (ઇંડિયા).
૩૬. ચબ ઍન્ડ હોપ (ઇંડિયા).
૩૭. સીબા (ઇંડિયા).
૩૮. ડેવલપમેન્ટ ઑફ ઇંડસ્ટ્રીઝ (ઇંડિયા).

૩૯. ડી. જેસ્ટેટનર (ઇંડિયા).
૪૦. ડાઇરેકશન ઍન્ડ ડેવલપમેંટ કં. (ઇંડિયા).
૪૧. ડૉજ ઍન્ડ સીમર (ઇંડિયા).
૪૨. ડનલોપ રબર કં. (ઇંડિયા).
૪૩. એકટો ફિલ્મ્સ (ઇંડિયા).
૪૪. ઇસ્ટ ઍન્ડ કેંટ કં. (ઇંડિયા).
૪૫. ઇસ્ટર્ન બૅન્ક ટ્રસ્ટી ઍન્ડ એક્ઝિક્યુટર્સ કં. (ઇંડિયા).
૪૬. ઇલેક્ટ્રિક વેલ્ડિંગ ઍન્ડ મૅન્યુફૅકચરિંગ કં. (ઇંડિયા).
૪૭. એવરરેડી કં. (ઇંડિયા).
૪૮. ફેવરીટ પિકચર્સ (ઇંડિયા).
૪૯. એફ. એચ. શુલ (ઇંડિયા).
૫૦. ફૉક્સ ફિલ્મ કૉર્પોરેશન (ઇંડિયા)
૫૧. એફ. ડબ્લ્યુ. વુડવર્થ ઍન્ડ કં. (ઇંડિયા).
૫૨. ગંગા કમર્શિઅલ એજન્સી (ઇંડિયા).
૫૩. ગૅસ એકયુમ્યુલેટર કં. (ઇંડિયા).
૫૪. જી. ડી. પિટર્સ (ઇંડિયા).
૫૫. જનરલ એસ્યુરન્સ ટ્રસ્ટ (ઇંડિયા).
૫૬. જનરલ ઇલેક્ટ્રિક કં. (ઇંડિયા).
૫૭. જ્યોર્જ ન્યુન્સ બૂક કં. (ઇંડિયા).
૫૮. જ્યોર્જ ઓ-પેન (ઇંડિયા).
૫૯. જ્યોર્જ સ્પેન્સર મોલ્ટન ઍન્ડ કં. (ઇંડિયા).
૬૦. એચ. સ્ટેન્લી ઍન્ડ કં. (ઇંડિયા).
૬૧. હેડફિલ્ડ્ઝ (ઇંડિયા).
૬૨. હોઇલ રૅબસન બારનેટ ઍન્ડ કં. (ઇંડિયા).
૬૩. ઇન્ડેસ્ટ્રા (ઇંડિયા).

૬૪. ઇન્ડીજીનસ ડ્રગ્ઝ એન્ડ કેમિકલ્સ (ઇંડિયા).
૬૫. ઇંગરસોલ રૅંડ (ઇંડિયા).
૬૬. ઇન્સ્ટિટ્યુશન ઑફ ઍંજિનિયર્સ (ઇંડિયા).
૬૭. ઇંટરનૅશનલ જનરલ ઇલેક્ટ્રિક કં. (ઇંડિયા)
૬૮. ઇંટરનૅશનલ ટ્રેડ ડેવેલપર (ઇંડિયા).
૬૯. જે. એલ. મોરીસન સન એન્ડ જોન્સ (ઇંડિયા).
૭૦. જે. સ્ટેડ એન્ડ કં. (ઇંડિયા).
૭૧. જેન્સન એન્ડ નિકલસન (ઇંડિયા).
૭૨. જે. મરે એન્ડ કં. (ઇંડિયા).
૭૩. જૉન ફાઉલર એન્ડ કં. (ઇંડિયા).
૭૪. જૉન પેટર્સન એન્ડ કં. (ઇંડિયા)
૭૫. જે. સ્ટોન એન્ડ કં. (ઇંડિયા).
૭૬. કિયાન ગ્વાન કં. (ઇંડિયા).
૭૭. કીનો બ્રધર્સ (ઇંડિયા).
૭૮. કલેઇન પેટંટ ફ્લોરિંગ કં. (ઇંડિયા).
૭૯. કૉસમોસ એન્ડ પોલીસ (ઇંડિયા).
૮૦. લાફાં (ઇંડિયા).
૮૧. લાજાકો ઑઇલ્સ (ઇંડિયા).
૮૨. લામસન પેરેગોન (ઇંડિયા).
૮૩. એલ. એ. સ્ટોનેક એન્ડ કં. (ઇંડિયા).
૮૪. લી ટાયર કં. (ઇંડિયા).
૮૫. લીવર બ્રધર્સ (ઇંડિયા).
૮૬. મશીન ટૂલ્સ (ઇંડિયા).
૮૭. માર્શલ સન્સ એન્ડ કં. (ઇંડિયા).
૮૮. મેસી, ગેની, હેકેથટ (ઇંડિયા).

૮૯. મે એન્ડ બેકર ( ઇંડિયા ).
૯૦. મેહો ( ઇંડિયા ).
૯૧. મિડલૅડ બૅન્ક ( ઇંડિયા ).
૯૨. મુલર એન્ડ ફીપ્સ ( ઇંડિયા ).
૯૩. નૅશનલ કેમીકલ એન્ડ સૉલ્ટ વર્ક્સ ( ઇંડિયા ).
૯૪. નૅશનલ અમ્પોરિયમ ( ઇંડિયા ).
૯૫. નિઓન સાઈન ( ઇંડિયા ).
૯૬. પેટર્સન અંજિનિયરિંગ કં. ( ઇંડિયા ).
૯૭. પૅરેડાઈઝ પિકચર્સ ( ઇંડિયા ).
૯૮. પેલ્મન ઇન્સ્ટિટયુટ ( ઇંડિયા ).
૯૯. ફાફ સૉઈંગ મશીન કં. ( ઇંડિયા ).
૧૦૦. રેડિયન્ટ ડિસ્ટલે ( ઇંડિયા ).
૧૦૧. રેફ્રીજરેટર્સ ( ઇંડિયા ).
૧૦૨. આર. ફીશર એન્ડ કં. ( ઇંડિયા ).
૧૦૩. રોથમન્સ ( ઇંડિયા ).
૧૦૪. સૅકસબી એન્ડ ફાર્મર ( ઇંડિયા ).
૧૦૫. શેનિંગ ખાલબમ ( ઇંડિયા ).
૧૦૬. શૉલ મૅન્યુફેક્ચરીંગ કં. ( ઇંડિયા ).
૧૦૭. સેંડા એન્ડ કં. ( ઇંડિયા ).
૧૦૮. સીમન્સ ( ઇંડિયા ).
૧૦૯. સિંપ્લેક્સ કાંક્રીટ પાઈલ્સ ( ઇંડિયા ).
૧૧૦. ટુબેકો ઇંડસ્ટ્રીઝ ( ઇંડિયા ).
૧૧૧. ટુબેકો મૅન્યુફેક્ચરર્સ ( ઇંડિયા ).
૧૧૨. ટ્રેઈલ એન્ડ કં. ( ઇંડિયા ).
૧૧૩. ટર્નર બ્રધર્સ ( ઇંડિયા ).

૧૧૪. યુનાઇટેડ મોટર્સ (ઇંડિયા).
૧૧૫. યુનાઇટેડ ઓઇલ કં. (ઇંડિયા).
૧૧૬. યુનાઇટેડ સ્ટીમ કંપનીઝ (ઇંડિયા).
૧૧૭. યુનિવર્સલ ફિલ્મ કૉર્પોરેશન (ઇંડિયા).
૧૧૮. વિનસ બૉન્ડઝ બૅન્ક (ઇંડિયા).
૧૧૯. વિકર્સ (ઇંડિયા).
૧૨૦. વિપ્રો પાઇલીંગ કં. (ઇંડિયા).
૧૨૧. ડબલ્યુ. બી. બોપેટસ ઍન્ડ સન્સ (ઇંડિયા).
૧૨૨. વિલિયમ ગોસેજ ઍન્ડ સન્સ (ઇંડિયા).

# ૨૫

# યંત્રવાદને પરિણામે

(લેખક: ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ)

## ૧

પશ્ચિમના દેશોમાં જીવનવહેવારમાં વીજળી-વરાળનાં યંત્રોનો ઉપયોગ દાખલ કરવામાં અમેરિકાનો નંબર સહેજે પહેલો આવે એમ છે. ઔદ્યોગિક ઉત્પાદનમાં યંત્રોનો વાપર દાખલ કરવાની હરીફાઈમાં તો દરેક મોટો દેશ ઊતરેલો છે, ને તેમાં અમેરિકા સૌથી આગળ છે જ, પણ અમેરિકામાં તો ખેતીમાં પણ યંત્રોનો ઉપયોગ ઘણા મોટા પ્રમાણમાં થાય છે ને દહાડે દહાડે વધતો જાય છે. એ દેશમાં વિશાળ સપાટ મેદાનો છે, એ વસ્તુ એને આ બાબતમાં જૂની દુનિયા કરતાં ઘણી વધારે અનુકૂળતા આપે છે. કોલ નામના અંગ્રેજ અર્થશાસ્ત્રીના શબ્દોમાં કહીએ તો 'યાંત્રિક ટ્રેક્ટર, પાક લણીને બાંધનારું યંત્ર, અને આધુનિક મોટા પાયાની ખેતીનાં બીજાં વરાળ કે વીજળીથી ચાલતાં યંત્રો એ અમેરિકાનાં મોટાં મેદાનોમાં ખેતી કરનાર ખેડૂતનાં વિશિષ્ટ ઓજારો થઈ પડ્યાં છે, અને ગયા સૈકામાં ઉદ્યોગમાં જે ક્રાંતિ થઈ છે તેની સરખામણીમાં ખેતીમાં થયેલી ક્રાંતિ રતીપૂર ઊતરે એમ નથી.' અમેરિકામાં તેમ જ પશ્ચિમના બીજા દેશોમાં, ઉદ્યોગમાં તેમ જ ખેતીમાં, વિશાળ યંત્રો વડે મોટા પ્રમાણમાં માલ પેદા કરવ શક્તિ એટલી બધી વધી ગયેલી છે કે, 'જો આપણે કેવળ જરૂરી યંત્રસામગ્રીનો જ વિચાર કરીએ, તો આપણા જમાનાના

જગતની પાસે એટલી બધી વીજળી-શક્તિ, એટલાં યંત્રો અને એટલી કુશળતાના ભંડાર ભરેલા છે કે જગતની આખી વસ્તીને વિષે ભલે એકાએક ન બની શકે, પણ યુરોપ અને ઉત્તર અમેરિકાની પ્રજાઓને તો પૂરતો અને વિવિધ આહાર, પૂરતાં વસ્ત્ર, ને સુધરેલી હાજતોને સંતોષે એવાં ઘર આપી શકાય. અને એ બધાની સાથે સાથે પુસ્તકો, સંગીત ને સૃષ્ટિસૌંદર્ય માટેની તેમનાં મનની ભૂખ પણ તૃપ્ત કરી શકાય. યંત્રોએ ગરીબાઈને ગઈગુજરી વસ્તુ બનાવી દીધી છે.' (બ્રેલ્સફર્ડ)

આ આશાઓ વાસ્તવિકપણે પૂરી પડે છે ખરી? ખરી વસ્તુસ્થિતિ શી છે? દારિદ્રનું ભૂત હજુ વિકરાળ રૂપ ધારણ કરીને જગતમાં વિચરે છે, અને જગતમાં અનાજની ને બીજા ઉદ્યોગોએ પેદા કરેલી ચીજોની છોળ ઊડી રહેલી છે છતાં કરોડો માણસો નિર્ધનતા ભોગવતાં, અન્નવસ્ત્રને માટે વલખાં મારતાં તરફડે છે, એ વિષમતાની પરિસ્થિતિ જગતની સામે આવીને ઊભેલી છે. 'રાષ્ટ્રીય આવકનો ઘટાડો, ઉત્પાદનનાં યંત્રોનો ને તેની આખી રચનાના વેગનો ઘટાડો, આંતરરાષ્ટ્રીય વેપારની મંદી, અને મોટા જનસમુદાયોની બેકારીમાં રહેલાં દુર્વ્યય અને દુઃખ — એ બીપણ વસ્તુસ્થિતિ છે;' અને એ જોઈને પશ્ચિમના ઊંડો વિચાર કરનારા માણસોએ એટલે સુધી કહ્યું છે કે, 'સંસ્કૃતિની આના કરતાં મોટી હાર આપણે ગયા મહાયુદ્ધમાં પણ ખાધી નથી.' એક બાજુ કરોડો માણસોને અન્નવસ્ત્રના વાખા છે, ને બીજી બાજુ યંત્રો બેકાર પડ્યાં છે અને ઘઉં ને કપાસના ગંજાવર પાકોનો નાશ કરવામાં આવે છે. બ્રેલ્સફર્ડ નામના અંગ્રેજ લેખકે લખ્યું છે: 'બ્રાઝીલની સરકાર દર મોસમે કોફીના કરોડો થેલા

આટલાંટિક મહાસાગરમાં પધરાવી દે છે.* એ સચવાયા હોત તો એમાંથી પાર વિનાના મજૂર કારીગરોને નાસ્તો મળત. ગયે શિયાળે અડધો દિવસ મેં કૅલીફૉર્નિયા ( અમેરિકા )માં મુસાફરી કરી હતી. જ્યાં નજર નાંખો ત્યાં સફરજનની વાડીઓ ફેલાયેલી હતી. એમાં દરેક ત્રીજી કે ચોથી હરોળમાં ઝાડાની ડાળીઓ કાપી નાંખેલી હતી; એનો હેતુ વરસો સુધી કુદરતની મહેરને રોકવાનો હતો, કેમકે સફરજનના મોટા પાક ઊતરે તો ભાવ ગગડી જાય ને બગીચાવાળાને મૂંઝવણુ આવી પડે.' અન્ન, વસ્ત્ર ને મોજશોખની ચીજો ઢગલાબંધ પેદા કરવામાં આવે છે. પણ એને ખરીદે કોણ? માણસોને એ ચીજો વાપરવાની ઇચ્છા નથી કે ગરજ નથી એવું જરાયે નથી. એ ચીજો વિના કોટયવધિ માણસો ટળવળે છે ને કષ્ટો ભોગવે છે; પણ એ ચીજો ખરીદવાને એમની પાસે પૈસા નથી એટલે શું કરે! આ યંત્રોથી થોકબંધ પેદા થયેલી ચીજો ખરીદાતી

* લિયો હુબરમૅન નામના એક અંગ્રેજ લેખકે આ વિષે 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ' દૈનિકના તા. ૩–૭–૩૬ના અંકમાં આવેલી એક કંડિકા ઉતારી છે:

"રિયો ડી જાનીરો (બ્રાઝીલ), જુલાઈ ૨–૧૯૩૬–૩૭ની સાલમાં ૨ કરોડ ૨૦ લાખ ગૂણ કૉફી પાકશે, અને ૪૦ થી ૫૦ લાખ ગૂણ પાછલી સાલની પડેલી છે, એવી અટકળ કરીને સરકારી કૉફી ખાતાએ ઠરાવ્યું છે કે એમાંથી ૩૦ ટકા જેટલી કૉફીનો નાશ કરવો. જે કૉફીનો નાશ કરવામાં આવે તેને પેટે તે ઉત્પાદકોને પાંચ મીલરી ( ૧ મીલરી=૪॥ શિલિંગ ) વળતર તરીકે આપે છે."

આમ ઉત્પાદન જાણીબૂજીને ને યોજનાપૂર્વક ઘટાડવાના અનેક દાખલા ટાંકી શકાય એમ છે.

નથી, એટલે ધંધામાં મંદી આવે છે. યંત્રોના ઉત્પાદનનું પ્રમાણ ઘટાડવું પડે છે, બજારોમાં ઊથલપાથલ થાય છે, કંઈક વેપારી ને ઉત્પાદક પાયમાલ થઈ જાય છે, અને આખી આર્થિક રચના — ૧૯૩૧ માં બનેલું તેમ — એવી હચમચી જાય છે કે એમાંથી એને કળ વળતાં જ લાંબો વખત વીતી જાય છે. એક અંગ્રેજ અર્થશાસ્ત્રીના શબ્દોમાં કહીએ તો 'જગતના ઉત્પાદનતંત્રની શક્તિ તો પારાવાર વધી છે, પણ તેના પ્રમાણમાં માણસોની ખરીદશક્તિ વધી નથી એ દેખીતી વાત છે; અને જગતની સામે સૌથી વિકટ પ્રશ્ન ઉત્પાદનશક્તિ હજુ કેમ વધારવી એ નથી, પણ યંત્રો ને ઉત્પાદનની જે ઇતર સામગ્રી અત્યારે હાથમાં પડેલી છે તેનો પૂરો ઉપયોગ કેમ કરી શકાય એ છે; એની જ મૂંઝવણ સૌથી મોટી છે.' જે આર્થિક રચના વેગવાન અને ગંજાવર ઉત્પાદનનાં સાધનો પેદા કરી કરીને તેના ઢગ ખડકે છે, પણ એનાં ફળ જે માણસો વધારેમાં વધારે ગરજવાન છે તેને આપવાની ના પાડે છે, અને આખરે એવી સ્થિતિમાં આવી પડે છે કે જેમાં ઉત્પાદનનાં યંત્રો પરાણે બેકાર રાખવાં પડે, એટલું જ નહિ પણ તેણે પેદા કરેલી કીમતી ચીજોનો નાશ કરવો પડે — તે આર્થિક રચનાના પાયામાં જ કંઈક ભારે દોષ હોવો જોઈએ. પશ્ચિમના વિચારશીલ માણસોએ તો આવી સ્થિતિ નિહાળીને એમ પણ કહ્યું છે કે, 'આપણા સમાજમાં કોઈ દયાળુ માણસે માનવી શ્રમ બચાવનારા યંત્રની હિતકારક શોધને સંપૂર્ણતાએ પહોંચાડી હોય તે એ શોધને છૂપી રાખે એમાં જ સમાજનું ભલું રહેલું છે.' એટલે આધુનિક જગતની સામે આવી પડેલી વિષમમાં વિષમ આર્થિક સમસ્યા તે આ છે.

આ વ્યાધિનું નિદાન કરવામાં ને તેના ઉપચાર સૂચવવામાં પશ્ચિમના અર્થશાસ્ત્રીઓ વચ્ચે તીવ્ર મતભેદ છે. એમાં થોડાક એવા છે ખરા, જે યંત્રોના ઉપયોગના કટ્ટા વિરોધી ન હોવા છતાં યંત્રોના વિશાળ વાપરથી થતાં દુષ્પરિણામો જોઈ રહ્યા છે, જેમનો ભ્રમ એથી ભાંગ્યો છે, અને યંત્રોથી થતા લાભોનાં સ્તુતિગાન એક કાળે થતાં તેની યથાર્થતા વિષે જેમના મનમાં ભારે શંકા પેદા થવા લાગી છે. દાખલા તરીકે, એમાંનો એક કહે છે :

"મનુષ્યના શ્રમની ઉત્પાદકશક્તિના વધારાને લીધે બેકારી ને સંકટ જ નીપજવાનાં હોય તો એ શ્રમને વધારે ઉત્પાદક બનાવવા માટે વૈજ્ઞાનિકો સાધનો યોજે એ શા કામનું? શ્રમને હળવો કરવા માટે યોજેલાં યંત્રો જો વધારે ને વધારે માણસોને બેકાર ને બેરોજગાર બનાવે તો એવાં યંત્રો પેદા કરવાનો શો ઉપયોગ? અને જે દુનિયામાં ખેડૂતને, બી વાવતી વખતે, 'આર્થિક સંકટમાંથી હું તરી જાઉં એ માટે પાક ખરાબ ઊતરો' એવી પ્રાર્થના કરવી પડે એવી દુનિયાને વિષે આપણે શું કહેવું? આપણે વિચિત્ર જગતમાં વસીએ છીએ એ વિષે કશી શંકા નથી." (કોલ)

બીજો એક અર્થશાસ્ત્રી કહે છે :

'એટલે યંત્રોએ આપણા નિત્યના જીવનમાં ગણિત દાખલ કર્યું નથી; અથવા ખરું કહીએ તો તેણે આપણા જીવનની એક જ બાજુમાં — આપણી ઉત્પાદનની પ્રવૃત્તિઓમાં — આંકડા અને વ્યવસ્થા દાખલ કર્યાં છે; અને તેમાં પણ એ ઉત્પાદનની પ્રવૃત્તિઓ નાનાં નાનાં રાજ્યોના સ્વતંત્ર રાજાઓ જેવી છે, કેમકે ઉત્પાદનના અનેક ઘટકોમાંનો એકેએક પોતપોતાના ગઢમાં એકલો ને અળગો થઈને બેઠેલો છે. આપણા નિત્યના જીવનની બીજી બાજુ — વહેંચણી — એને આકસ્મિક યોગ અને અસમાન બળોની ખેંચતાણ પર છોડી દેવામાં આવી છે. પરિણામ એ આવ્યું

છે કે યંત્રે તેના શાપ પૂરેપૂરા વરસાવ્યા છે; તેના આશીર્વાદનું દાન તેણે કર્યું નથી. ગામડાંના જીવનમાં માનવી માનવી વચ્ચે પ્રમાણમાં જે હેતનો ને પરસ્પર લાગણીનો સંબંધ હતો તેમાંથી તેણે આખી વસ્તીઓની વસ્તીઓને છિન્નભિન્ન કરી નાંખી છે, તેણે આપણા સુપ્રિસૌંદર્યવાળા પ્રદેશોને તારાજ કરી દીધા છે, આપણાં વૃક્ષોને કરમાવી નાંખ્યાં છે અને આપણાં નદીનાળાંને વિષમય બનાવી મૂક્યાં છે; તેણે કારીગરનું પોતાની કળાકારીગરી વિષેનું અભિમાન હણ્યું છે; તેના અનેક ચાકરોને તેણે નિર્જીવ એકરૂપતા ને અતિશ્રમની ચક્કીમાં હડસેલી દીધા છે. તેની નિયમિત ગતિઓ જે સુરક્ષિતતાનું વચન આપે છે તે, તેમ જ તેની ઉત્પાદનની અનંત શક્તિમાંથી જે ફુરસદ અને રિદ્ધિસિદ્ધિ નીપજવાની આશા રાખી શકાય, એ બેમાંથી એક આપણે — તેના માલને માટે વ્યવસ્થિત બજાર અને ખપત ન હોવાને લીધે — ભોગવવા પામતા નથી.' (બ્રેલ્સફર્ડ)

આ ચિતાર ભયાનક છે; અને જેઓ વિશાળ યંત્રો અને મોટા પાયાના યાંત્રિક ઉદ્યોગો પર બાળકના જેવો વિશ્વાસ રાખે છે તેમના ભોળપણને આ વાંચ્યા પછી ધક્કો લાગ્યા વિના ન રહેવો જોઈએ. અને જ્યાં સુધી જગતની આર્થિક વ્યવસ્થા આજે છે તેવી રહેશે ત્યાં સુધી આ સ્થિતિમાં ઝાઝું પરિવર્તન થવાનો સંભવ નથી.

## ૨

જગત જે આર્થિક બીમારી ભોગવી રહ્યું છે તેના નિદાન અને ઉપચારની બાબતમાં અર્થશાસ્ત્રીઓમાં મતભેદ ભલે હોય, પણ યંત્રો દાખલ થવાથી માણસની જગા યંત્ર લે છે ને માણસો બેકાર બને છે એ હકીકત તો નિર્વિવાદ છે. હોબ્સન કહે છે, "આંકડા સ્પષ્ટ બતાવે છે કે એની પહેલી અસર 'શ્રમ'

બચાવવાની — એટલે કે બેકારીમાં ઉમેરો કરવાની — થાય છે.” એક વાર યંત્રોનો વાપર મોટા પ્રમાણમાં દાખલ કરવામાં આવે અને ભારે ઝડપવાળા સંચાનાં ચક્રો ચાલતાં કરવામાં આવે એટલે પછી વચ્ચેથી અટકાતું નથી; અને છેવટે માણસના શ્રમની જરા પણ જરૂર ન પડે ને નિર્જીવ ‘યંત્રમનુષ્યો’ માણસની જગા લે ત્યારે જ અટકી શકાય છે. અત્યારે શ્રમ બચાવવાની ને યંત્રોનો વાપર વધારેમાં વધારે દાખલ કરી, માણસના શ્રમ ઘટાડી, માલ સસ્તામાં સસ્તો પેદા કરવાની જે પદ્ધતિ ચાલી રહી છે, ને જેને અંગ્રેજીમાં એક શબ્દમાં ‘રૅશનૅલાઇઝેશન’ કહે છે (મિલઉદ્યોગથી પરિચિત માણસો આ શબ્દ ને તેના અર્થથી વાકેફ હશે) તેનું અનિવાર્ય અંતિમ પરિણામ મનુષ્યશ્રમનો છેદ ઉડાવી દેવાનું જ છે. ઉપર એક જગાએ જેના શબ્દો ટાંક્યા છે એ અર્થશાસ્ત્રી કોલ કહે છે:

“આજનાં યંત્રો શરીરબળની કે હાથકારીગરીની જરૂરનો વધારે ને વધારે છેદ ઉડાવતાં જાય છે, પણ માનવી શ્રમને જ બાતલ કરવામાં એથીયે આગળ જાય છે......યાંત્રિક ઉદ્યોગોના છેલ્લામાં છેલ્લા વિકાસમાં માનવી શ્રમને છેક જ બાતલ કરી નાંખવા પર વધારે ને વધારે ભાર દેવાતો જાય છે......આ સંજોગોમાં ઉત્પાદનનું ખરચ ઘટાડવાનો સ્પષ્ટ રસ્તો એ છે કે માનવી શ્રમનો સમૂળો જ છેદ ઉડાવી દેવો, અથવા તો અતિશય ઘટાડી નાંખવો, અને ખાસ કરીને અમેરિકા અને જર્મનીમાં આ પ્રકારના ‘રૅશનૅલાઇઝેશન’ને આશ્ચર્યકારક હદે પહોંચાડવામાં આવ્યું છે......યંત્રો દાખલ કરીને મનુષ્યશ્રમને બાતલ કરવાની ક્રિયા હમેશના કરતાં વધારે ઝડપથી ચાલી રહી છે......આજકાલ ઉત્પાદનનું ખરચ ઘટાડવાનું મુખ્ય સાધન તે માનવી શ્રમને છેક જ બાતલ કરી નાંખવાનું છે.”

## ૩

યંત્રો દાખલ થવાને લીધે મિલો ને કારખાનાંમાં રોકાયેલાં માણસોની સંખ્યા પર જે વધારે ને વધારે કાપ મુકાતો જાય છે ને તેનાં જે ભયાનક પરિણામો આવ્યાં છે તેનું એક દૃષ્ટાંત હમણાં અમેરિકાથી — જ્યાં અગાઉ કહ્યું તેમ ખેતીકામમાં યંત્રોનો ઉપયોગ દહાડે દહાડે વધતો ચાલ્યો છે ત્યાંથી — જાણવામાં આવ્યું છે. ગયે વરસે અમેરિકાના એક અઠવાડિક પત્ર 'ઝાયન્સ હેરલ્ડ'માં એનો હેવાલ આપનારો લેખ આવેલો. અમેરિકામાં ખેતીમાં, ને વિશેષ કરીને કપાસની ખેતીમાં, હમણાં હમણાં લગી 'ભાગિયા-મજૂર' રાખવાની પ્રથા ચાલતી. પણ યંત્રોના વધતા જતા વાપરે એમાં ઉથલપાથલ કરી મૂકી છે, અને તેને પરિણામે એ 'ભાગિયા-મજૂરો'નાં કુટુંબો બેકારી ને દારિદ્ર્યથી પીડાતાં બેહાલ બની ગયાં છે. અગાઉ જેના પુસ્તકમાંથી ઉતારા આપવામાં આવ્યા છે એ અંગ્રેજ લેખક બ્રેલ્સફર્ડે કહ્યું છે :

"યંત્રોની બનાવટમાં ને સંખ્યામાં જેમ જેમ સુધારાવધારા થતા જાય છે, વીજળીવરાળથી ચાલતાં યંત્રોનો ઉપયોગ જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ મજૂર કારીગરનું મહત્ત્વ ઘટતું જાય છે, તેનાં કુશળતા અને અનુભવની કિંમત દર વરસે ઓછી ને ઓછી અંકાતી જાય છે. જ્યાં જુઓ ત્યાં તેને માટે જેટલી માગ છે તેના કરતાં તેની સંખ્યા વધારે દેખાય છે. યાંત્રિક ઉદ્યોગમાં હજુ અણઘડ કે 'અધકચરા ઘડાયેલા' માણસોની મોટી — પણ ઘટતી જતી — સંખ્યાની જરૂર પડે છે ખરી; પણ ઉસ્તાદ કારીગરની અવદશાના દહાડા આવ્યા છે."

અમેરિકાના આ 'ભાગિયા-મજૂરો'ની એ જ દશા

થવા પામી છે. એની કહાણી ઉપર જણાવેલા લેખના લેખક માર્ક એ. ડૉબરે વર્ણવી છે. તે કહે છે: 'આ મજૂરીની દશાનો ચિતાર રેડિયો, સિનેમા ને છાપાં દ્વારા અપાયો છે. તેને વિષે તપાસો થઈ છે, તેના હેવાલો પ્રસિદ્ધ થયા છે. અમેરિકાના આ પહેલા નંબરના પ્રશ્ન વિષે સરકારી અધિકારીઓએ જાહેર ઉદ્‌ગારો પણ કાઢ્યા છે; છતાં ભાગિયા-મજૂરનો પ્રશ્ન તો ઊભો જ છે. સ્થિતિ સુધરી નથી પણ ઊલટી દહાડે દહાડે બગડતી જાય છે.'

'ભાગિયા-મજૂર' ને 'ભાગિયા-ગણોતિયા' એ વર્ગો જમીન વિનાના કુશળ ખેડૂતોના છે. તેમને પોતાની જમીન નથી હોતી, પણ તેમની ખેડ કે મજૂરી પેટે તેમને જમીનના માલિકની પાસેથી પાકનો અમુક ભાગ મળે છે. અમેરિકામાં આજીવિકા માટે કપાસના ભાગ ઉપર આધાર રાખનારાં કુલ ૨૦ લાખ કુટુંબોમાંથી ૧૮ લાખ ૩૦ હજાર ભાગિયા-મજૂર અને ભાગિયા-ગણોતિયાનાં છે, એ હકીકત પરથી કલ્પના આવશે કે અમેરિકામાં આ વર્ગોનો પ્રશ્ન કેટલો વિશાળ છે. ભાગિયા-મજૂરના કુટુંબની કમાણી વરસે દહાડે માથા દીઠ સરેરાશ ૩૮ થી ૮૭ ડૉલરની હતી; અને ભાગિયા-ગણોતિયાના કુટુંબની સરેરાશ વાર્ષિક કમાણી ૭૩ ડૉલરની હતી. ભાગિયા-મજૂરો મોટે ભાગે હબસી છે; ભાગિયા-ગણોતિયા મોટે ભાગે ગોરા છે. ૧૯૩૫થી 'એમાંના હજારોને જમીન છોડીને ચાલ્યા જવાની ફરજ પાડવામાં આવી છે. તેઓ દહાડિયા-મજૂર અથવા ફરતા ફરીને કામ મળે ત્યાં કરનાર કારીગરો તરીકે કામ કરીને માંડ પેટિયું કાઢે છે, અને એમની દુર્દશાનો અંત હજુ આવ્યો નથી.'

લેખક આગળ કહે છે :

'ખેતીકામમાં યંત્રોનો ઉપયોગ દાખલ થવાથી ભાગિયા-મજૂરોની સ્થિતિ વધારે વસમી બની છે. અને પરિણામે હજારો ભાગિયા-મજૂરોને કામ પરથી રુખસદ આપવામાં આવી છે. જમીન પરથી અને જે તૂટ્યાંફૂટ્યાં ઝૂંપડાં બાંધીને તેઓ રહેતા તેમાંથી તેમને કાઢી મૂકવામાં આવ્યા છે.'

અને આ લોકોને માટે ભાવિના ગર્ભમાં શું ભરેલું છે? લેખક કહે છે :

'ભવિષ્યમાં જ્યારે કપાસ વીણવાનું યંત્ર સંપૂર્ણતાએ પહોંચશે ત્યારે ભાગિયા-મજૂરનું ખેતીમાં કશું કામ નહિ રહે એ વાત સહુ બરાબર સમજે છે. ખેતીનાં કામો કરે એવું કામે ટ્રૅક્ટર દાખલ થયું છે તેને પરિણામે હજારો મજૂરો બેકાર થઈ રહ્યા છે તે તરફ બહુ ઓછા લોકોનું ધ્યાન ગયું છે. છતાં ગણોતિયા ખેડૂતો, ભાગિયા-મજૂરો, અને ખેતીના દહાડિયા-મજૂરો — ગોરા તેમ જ કાળા બંને — ને ખેતીના કામમાંથી રુખસદ મળતી જાય છે, અને તેમને દેશના વધારેમાં વધારે મહત્ત્વના ખેતીવાળા પ્રદેશોમાં જઈને કંઈક રાહત માટે ફાંફાં મારવાં પડે છે. મોટાં વાવેતર કરનારા જમીનદારો તેમના ભાગિયા-મજૂરો ને ગણોતિયાને રજા આપે છે, ને જે થોડાક ટ્રૅક્ટરો ચલાવવા માટે જરૂરના હોય તેમને કામ પર રાખી જેટલા દિવસ કામ કરે તેટલાની રોજિંદી મજૂરી ચૂકવે છે. એક મોટો દાખલો આપીએ. મિસિસીપી નદીના દ્વીપકલ્પમાં એક જમીનદારે ૨૨ ટ્રૅક્ટર અને ૧૩ ચાર ચાસવાળાં હળ ખરીદ્યાં; તેની સાથે તેણે પોતાના ભાગિયા-મજૂરોનાં ૧૬૦ કુટુંબમાંથી ૧૩૦ને રુખસદ આપી, અને બાકીનાં ૩૦ને દહાડિયા-મજૂરી માટે રાખ્યાં.'

આ નિરાધાર લોકો પર યાંત્રિક હળ અને ટ્રૅક્ટરો તેમના શાપ ભરપૂર વરસાવી રહ્યાં છે, ને પોતાની સાથે સાથે દુઃખ, દારિદ્ર ને નિરાશા લાવતાં જાય છે :

"ગામડાંના પ્રદેશમાં જ્યાં જુઓ ત્યાં તજી દીધેલાં સૂનાં વેરાન ઘર ઠેરઠેર પડેલાં છે; અથવા તો, મને જેનો અંગત પરિચય છે એવા ટાનસાસ સંસ્થાનના કેટલાક ભાગમાં બન્યું છે તેમ, કર આપવાનું ટાળવાને માટે ખેતરો પરનાં ઘર પાડી નાખવામાં આવે છે. પશ્ચિમ ટેક્સાસ સંસ્થાનના રહીશો આંગળી ચીંધતાં કહે છે: 'પેલા ખેતર પર પહેલાં ભાગિયા-મજૂરનાં દસ કુટુંબ રહેતાં હતાં. ટ્રૅક્ટરે એમાંનાં નવને પાયમાલ કર્યાં.' આ જમીન પર ખેતી થવી શરૂ થઈ ત્યારથી એ ખેતરમાંથી બાર કુટુંબને રોજી મળતી હતી; હવે તેમાંથી ત્રણ જ કુટુંબને રોજી મળે છે, અને એને માંડ પેટિયું મળે છે.' 'ટ્રૅક્ટરોએ અમારાં બાળબચ્ચાંનો રોટલો છીનવી લીધો છે.'"

આ જ કરુણ કથા આગળ ચાલે છે:

'ગામડાંની નિશાળો પડી ભાંગવા લાગી છે. ગામડાંના વેપારીઓ ખોટમાં ઊતરી ગયા છે. સુકવણા અને કપાસના ભાવની ઘટને લીધે તેમના વેપારને ભારે નુકસાન પહોંચ્યું છે, ને ખેતીમાં યંત્રોનો વાપર દાખલ થયો તેણે એમના પૂરા બાર વગાડી દીધા છે. વર્ગદ્વેષની લાગણીઓ જગાડવામાં આવે છે; અને ખેડૂતનું હિત સાધવાને યોજાયેલો સરકારી કાર્યક્રમ પણ કલહનું કારણ થઈ પડ્યો છે. જેમની પાસેથી જમીનનો કબજો છીનવી લેવામાં આવ્યો છે, જેમનાં જીવનનો યંત્રોએ ઘાણ કાઢી નાખ્યો છે ને તેમાં કટુતા ને નિરાશા ભરી મૂકી છે, તેમની આ કરુણ કહાણી છે. બીજા જેમને હજુ જમીનો પરથી કાઢી મૂકવામાં આવ્યા નથી તેઓ પણ ભયથી કાંપતા એ જ ભાવિ નજર સામે જોઈ રહ્યા છે.'

રાંકમાં રાંક માણસને પણ વિપત્તિથી ઘેરાતાં ક્યારેક સામે થવાની હિંમત આવે. એટલે "આ કુટુંબો, જેમને ખેતીના વધતા જતા યંત્રીકરણના અને સરકારની પાકોના

ફેરફારની યોજનાઓના 'ભોગ' તરીકે વર્ણવવામાં આવ્યાં છે," તેમણે અવારનવાર, ભલે નાના નાના, પણ સામુદાયિક દેખાવો કર્યા છે, અને જે ચીજે તેમની આજીવિકા જ નહિ પણ પરસેવો પાડીને મજૂરી કરવાની તક સુધ્ધાં છીનવી લીધી તેની સામે પોકાર કર્યો છે. એવા એક સમૂહનું વર્ણન આપતાં લેખકે લખ્યું છે :

'આ નવી પરિસ્થિતિએ ભાગિયા-મજૂરને ઉતારીને દહાડિયા-મજૂરની સ્થિતિએ લાવી મૂક્યાં છે. તેને પોતાનું કહેવા જેવું ઝૂંપડું રહ્યું નથી. આથી દેશના કેટલાક ભાગોમાં બળવો જાગ્યો છે. જાન્યુઆરી મહિનામાં, શિયાળાની કકડતી ટાઢના વાવાઝોડામાં, મિસુરી સંસ્થાનમાં આ ખેતરોમાંથી કાઢી મુકાયેલા સેંકડો ભાગિયા-મજૂરોએ પોતાની નવી અવદશાની સામે વિરોધ જાહેર કરવાને ધોરી રસ્તા પર દેખાવો કરેલા. હબસી બૅપટિસ્ટ પાદરી ઓવન વ્હીટફ્રેડની આગેવાની નીચે હજાર ઉપરાંત સ્ત્રી પુરુષ બાળકોએ બે મુખ્ય રાજમાર્ગો પર બે બાજુએ પડાવ નાખેલો. ધોરી રસ્તાઓ પરની આ કૂચ કપાસના પાકવાળા પ્રદેશમાં ભાગિયા-મજૂરને બદલે દહાડિયા-મજૂરની પ્રથા દાખલ થયા સામે વિરોધ તરીકે કાઢવામાં આવી હતી. એ હિલચાલના આગેવાને કહ્યું કે કેટલાક જમીન-માલિકોએ, સરકાર તરફથી મળતી કેટલીક સગવડો ને મદદમાંથી ભાગિયા-મજૂરોને ભાગ આપવો પડે તેમાંથી છટકવા માટે, ભાગિયા-મજૂરો ને ગણોતિયાઓને જમીનો પરથી કાઢી મૂક્યા છે. આ કૂચમાં નીકળેલાં સ્ત્રી પુરુષ બાળકોએ ખુલ્લામાં પડાવ નાખ્યો હતો. એ સૂના રસ્તાઓ પર તેઓ તાપણાં અથવા કામચલાઉ કરી લીધેલા ચૂલાઓની આસપાસ સંકોડાઈ વીંટળાઈને બેઠેલાં હતાં, અને ચૂલાઓ પરનાં વાસણોમાં જે કંઈ ખાવાનું હતું તેમાંથી ભાગ પડાવતાં હતાં. એમાંનાં ઘણાંખરાં હબસી હતાં, પણ થોડાંક છૂટાંછવાયાં ગોરાંઓ પણ હતાં. વૃદ્ધાવસ્થાથી દુર્બળ થઈ ગયેલા ડોસાઓ, રસ્તા પર

ખાટલામાં નાખીને લઈ જવી પડેલી એટલી માંદી એક ડોશી, અને ડર અને ભૂખથી રડારોળ કરી રહેલાં બાળકો — એ આખું દૃશ્ય ખરેખર દુઃખદ હતું.'

સમાજસેવાની કેટલીક સંસ્થાઓ આ સંકટપીડિતોને રાહત આપવા મથી રહી છે, અને ગ્રામોદ્ધાર અને સહકારી ખેતીના કાર્યક્રમો વાટે આ પ્રશ્નનો કંઈક ઉકેલ ખોળવાનો પ્રયાસ કરી રહી છે.

૪

આવા બનાવો એક પછી એક બન્યાં જ કરે તેને લીધે લોકોની યંત્રો અને તેના લાભો ઉપરની આસ્થા ઢીલી થવા માંડે તો તેમાં નવાઈ ન ગણાય. ઉપરનું વૃત્તાંત વાંચ્યા પછી, હવે અમેરિકાના સાપ્તાહિક પત્ર 'ન્યૂ રિપબ્લિક'ના ૨૭મી સપ્ટેંબર ૧૯૩૯ના અંકમાં આવેલી નીચેની કંડિકા વાંચો :

'ફાર્મ સિક્યુરિટી ઍડમિનિસ્ટ્રેશન (કૃષિ રક્ષા સંઘ)ની પાસે એક સુંદર યોજના છે, તે દેશના ઈશાન ખૂણાના ભાગમાં વસતા ૧૮,૦૦૦ ગરીબ ખેડૂતોને લાગુ પાડવાનો તેનો વિચાર છે. સંઘના પ્રાદેશિક સંચાલક ફિલિપ હૅંડરસનના કહેવા પ્રમાણે, આ ખેડૂતોને પોતાનું ગોરસ વલોવીને માખણ બનાવી લેતાં, ઘરમાં ઘંટી રાખીને પોતાના વાપર માટે લોટ દળી લેતાં, ને પોતાનાં કપડાં વણી લેતાં શીખવવામાં આવશે. તે માને છે કે આ ખેડૂતોને અપાતી સરકારી મદદમાં સારી પેઠે બચત થઈ શકે એમ છે. અત્યારે તો એ ખેડૂતો ખુલ્લા બજારમાં પોતાના પાકનાં જે દામ ઉપજે તે મેળવે છે ને ત્યાં જ પોતાને જરૂરની ચીજો ખરીદી લે છે.

'થોડા વખત પર ટ્વેન્ટિએથ સેંચરી ફંડે (વીસમી સદી નિધિએ) જાહેર કર્યું હતું કે માલ વેચાતો લેનાર ઘરાક એક ડૉલર

ખરચે તેમાંના માત્ર ૪૦ ટકા જ ઉત્પાદકના ગજવામાં જાય છે; બાકીના ૬૦ ટકા વચલા વેપારીઓ ને દલાલો કમાય છે. મિ. હૅંડરસનના ૧૮,૦૦૦ ખેડૂતો અત્યારે જે કિંમત આપીને માલ ખરીદે છે, તે કિંમતમાં નાની નાની છૂટક વેચાણો માટેની હદ બહારની દુકાનોનાં ખરચ, દલાલી, વટાવ, ઘેર બેઠે માલ પહોંચાડવાનાં મહેનતાણાં, ખરચાળ પૅકિંગ, અને કેટલીક વાર જેની પાછળનું ખરચ વ્યર્થ જાય છે એવી જાહેરાતો, એવાં એવાં અનેક જાતનાં ખરચો ચડેલાં હોય છે. એ ખેડૂતો ઘેર વલોણું કરીને માખણ પેદા કરશે ને ઘરની ઘંટીએ આટો દળી લેશે એમાં એમને આર્થિક લાભ જ છે એમ મિ. હૅંડરસન કહે છે, એ એમની વાત સાચી હોવાનો બહુ સંભવ છે. પણ એ આપણી સંસ્કૃતિ પર કેવી ટીકા થઈ! માખણ કાઢવાનો વીજળીથી ચાલતો સંચો શોધાયો, લોટ અને કાપડની મિલો વધી વધીને અતિશય વિશાળ થઈ, ત્યારે એનાથી મનુષ્યજાતિ પાર વિનાની પ્રગતિ કરશે, અને છૂટાંછવાયાં એકલદોકલ માણસોને જે વૈતરું કરવું પડે છે તે ટળી જશે, અને તેને બદલે થોડાંક માણસો ને ઘણા સંચાની મહેનતથી કામ ચાલતું થશે, એવી એવી અનેકવિધ રીતે એ યંત્રોને વધાવી લેવામાં આવેલાં. આજે આપણે યાંત્રિક કુશળતા ને વેગ તરફથી ઊલટી દિશામાં પગરણ થતું જોઈએ છીએ, કેમકે આપણાં યંત્રોને આપણને મુક્ત બનાવવા માટે વાપરવા જેટલી સામુદાયિક બુદ્ધિ આપણામાં નથી.'

આજે આ હિલચાલ ભલે થોડાક હજાર માણસો પૂરતી ફેલાયેલી હોય, પણ એ દિશામાં જે ગતિ થઈ છે તેને સમય જતાં અને આર્થિક સંકટોમાંથી નીપજતો ભ્રમનિરાસ ઉત્તરોત્તર વધતો જતાં વેગ મળ્યા વિના રહેવાનો નથી. આપણા દેશમાં તો યંત્રોના પ્રવેશને લીધે નીપજેલી બેકારીના ઢગના ઢગ પડ્યા છે. એટલે જ્યારે પશ્ચિમમાંથી આવા હેવાલો આવે ત્યારે એ વાંચીને આપણો કેફ ઊતરવો જોઈએ, અને યંત્રો

અને જબરદસ્ત ઉદ્યોગો મોટા પ્રમાણમાં દાખલ કરવાની યોજનાઓમાં ઝંપલાવતા પહેલાં આપણે જરા થંભીને વિચાર કરી જોવો જોઈએ. એમ કરવાથી સાટામાં દેશને માનવી દુઃખરૂપે જે કિંમત આપવી પડશે એનો આપણે કંઈક હિસાબ કાઢવો જોઈએ. કંઈ નહિ તો આંખ ઉઘાડી રાખીને, ભૂસકો મારતા પહેલાં સામે શું પડ્યું છે તે નિહાળીને જોવું તો જોઈએ જ.

હરિજનબંધુ, ૨૩,૩૦–૬–૧૯૪૦

## ૨૬

# પ્રેમ અને મજૂરી

[સ્વામી રામતીર્થના મિત્ર અને શિષ્ય સ્વ. પ્રોફેસર પૂરણના લગભગ ૨૩ વર્ષ પૂર્વે લખાયેલા આ લેખમાં હાથમજૂરીનો મહિમા ગાયો છે. ચરિત્રલેખક, કવિતામીમાંસક અને ફિલસૂફ પ્રો. પૂરણ પૌર્વાત્ય સંસ્કૃતિના એકનિષ્ઠ ઉપાસક હતા, અને ભૌતિક સૃષ્ટિના ઉપર આત્મિક — આધ્યાત્મિક — સૃષ્ટિનું વર્ચસ્વ માનતા. એમનાં લખાણોમાં પ્રથમ પંક્તિના વાગ્લાલિત્ય સાથે આત્માનુભવનો અપૂર્વ સંયોગ જોવામાં આવે છે. એમનાં અંગ્રેજી પુસ્તકોમાં 'રેંટિયાવાળી બહેનો', 'પૌર્વાત્ય કવિતાનું હૃદ્ગત', 'રામતીર્થ ચરિત્ર' વગેરે સુપ્રસિદ્ધ છે. રસ્કિન અને ટૉલ્સ્ટૉયે જે ઝરાની પ્રેરણા પીધી તે જ ઝરાની પ્રેરણા પામેલ આ પૌર્વાત્ય પુરુષવરને ૨૩ વર્ષ પહેલાં લખાયેલા આ લેખમાં મંત્રદ્રષ્ટા ઋષિઓની પેઠે અથવા તો અરુણોદયની છટા પાછળ આવતા પ્રભાતની આગાહી કરનાર ચંડોળની પેઠે આજના યુગની ભાવનાઓનું ગાન કરતો આપણે સાંભળીએ છીએ. લેખનો કાળ લક્ષમાં લેતાં મજૂર અને તેની મજૂરીને પ્રતિષ્ઠા આપનાર ગાંધીજી કે ટૉલ્સ્ટૉયના વારસોનાં નામોનો આમાં ઉલ્લેખ નથી એ દેખીતું છે.

**સ્વામી આનંદ**]

### જગતનો તાત

૧. હળ ચલાવનારા અને ઘેટાં ચરાવનારા ઘણે ભાગે સ્વભાવથી જ સાધુ હોય છે. કાળી ધરતીને ધીંગા ધોરીની જોડાજોડ મથીને ખેડનાર ખેડૂત હરરોજ પોતાના શરીરનો હવન કરે છે. ખેતર એની હવનશાળા છે. એના હવનકુંડની

અગ્નિશિખાઓ થઉં ચોખાની લાંબી ઉંબીઓના આકારમાં આકાશ ભણી ઊડે છે. રાતા થઉંના દાણા એ હવનના અગ્નિની ચિણગારીઓ સમાન છે.

જ્યારે હું દાડમનાં ફૂલ કે દાણાને દેખું છું ત્યારે મને બાગના માળીનું રુધિર યાદ આવે છે. એની મહેનત ટીપે ટીપે જમીનમાં ટપકીને ઊગી નીકળી છે, અને હવા તથા પ્રકાશની મદદથી મીઠાં દાડમરૂપે લચી રહી છે.

૨. ખેડૂત મને અન્નમાં, ફૂલમાં, ફળમાં બધે જ આહુત થયેલો દેખાય છે. કહે છે કે બ્રહ્માહુતિથી જગત પેદા થયું છે. અન્ન પેદા કરવામાં ખેડૂત પણ બ્રહ્માને સ્થાને છે. ખેતી એના ઈશ્વરી પ્રેમનું પ્રતીક છે. એનું આખું જીવન ચાસે ચાસે, પાંદડે પાંદડે, અને ફૂલ કણસલે પથરાઈ રહ્યું છે. વૃક્ષોની પેઠે એનું જીવન પણ એક રીતે મૂંગું જીવન છે. વાયુ, જળ, પૃથ્વી, તેજ અને આકાશની નીરોગિતાનો એ વારસ છે.

૩. વિદ્યા એ નથી ભણ્યો. જપતપ કરી જાણતો નથી. સંધ્યા પૂજા એને આવડતાં નથી. જ્ઞાનધ્યાનની એને ફામ નથી. મંદિર મસ્જિદ જોડે એને ઘરોબો નથી. આધ્યાત્મિકતાની ભૂખ એના જીવનમાં ઊગી નથી. કેવળ શાકરોટલાથી જ એની ભૂખ ભાંગે છે. ખળખળ વહેતા વહેળા વચ્ચેના ખડક પર બેસી કે કાંઠાની રેતમાં ગાળેલા મીઠા વીરડાના શીતળ જળથી એ પોતાની તરસ છિપાવે છે. પરોઢિયે ઊઠી પોતાનાં હળ-બળદને પ્રણામ કરે છે અને એને જોડીને ચાલી નીકળે છે.

ખરા બપોરનો તડકો એને ભાવે છે. એનાં બાળક વાડમાં પડ્યાં ઊછરે છે ને ધૂળમાં રમી આળોટીને મોટાં થાય છે.

એને અને એના પરિવારને ગાય બળદ અને પાડાં વાછરડાં ઉપર અપરંપાર માયા છે. એમના પર એ વારી જાય છે. એમની સેવા પાછળ એ જાત ઘસી નાંખે છે.

મેઘરાજાનો એ વફાદાર પ્રજાજન છે. એની વંદનાને અર્થે એની આંખો ઘેરા આસમાન તરફ અનેક વાર વળે છે. નેત્રપલ્લવી–નેત્રોની મૌનભાષા–માં એ પ્રાર્થના કરે છે. સાંજ-સવાર, દિવસ-રાત વિધાતા એના હૃદયમાં અચિંતનીય, અદ્‌ભુત આધ્યાત્મિક ભાવોનું સિંચન કરે છે.

૪. જો કોઈ એને ઘેર આવી ચડે છે તો એ ઉમળકાથી એનું સ્વાગત કરે છે. મીઠા, શીતળ જળથી તેને તૃપ્ત કરે છે. તાણ કરી કરીને એને રોટલો ખાવા રોકે છે. એ કોઈને છેતરતો નથી. કોઈ એને છેતરે છે તો તેની એને ખબર રહેતી નથી. નથી એ એનો ખોખો કરતો. એ તો એની હુવનશાળામાં મચ્યો રહે છે. મધ્યાહ્નનો સૂર્ય માથે આવે છે ત્યારે શેઢાના મહુડા હેઠળ એની ભથવારીની વાટ જુએ છે.

એનું ખેતર અને એનું ઘર બેઉ એને સરખાં જ પુણ્યનાં ધામ અને આનંદનાં નિકેતન છે. એનાં બાળક, એનાં પશુ અને એનાં ઝાડ એને સરખાં જ પ્રિય છે. એમની ટહેલ કરવી એ એનું તપ છે. એમને ખવડાવવા કે પાવાટોવા, નવડાવવા, ધોવાધવારવા પાછળ રાત અને દિવસ, દિવસ અને રાતો ગુજારવી એ સ્વાધ્યાયથી કઈ વાતે કમ છે?

૫. ગુરુનાનકે ઠીક કહ્યું છે:

'ભોલે ભાવ મિલે રઘુરાઈ!'

આ ભોળાભલા ખેડૂતોને જ ઈશ્વર પોતાના ખુલ્લા દિદારનાં દર્શન દેશે. એની ઘાસ છાયેલી, ટૂટીફાટી છાપરીઓમાં

થઈને અરધોઅરધ સૂર્યચંદ્ર તડકા ને ચાંદરણારૂપે એની ચટાઈ ગોદડીઓ ઉપર નીતરે છે. આ કુદરતના લાલદુલારો સ્વભાવે કરીને જ સંત છે. જ્યારેજ્યારે આ મુકુટહીન ગોપાલોનાં મને દર્શન થાય છે ત્યારે મારું મસ્તક આપોઆપ નમે છે. જ્યારે રસ્તે જતાં કોઈ ફકીર ઓલિયાનાં મને અચાનક દર્શન થાય છે ત્યારે મારી આંખ સામે જગતના તાત ખેડૂતનો ચિતાર ખડો થાય છે. મને થાય છે કે ઉઘાડા પગ, ઉઘાડું શરીર, ધૂળભર્યું ઓતાનું માથે બાંધેલ, કેડે લંગોટી, કાળી કામળી ખાંધ પર ને લાંબી લાકડી હાથમાં લીધેલ, આ ગાયભેંસનો સેવક, બળદોનો બેલી, પક્ષીઓના સંગીતનો મર્મજ્ઞ, મહારાજાઓનો અન્નદાતા, બાદશાહોનો નવાજ, નાગાંભૂખ્યાંનો વિસામો, ખેતીનો માળી અને સમાજનો વાલી ચાલ્યો જાય છે.

## પહાડી રબારી

૧. એક વાર મેં એક વૃદ્ધ પહાડી રબારીને જોયો. ઘીચ જંગલ છે. પહાડોના ઢોળાવ અને નીચેની ખીણોમાંથી જંગલી પુષ્પોના મઘમઘાટ મનને મસ્ત કરી મૂકે છે. ચોમેર હરિયાળી પથરાઈ રહી છે. લીલાંછમ વૃક્ષો તળે એના સફેદ ઊનથી ભર્યા પુષ્ટ દેહવાળાં ઘેટાં નીચાં મોં કરી ઝીણું ઝીણું ચરી રહ્યાં છે. રબારી એક પથ્થરના ઢોરા ઉપર બેઠો બેઠો નીલ આકાશ ભણી જોઈ રહ્યો છે—જાણે એનું ઊંડાણ માપી રહ્યો હોય! હાથમાંની ફરકડી પર ઊન કાંતતો જાય છે. એની આંખો પ્રેમ વરસી રહી છે. એના દેહ પર આરોગ્યની સુરખી છવાઈ રહી છે. વાળ એનાં દાઢી મૂછ અને ભવાં સમેત ધોળા પૂણી

સમાન છે. અને કેમ ન હોય? ધોળાં ઘેટાંનો માલિક રહ્યો ને! બરફના ક્ષીરસાગરમાં જાણે વિષ્ણુ!

૭. પણ એનાં કાન, કપાળ અને ગાલ પરથી લાલી નીતરી રહી છે. પડખે જ દોરા તણે એની પ્રિય ઘરવાળી મંગાળો માંડી જવ મકાઈના રોટલા ઘડી રહી છે. એની બે જુવાન કન્યાઓ એમની સાથે જંગલ જંગલ ઘેટાં ચરાવતી ફરે છે. પ્રત્યક્ષ પાર્વતી-પરમેશ્વર જેવાં પોતાનાં માબાપ, અને પોતાનાં ભાઈભાંડુ જેવાં પ્રિય ઘેટાં સિવાય એમની દુનિયામાં બીજું કોઈ નથી. મકાન આમનું બે-મકાન છે; ઘર એમનું બે-ઘર છે. આ લોકો બે-નામ, બે-નિશાન છે.

'કિસી ઘરમેં ન ઘર કર બૈઠના ઇસ દારે ફાનીમેં,
ઠિકાના બે-ઠિકાના ઔર મકાં બર લા-મકાં રખના.'

આ દેવકુટુંબને પર્ણકુટિની જરૂર નથી. જ્યાં જાય છે ત્યાં ઘેટાંને ચારો પહોંચતો હોય તો આ 'બે દિનનાં મહેમાન' ઘાસપાનની એક કુટિયા ઊભી કરી લે છે. દિવસે સૂર્ય અને રાત્રે તારામંડળ એમનાં સાથી છે.

૮. આ જુઓ! રબારીની કન્યા ગિરિશૃંગ ઉપર ઊભી ઊભી અસ્તાચળના સૂર્યને નિહાળી રહી છે. નીચે ઊંડી ખીણોમાં અને ઉપર નભોમંડળમાં ચોમેર ગુલાલ છંટાઈ ગયાં છે. અસ્ત પામતા સૂર્યનાં સોનેરી કિરણ રબારી કન્યાના લાવણ્યમય મુખ ઉપર પથરાઈ રહ્યાં છે. એ સૂર્યને જોઈ રહી છે. સૂર્ય એને જોઈ રહ્યો છે.

'હુએથે આંખો કે કલ ઇશારે, ઉધર તુમ્હારે ઇધર હમારે;
ચલેથે અશ્કોં કે ક્યા ફવારે, ઉધર તુમ્હારે ઇધર હમારે.'

બોલતું કોઈ નથી. કન્યા આશ્ચર્યના અવતાર ભગવાન સવિતૃના ક્ષણેક્ષણે બદલાતા તેજના અંબાર નિહાળવામાં ગરકાવ થઈ ગઈ છે. સૂર્ય એના મુગ્ધ, કુતૂહલપૂર્ણ કૌમારને નીરખવામાં ડૂબતો અટકયો છે. આખી સૃષ્ટિ જાણે આમનું તારામૈત્રક નિહાળવા ક્ષણવાર થંભી ગઈ!

આમનું જીવન હિમગિરિશૃંગો પરના યુગયુગાંતરથી અદૂષિત એવા બરફ સમા પવિત્રતાથી પૂર્ણ અને વનની સુગંધીથી સુગંધિત છે. એમનાં વદન શુભ્ર, એમનાં બદન શુભ્ર, એમનાં અંતર શુભ્ર; એમના બરફ શુભ્ર, એમના પર્વત શુભ્ર, એમનાં ઘેટાં શુભ્ર. પોતાનાં સફેદ ઘેટાંઓમાં આ પવિત્ર નિર્દોષ રબારી કુટુંબ શુદ્ધ ક્ષીરવર્ણ ઈશ્વરનાં દર્શન કરે છે.

૯. મેંઢાંની સેવા એ જ એમની પૂજા છે. જરા કોઈ ઘેટું માંદું થયું કે જાણે આખા કુટુંબ ઉપર આફત ઊતરી. રાતદિવસ એની ચાકરીમાં ગુજારી દે છે. જો કદી એની પીડા વધી કરી તો આખા કુટુંબની આંખો શૂન્ય આકાશમાં કોઈની ખોજ કરવા લાગે છે. હાથ જોડવાની એમને સમજ નથી. પણ એમની આંખો કોઈ અચિંત્ય શક્તિ આગળ શબ્દરહિત, સંકલ્પરહિત, મૂંગી પ્રાર્થનામાં લીન થઈ જાય છે.

બે રાત્રિ આમ વીતે છે. ઘેટું સાજું થવા લાગ્યું છે. આખા કુટુંબમાં આનંદમંગળ વર્તી રહ્યું છે. બધાં ભેગાં બેસી પહાડી ગીત ગાય છે. નીલ આકાશમાં વાદળાં દોડી આવે છે, અને ઝરમર ઝરમર વરસવા લાગે છે. નિસર્ગદેવી પણ જાણે આ દેવકુટુંબના મંગળઉત્સવમાં ભાગ લેવા દોડી આવી!

વૃદ્ધ રબારી આનંદથી ફૂલ્યો સમાતો નથી. એ બોલતો અક્ષરે નથી. પણ કોઈ ને કોઈ દૈવી ઝાંખી તેને અવશ્ય થઈ

છે. એ આનંદની મસ્તીમાં નાચી રહ્યો છે. એની નસેનસમાં આનંદનું વાવાઝોડું વહી રહ્યું છે.

૧૦. પિતાનું સુખ દેખી એઉ કન્યાઓને પણ પરમાનંદની ભરતી ચડે છે. એઉ બહેનો એકબીજીનો હાથ પકડી પહાડી રાગ આલાપવા માંડે છે. સાથે સાથે ધમ ધમ થમ થમ નૃત્યની ધૂમ મચી રહે છે.

મારી આંખોને બ્રહ્માનંદની ઝાંખી થાય છે. ભાઈને કહું છું: 'મને પણ ઘેટાં લઈ આપો.' આવા જ મૂક જીવનથી મારું પણ કલ્યાણ થશે. વિદ્યાને તો ભૂલી જાઉં તો સારું. એ તો મારવાડની વેળુ. પુસ્તકો મારાં ખોવાઈ જાઓ. એમ થવાથી કદાચ આ વનવાસી રબારી કુટુંબની પેઠે મારાં પણ અંતરચક્ષુ ખૂલી જાય અને હું ઈશ્વરી ઝળકનો સાક્ષાત્કાર કરું. ચંદ્રસૂર્યની અનંત જ્યોતિમાં જે વેદગાન થઈ રહ્યું છે તેને આ વૃદ્ધ રબારી અને તેની કન્યાઓની પેઠે હું સાંભળી તો ન શકું, પણ કદાચ નજરે દેખી શકું. કહે છે કે ઋષિઓએ પણ એને દેખ્યાં હતાં, સાંભળ્યાં નહોતાં. પંડિતોના શાસ્ત્રાર્થોથી તો હવે ઓકારી જ આવે છે. કુદરતના મંદ મંદ હાસ્યમાં આ અજ્ઞાન નિરક્ષર લોક ઈશ્વરના હસતા હોઠની ઝાંખી કરે છે. પશુઓનાં મૂગાં નેત્રની ભાષામાં અજબ વક્તૃત્વ ભરેલું છે. સંસારની ધૂળ અને મેલથી અસ્પૃષ્ટ આ બાળક સમા સરળ પહાડી પરિવારના જીવનમાં અદ્ભુત આત્માનુભવ ભર્યો છે. રબારી કુટુંબની પ્રેમમજૂરીનું મૂલ કોણ આંકી શકશે?

## મજૂરીનું ઋણ

૧૧. તમે ચાર આનાના પૈસા મજૂરના હાથમાં મૂક્યા ને કહ્યું, 'લે તારી આખા દિવસની મજૂરી.' વાહ, કેવી

મશ્કરી! એણે તો હાથ, પગ, આંખો ને મસ્તક બધું તમારી સેવામાં રોક્યું. એ બધી ચીજો એની તો નહોતી જ. એ તો ઈશ્વરી થાપણ હતી. જે પૈસા તમે એના હાથમાં મૂક્યા તે પણ તમારા નહોતા. એ તો પૃથ્વીના ગર્ભમાંથી નીકળેલી ધાતુના ટુકડા હતા, એટલે ઈશ્વરે સરજાવેલો પદાર્થ હતો. મજૂરીનું ઋણ તો એકબીજાની પ્રેમસેવાથી જ ચૂકવી શકાય, અન્નધન દેવાથી નહિ. એ તો બન્ને ઈશ્વરનાં રચ્યાં. અન્નધન એ જ સરજે છે અને જળ પણ એ જ આપે છે.

૧૨. એક બુકબાઇન્ડરે મારું પુસ્તક પૂરું બાંધીને નવું કરી આપ્યું. હું તો એને કશું જ ન આપી શક્યો, પણ એણે તો મને મારી જિંદગીભરને સારુ એક અજબ વસ્તુ આપી દીધી. જ્યારે જ્યારે એ પુસ્તકને હું હાથમાં લઉં છું ત્યારે ત્યારે પેલા બુકબાઇન્ડરના હાથ જોડે મારા હાથનો સ્પર્શ થાય છે. પુસ્તકને દેખતાંવાર બાઇન્ડર મારી આંખ સામે ઊભા રહે છે. એ મારો આજીવન મિત્ર બની ગયો છે. દરરોજ એ પુસ્તક હું હાથ ધરું છું અને દરરોજ મારા અંતઃકરણમાં ભરતભેટ ભજવાય છે!

## અનાથ વિધવા

૧૩. ટમટમ બળતા દીવાને અજવાળે એક અનાથ વિધવા ખાદીનું પહેરણ સીવી રહી છે. સાથે સાથે પોતાના દુઃખ પર રુદન કરી રહી છે. દિવસ આખો ચૂલો સળગ્યો નહિ. રાત્રે પણ પાડોશણ પૂછી ગઈ ત્યારે જેમતેમ કરી વાત ટાળી. હવે એ એકેક ટાંકો ભરતી જાય છે ને ગણતરી કરતી જાય છે કે કાલ સવારે તૈયાર પહેરણ આપી આવીશ, પછી રસોઈ કરી જમીશ. ભૂખ્યા પેટે આંખે તમ્મર આવે છે ને વચમાં

વચમાં થાકીને અટકી જાય છે. હાથમાં સોયદોરો છે ને પહેરણ ખોળામાં પથરાયું છે. આંખો જાણે હમણાં જ વાદળું વરસીને વીખરાઈ ગયું હોય તેવી ભીની છે, અને અનાથોના બેલી ઈશ્વરને ક્યાંકથી જગાડવા મથતી હોય એવી એકીટશે ઓશરી બહારના આકાશ સામું તાકી રહી છે.

૧૪ થોડી મિનિટો આમ વીતે છે. 'હે રામ!' કહી એ ફરી સીવવાનું શરૂ કરે છે. આ માતા અને બહેનનું સીવેલું પહેરણ મારા શરીરનું જ નહિ, મારા આત્માનું પણ વસ્ત્ર છે. એને પહેરવું એ મારી અડસઠ તીરથયાત્રા છે. આ પહેરણને ટાંકે ટાંકે એ વિધવા બહેનનાં સુખદુ:ખ, આશાઉમેદ, પ્રેમ, શ્રમ અને પવિત્રતાના મિશ્રણની બનેલી જીવનરૂપિણી ગંગાની સેર વહી રહી છે.

આવી મજૂરી ને આવું કામ પ્રાર્થના, સંધ્યા અને નમાજથી કઈ વાતે ઊતરતાં છે! શબ્દ અને વાણી તો છીછરા પાણીના ખળખળાટ છે. અંતરની ભાષા તો મૌન છે.

'ઐસા લૌ લત્ત ઐસા લૌ મૈં કિસ બિધ કહું ગંભીરા લૌ!'

ઈશ્વર તો આવી જ મૂંગી પ્રાર્થના સાંભળે છે — અને તત્કાળ સાંભળે છે.

૧૫. મને તો માણસના વહાલસોયા હાથથી બનેલાં કામોમાં એમના પ્રેમમય પવિત્ર આત્માની સુગંધ આવે છે. અજંતાની છતો અને દીવાલો પર દોરેલ ચિત્રો જોઈને આટલા સૈકાઓ પછી આજે પણ તે બૌદ્ધ કાળના કલાધરોનાં અંતઃકરણના સર્વ ભાવો જોડે માણસની ભેટ થાય છે, અને એ ભાવો એના મૌનવ્યાખ્યાન વડે આપણા આત્માને ઝઝણાવી મૂકે છે. એ ચિત્રોનાં દર્શન નથી, પણ સાથે સાથે એની પાછળ

છુપાયેલા ચિત્રકાર તેમ જ મૂર્તિકારના આત્માનાં દર્શન છે. યંત્રોની મદદથી ઘડીના છઠ્ઠા ભાગમાં નીકળતા આજના આબેહૂબ ફોટોગ્રાફો સાવ નિર્જીવ અને નીરસ લાગે છે. એનાં અને હાથનાં દોરેલાં ચિત્રોમાં તેટલો જ તફાવત છે જેટલો વસ્તી અને મસાણમાં.

## આત્માનો ખોરાક

૧૬. હાથની મહેનતથી ચીજમાં જે રસ દાખલ થાય છે એ ભલા, લોઢાના સંચામાંથી બનીને નીકળેલી ચીજમાં કદી આવી શકે ખરો? જે ટમેટાં કે મરચીને હું મારે પોતીકે હાથે વાવું છું, જેને હું મારે સગે હાથે પાણી પાઉં છું, જેની આસપાસનું ઘાસકચરું જાતે ખોદી નીંદી જેને હું જાતે ઉછેરું છું એ ખાવામાં મને કે હરકોઈને જે રસ આવે છે તે ટીનના ડબ્બામાં 'ઍરટાઈટ' કરેલાં આચાર મુરબ્બામાં આવી શકે જ કેમ કરીને? મારો તો વિશ્વાસ બંધાઈ ગયો છે કે જે ચીજ નિપજાવવામાં મનુષ્યના પ્યારા હાથ જ કામ કરે છે એમાં એના અંતરનો પ્રેમ અને એના મનની પવિત્રતા સૂક્ષ્મ રૂપે ઠલવાય છે, અને તેથી એમાં મૃતને સજીવન કરવાની શક્તિ આવી જાય છે.

૧૭. હોટેલોમાં બનેલાં ભોજનો અતિ નીરસ હોય છે, કારણ ત્યાં માણસને યંત્ર કરી મૂકવામાં આવે છે. પણ મારી ગૃહિણીના હાથની બનેલી લૂખીસૂકી રસોઈ પણ હું કેવી મોહાશથી જમું છું! જે માટીના ઘડાને માથે મૂકીને ગાઉ દૂરથી મારી પ્રેમમગ્ન પ્રિયતમા શીતળ જળ ભરી લાવે છે તે લાલ ઘડાનું પાણી જ્યારે હું પીઉં છું ત્યારે હું પાણી શું, મારી પ્રેયસીના પ્રેમામૃતનું જ પાન કરું છું!

'પી લે રે પ્યાલા, હો મતવાલા !
પ્યાલા પ્રેમ હરિરસકા રે—'

આવો પ્રેમપ્યાલો જે પીએ છે એની આગળ તુચ્છ શરાબનો પ્યાલો શી વસ્તુ છે ? પ્રેમથી જીવન અહોનિશ ગદ્‌ગદ રહે છે. મારી સહચરીની આવી પ્રેમભરી, રસભરી, દિલભરી સેવાનો બદલો હું કદી પણ આપી શકું ખરો ?

૧૮. પેલી મેર મારા ખેતરની વાડો પાછળ ફાટતો પોહ રાત્રિના મોં પરનો અંધારબુરખો ખસેડવાના વિચારમાં હોય છે ત્યાં તો મારી પ્રેયસી કોયલને સૂરે ગાતી ટહુકતી ઊઠે છે. પ્રભાતના સૂર ગાતાં ગાતાં અનાજભરી નાનીશી ટોપલી તે સફેદ આટામાં ફેરવી નાંખે છે. પછી વાછરડાં છોડી ગાયના દૂધથી તાંબડી ભરે છે. દોહવાતા દૂધની ધારોના અવાજથી ઊઠવાની ટેવવાળાં, દેવોના ફિરસ્તા જેવાં મારાં બાળકો હાથમાં કટોરા લીધેલાં એને વીંટી વળે છે, અને ઊભાં ઊભાં અકેક કટોરો શેડકઢું દૂધ ગટગટાવે છે. માથે સફેદ આટાથી શગોશગ ભરેલી ટોપલી લીધેલી કે કમ્મર પર બાળક ને હાથમાં દૂધે ભરી તાંબડી લીધેલી મારી ઘરવાળીને જ્યારે હું મારા ગરીબ છાપરાનાં નેવાં નીચે ઊભેલી જોઉં છું, ત્યારે બાદશાહનાં સિંહાસન મારી આંખ આગળ તુચ્છ લાગે છે. મને બ્રહ્માનંદનાં ઘેન ચડે છે.

જ્યારે એ પોતાને હાથે ચૂલામાં ગોઠવેલાં લાકડાંને પોતાના દિલમાંથી ચોરેલી ચિનગારી વડે લાલ અગ્નિના રૂપમાં પ્રગટાવી દે છે, અથવા તો પિત્તળની ચાળણીથી પોતાને હાથે દળેલો લોટ ચાળતી મારી નજરે પડે છે ત્યારે એ ચાળણી તળે મને એક અદ્‌ભુત જ્યોતિ દેખાવા લાગે છે. જ્યારે એ

પેલા અગ્નિ ઉપર મારાં ભોલકાંઓ માટે રોટલા બનાવે છે ત્યારે એ ચૂલાના અગ્નિમાં પૂર્વ દિશાની નભોલાલિમા અને યજ્ઞાગ્નિનો મહિમા એક થયેલ મને દેખાવા લાગે છે. આ રસોઈનું અન્ન હવિષાન્નના કરતાં વધુ પવિત્ર, વધુ ચૈતન્યદાયી, વધુ આરોગ્યદાયી છે. એ મારા આત્માનો ખોરાક છે.

### એક જ પ્રેમશરીરનાં અંગ

૧૯. માણસોના વેપાર કરવા એ મૂર્ખાઈની સીમા છે. સોના-લોઢાના બદલામાં માણસને વેચવા કાઢવાની દુહાઈ છે. આજકાલ વરાળ વીજળીના સાંચાઓનાં દામ હજારોનાં થાય છે, પણ માણસ કાણી કોડીની કિંમતે સો સો વેચાય છે. સોના-ચાંદીને પાવડા ખંપાળીઓથી એકઠાં કરીને તેના ઢગ કરો—જીવનનો આનંદ તેમાંથી મળવાનો નથી. સાચો આનંદ તો મને મારા કામમાંથી — મારી મહેનતમાંથી — જ મળી શકે. માણસને સાચા કામનો — જાતમજૂરીનો — આનંદ મળવા દો, એને સ્વર્ગપ્રાપ્તિની પણ ઇચ્છા રહેશે નહિ. મનુષ્યપૂજા જ ખરી ઈશ્વરપૂજા છે. મંદિર મસ્જિદમાં શું રાખ્યું છે? ઈંટ, પથ્થર ને ચૂનો. હવે તો બસ મનુષ્યના બેમૂલ આત્મામાં જ ઈશ્વરનાં દર્શન કરવાં છે. એ જ કલા છે — એ જ ધર્મ છે. અરે! માણસના હાથથી જ તો ઈશ્વરનાં દર્શન કરાવનારા નીપજે છે ને! મનુષ્ય અને મનુષ્યની મજૂરીનો તિરસ્કાર કરવો એના કરતાં વધુ મોટી નાસ્તિકતા અને ઈશ્વરદ્રોહ બીજો એકે નથી. કામ વિનાનાં, મજૂરી વિનાનાં, હાથમહેનતની કલા-કારીગરી વિનાનાં નર્યાં વિચાર અને ચિંતન શા કામનાં!

૨૦. દુનિયાના બધા દેશોના ઇતિહાસ વાંચી જાઓ, — એક જ વાત બધે સાબિત થયેલી જોશો કે નવરા પાદરીઓ,

મોલવીઓ, પંડિતો ને સાધુઓનાં, દાનના અન્નથી પોષાયેલાં ઈશ્વરચિંતન અને ધર્મધ્યાન અંતે પાપ, આળસ અને અનાચારના સડાથી સડી ગંધાઈ ઊઠવામાં જ પરિણમ્યાં છે. જે દેશમાં, જે માનવસમાજમાં માણસનાં હાથમાં પર મજૂરીની ધૂળ ચડતી નથી ત્યાં ધર્મ અને કલાકૌશલ ડચાઈ જાય છે. પદ્માસન નકામાં નીવડી ચૂકયાં છે. એ જ આસન ઈશ્વરપ્રાપ્તિ કરાવી શકે છે જેની મદદથી હળ જોડવાનાં, વાવવા લણવાનાં અને મજૂરીનાં કામો થઈ શકે છે. લાકડાં, ઈંટ ને પથ્થરને મૂર્તિમાન કરી દેનારા લુહાર, સુતાર, કડિયા, અને ખેતી કરનાર ખેડૂત વગેરે સૃષ્ટિવિધાતાના આ દુનિયા ઉપરના નાનેરા ભાઈઓ છે. એ એવા જ દિવ્ય પુરુષો છે જેવા કે કવિ, મહાત્મા, ઋષિ, યોગી આદિ. ઉત્તમમાં ઉત્તમથી માંડી કનિષ્ઠમાં કનિષ્ઠ તમામ કામ એક જ પ્રેમશરીરનાં અંગ છે.

## મજૂરીમાંથી જન્મનારું સાહિત્ય

૨૧. નવરા રહી રહીને માણસોની ચિંતનશક્તિ થાકી ગઈ. બિછાયતો પર પડયાં પડયાં અને આસનો પર બેઠાં બેઠાં મનના ઘોડા હારી ગયા. આખું જીવન પથારીએ પડયું. સ્વપ્નો પુરાણાં થયાં. આજકાલની કવિતામાં નવીનતા નથી. જૂની કવિતાના એકના એક પુરાણા સૂર એમાં ફરી ફરીને સંભળાય છે. નકલમાં અસલી ચીજની પવિત્રતા ને કૌમાર્ય કયાંથી હોય? હવે તો એક નવા જ પ્રકારનું કલાપૂર્ણ સંગીત સાહિત્ય દુનિયામાં જન્મવાનું છે ને પ્રચાર પામવાનું છે. જો એ ન થયું તો યંત્રોનાં પૈડાં નીચે છૂંદાઈ છૂંદાઈને દુનિયાનાં રાષ્ટ્રો મૂઆં સમજજો.

એ નવું સાહિત્ય મજૂરોના જીગરમાંથી જન્મશે. એ મજૂરોના જીવનમાંથી જે નવી કવિતા જન્મશે, જે નવું સંગીત ગુંજી ઊઠશે તે પોતાના સૂરની ધૂનમાં ખેતરના ચાસો વચ્ચેના, કાપડના તાકા વચ્ચેના, જોડાના ટાંકા વચ્ચેના, વહેરેલાં લાકડાંની નસો વચ્ચેના, અને પથ્થરનાં પડો વચ્ચેના ભેદભાવ ભૂંસી નાંખશે.

૨૨. હાથમાં કુહાડી, માથે ટોપલી, ઉઘાડે શરીરે ને ઉઘાડે પગે, ધૂળથી ભરેલા ને ગારા કીચડથી ખરડાયેલા આ આવતા જમાનાના મૂંગા કવિઓ જ્યારે જંગલના સાગ ને વગડાના બાવળ કાપશે, ત્યારે એમના કુહાડાના ઘાના પડછંદા એમના બુલંદ સ્વરો જોડે મળીને વાયુયાન ઉપર ચડી દશે દિશાઓમાં એવું અદ્ભુત ગાન ફેલાવશે કે ભાવિ સંગીતાચાર્યો અને ઉસ્તાદોને માટે એ જ ધ્રુપદ અને મલારની ગરજ સારશે. રેંટિયો કાંતનારી બાઈઓનાં ગીત સંસારની સર્વ જાતિઓનાં રાષ્ટ્રગીત બનશે. મજૂરી જ મજૂરની યથાર્થ પૂજા બનશે. કલારૂપી ધર્મની ત્યારે જ વૃદ્ધિ થશે. ત્યારે જ નવા કવિ જન્મશે, નવા ઋષિ ઓલિયા પેદા થશે. પણ એ તમામ મજૂરીનાં દૂધ ઉપર ઊછરશે. ધર્મ, યોગ, સદાચાર, સંસ્કારિતા અને કવિતા આદિનાં પુષ્પ એ મજૂર ઋષિઓનાં જ ઉદ્યાનોમાં ખીલશે.

## મજૂરી અને ફકીરી

૨૩. મજૂરી અને ફકીરીનો મહિમા સરખો જ છે. મનુષ્યના વિકાસને માટે બન્ને સરખાં જ જરૂરી છે. મજૂરી કર્યા વિના ફકીરીના ઉચ્ચભાવ શિથિલ થઈ જાય છે, ફકીરી પોતાને સ્થાનેથી પડી જાય છે, બુદ્ધિ વાસી થઈ જાય છે.

વાસી ચીજો તંદુરસ્ત નથી હોતી. પણ આજકાલ તો કેટલાયે લોક જીવનભર લકીરના ફકીર બન્યા રહીને વાસી બુદ્ધિ અને વાસી ફકીરીમાં જ મગ્ન રહેતા જોવામાં આવે છે. એવી તલ્લીનતાનો શો ઉપયોગ? પવન વાય છે, વહેળાનાં પાણી વહી રહ્યાં છે, વાદળાં વરસે છે, પક્ષીઓ જલક્રીડા કરી રહ્યાં છે, ફૂલ ખીલી રહ્યાં છે. નવું ઘાસ, નવાં ધાન, નવી કુંપળો. મનુષ્યની બુદ્ધિ અને ફકીરી જ કેવળ વાસી રહી રહીને ગંધ મારે છે. આમ ક્યાં લગી ચાલશે? જ્યાં લગી બિછાના પર પડ્યાં પડ્યાં માણસ પ્રભાતનું આલસ્યસુખ માણવાનો પ્રયત્ન કર્યાં કરશે ત્યાં સુધી એમ જ રહેવાનું. બિછાનું છોડી, ઊઠી, જરા બાગમાં હરોફરો, ફૂલોની સુગંધ લો, સવારની ઠંડકમાં જરા ખેતરોની સહેલ કરો, વૃક્ષોની લાલ કુંપળોનાં નૃત્ય નિહાળો. તો સમજ પડશે કે પ્રભાતે ઊઠવાથી બુદ્ધિ અને અંતઃકરણને કેવી તાજગી મળે છે, અને બિછાના પર પડી રહેવું એ એને કેવાં વાસી રાખે છે.

૨૪. નવરા બેસી રહીને ચિંતન કર્યાં કરવું અગર તો જાતમજૂરી કર્યા વિના શુદ્ધ વિચારો કરવાનો દાવો કરવો, એ ઊંઘમાં પડીને નસકોરાં તાણવા બરાબર છે. પાદરી, મોલવી, પંડિત તેમ જ સાધુસંન્યાસી જ્યાં સુધી જીવનના અરણ્યમાં હળ, કોદાળી ને દાતરડું હાથમાં લઈ મજૂરી નહિ કરે ત્યાં સુધી એમનાં આળસ ઊડવાનાં નથી; ત્યાં સુધી એમનાં મન, એમની બુદ્ધિ અનંત કાળ વીતશે તોપણ અત્યારની જેમ મલિન માનસિક જુગાર ખેલ્યાં કરવાનાં. એમનાં ચિંતન વાસી, એમનાં ધ્યાન વાસી, એમની આસ્થા વાસી; એમના લેખ વાસી, એમનો વિશ્વાસ વાસી; અરે! એમનો ઈશ્વર પણ વાસી છાશ જેવો

ખોટો થઈ ઉકરડે ફેંકવાના ખપનો બની ગયો છે! તમે ભલે કહો કે આણસાલનાં ગુલાબનાં ફૂલ પણ તેવાં જ છે જેવાં ગઈ સાલનાં હતાં. પણ તમે એ તફાવત ભૂલી જાઓ છો કે આણસાલનાં તાજાં છે, એની લાલી નવી છે, એની સુગંધ પણ એની પોતાની છે. જીવનના નિયમ નથી બદલાતા; એ તો હમેશાં એકસરખા જ રહે છે. પણ મજૂરી કરવાથી મનુષ્યનાં ચક્ષુને એક નવા અને તાજા ઈશ્વરનાં દર્શન થવા લાગે છે.

૨૫. ભગવાં વસ્ત્રોની પૂજા શા સારુ કરો છો? ચર્ચના ઘંટ શું કામ સાંભળો છો? રવિવાર, અમાસ, એકાદશી શા સારુ પાળો છો? પાંચ વખતની નમાજ પઢીને શું મેળવો છો? ત્રિકાળ સંધ્યામાં શું રાખ્યું છે? મજૂરનાં અનાથ નયન, અનાથ આત્મા અને અનાશ્રિત જીવનની બોલી શીખો. પછી જોશો કે તમારું આ રોજિંદુ જીવન જ ઈશ્વરી ભજન થઈ ગયું છે.

હજારો વર્ષથી ધર્મગ્રંથો ખુલ્લા પડ્યા છે. હજુ સુધી એ તમને કશો ચોક્કસ લાભ ન કરી શક્યા તો પછી પોતાની હઠને વળગી રહી હાથે કરીને શા સારુ ડૂબી મરો છો? પોતપોતાની અવસ્થાનો કેમ વિચાર નથી કરતા? પોતપોતાની કોદાળી હાથમાં લઈને કેમ આગળ ચાલવા નથી લાગતા? પાછા ફરીફરીને જોવાથી શો લાભ? હવે તો બાપુ! ખુલ્લા જગતમાં તમારા અશ્વમેધ યજ્ઞનો ઘોડો છોડી મૂકો. તમારામાંના દરેકને પોતપોતાનો અશ્વમેધ માંડવો છે. ચાલો તો ખરા. પોતાની એક વાર પરીક્ષા તો કરી જુઓ કે તમારામાં હજુ કેટલું આત્મબળ ભર્યું પડ્યું છે!

૨૬. મજૂરી તો મનુષ્યના સમષ્ટિરૂપનું વ્યષ્ટિરૂપ પરિણામ છે; આત્મારૂપી ધાતુના ઢાળેલા સિક્કાનું નગદી બચાનું છે કે જે મનુષ્યોના આત્માઓને ખરીદી લેવાને સારુ આપવામાં આવે છે. સાચી મિત્રતા જ સાચી સેવા છે. એનાથી જ માણસોનાં દિલ પર સાચું રાજ્ય જમાવી શકાય છે. જાતપાત, રૂપરંગ, નામઠામ કે વંશકુળની કશી પૂછપરછ કર્યાં વિના જ પોતાની જાતને કોઈ ને હવાલે કરી દેવી એ પ્રેમધર્મનો સિદ્ધાંત છે. જે સમાજમાં આવા પ્રેમધર્મની આણ વર્તે છે ત્યાંની હરકોઈ વ્યક્તિ બીજા હરકોઈ ને એનાં નામઠામ પૂછ્યા વગર જ પિછાની લે છે. કારણ ત્યાં પૂછનારાનાં કુલશીલ અને જાત એ જ હોય છે જે સામા માણસનાં. ત્યાં સૌ કોઈ એક જ માતપિતાથી પેદા થયેલાં ભાંડુ હોય છે. પોતાનાં જ ભાઈબહેનોનાં માતપિતાનાં નામ પૂછવાં નર્યું ગાંડપણ નહિ તો બીજું શું હોઈ શકે?

૨૭. આ આખો સંસાર ' એકપિતાપરિવાર ' છે. લૂલાં, લંગડાં, આંધળાં અને બહેરાં એ જ વંશપરંપરાગત છાપરા હેઠળ રહે છે જેની નીચે બળવાન, નીરોગી અને રૂપવાન કુટુંબીઓ રહે છે. મૂઢ અને પંગુઓનું લાલનપાલન અને જતન બુદ્ધિમાન, સબળ અને નીરોગી નહિ કરે તો બીજું કોણ કરશે? આનંદ અને પ્રેમની રાજધાનીનું સિંહાસન આદિકાળથી પ્રેમ અને મજૂરીના ખભા ઉપર જ રહેતું આવ્યું છે. સકામ છતાં મજૂરી નિષ્કામ હોય છે. કારણ મજૂરીનો મોબદલો (ફેડ) છે જ નહિ.

૨૮. નિષ્કામ કર્મ કરવાને સારુ જે ઉપદેશો અપાય છે એમાં અભાવશીલ વસ્તુની છત માની લેવામાં આવે છે.

પૃથ્વી પોતાની જ ધરી ઉપર રાતદિવસ ફરે છે. આને પૃથ્વીનો સ્વાર્થ કહી શકાય. પરંતુ એનું એ ફરવું સૂર્યની આસપાસ ફરવામાં પણ અંતર્ભૂત થયેલું છે. અને સૂર્યની આસપાસ ફરવું એટલે સૂર્યમંડળની સાથે અંતરીક્ષમાં એક સીધી લીટીએ ચાલવું છે. સરવાળે એનું પોતાની ધરી પર ગોળ ફરવું સદાય સીધી લીટી પર ચાલવું છે. આમાં સ્વાર્થનો અભાવ છે. એ જ પ્રમાણે મનુષ્યની વિવિધ કામનાઓ એના જીવનને એના સ્વાર્થરૂપી ધરી પર જાણે રાતદિવસ ફેરવ્યાં કરે છે. પણ મૂળે તો એનું જીવન એનું પોતાનું છે જ નહિ. એ તો કોઈ આધ્યાત્મિક સૂર્યમંડળની સાથે ગતિ કરતું ફરનારું એક ફૂદડું છે, અને સરવાળે એની એ ગતિ જીવનનું પરમાર્થ રૂપ છે. સ્વાર્થનો ત્યાં પણ અભાવ છે. જ્યાં સ્વાર્થ કોઈ વસ્તુ જ નથી ત્યાં પછી નિષ્કામ અને કામનાપૂર્ણ કર્મ બન્ને એક જ વસ્તુ થઈ પડી. તેથી જ કહ્યું કે મજૂરી અને ફકીરી માજણી બહેનો છે.

મજૂરી કરવી એ જીવનયાત્રાનો આધ્યાત્મિક નિયમ છે. ઝાં દાર્ક (જોન ઓફ આર્ક)ની ફકીરી અને ઘેટાં ચરાવવાં, ટૉલ્સ્ટૉયનો ત્યાગ અને જોડા સીવવા, ઉમર ખય્યામનું હસતે મુખે તંબૂઓ સીવતા ફરવું, ખલીફ ઉમરનું પોતાના રંગમહેલોમાં ચટાઈ વગેરે ગૂંથવું, લોદી અને મોગલ બાદશાહોનું ટોપીઓ સીવવું અને કુરાનોની લહિયાગીરી કરવી, બ્રહ્મજ્ઞાની કબીરનું સાળ પર વણવું, રૈદાસ, તુકારામ, જ્ઞાનદેવનું શૂદ્ર હોવું, ગુરુ નાનક અને ભગવાન શ્રીકૃષ્ણનું ખાંધે લાકડી લઈ મૂંગાં પશુઓને ચરાવવા જવું — બધાં ખરી ફકીરીનાં અણમૂલાં ભૂષણ છે.

## સમાજનું પાલન કરનારી દૂધની ધારા

૨૯. કહે છે કે એક વાર ગુરુ નાનક મુસાફરી કરતા કરતા એક ગામમાં ભાઈ લાલો કરીને એક ગરીબ સુતારને ઘેર ઊતર્યા. એ જ ગામમાં ભાગો કરીને એક શ્રીમંત રહેતો. મોટો તવંગર હતો. ભાગોને ઘેર તે દિવસે બ્રહ્મભોજ હતો. દૂરદૂરથી લોક આવેલા. ગુરુ નાનકનું ગામમાં આગમન સાંભળી ભાગોએ એમને નોતરું મોકલ્યું. ગુરુએ ભાગોના ઘરનું અન્ન ગ્રહણ કરવા ના પાડી. આથી ભાગોને ઘણી રીસ ચડી. એણે ગુરુ નાનકને જોરાવરીથી પોતાને ઘેર પકડી મંગાવ્યા અને પૂછ્યું, 'આપે મારા ઘરનું ખાવાની કેમ ના પાડી?' ગુરુએ જવાબ વાળ્યો: 'ભાઈ, તારા ઘરમાંથી રંધાયેલું પકવાન લઈ આવ, એટલે હું તને તારા સવાલનો જવાબ આપું.' ભાગો ઘરમાં જઈ પકવાનશાળામાંથી તૈયાર થયેલાં શીરોપૂરી લઈ આવ્યો. દરમ્યાન ગુરુ નાનકે ભાઈ લાલોને ઘેરથી પણ એના ઘરનો જાડા ધાનનો રોટલો મંગાવ્યો. પછી એક હાથમાં ભાગોના ઘરનાં શીરોપૂરી અને બીજા હાથમાં લાલોના ઘરનો જાડો રોટલો લઈને ગુરુએ જેવાં દબાવ્યાં તેવી જ એકમાંથી લોહીની ને બીજામાંથી દૂધની ધારા નીકળી!

૩૦. ગુરુ નાનકનો એ જ ઉપદેશ હતો. જે ધારા ભાઈ લાલોના લૂખા રોટલામાંથી નીકળી તે જ સમાજને પાળનારી દૂધની ધારા છે. એ જ ધારા શિવજીની જટામાંથી અને એ જ ધારા મજૂરની આંગળીઓમાંથી નીકળે છે. મજૂરી કરવાથી હૃદય પવિત્ર બને છે, સંકલ્પ દિવ્ય લોકમાં વિચરવા લાગે છે. હાથની મજૂરીથી જ સાચા ઐશ્વર્યનો વિકાસ થઈ શકે છે. જાપાનની બાળાઓ અને રમણીઓ એવી તો કલાવતી છે

કે તેઓ પોતાના હાથની કારીગરીથી નાના નાના રેશમી કાપડના ટુકડાઓને હજારોની કિંમતના બનાવી દે છે! ભાતભાતની કુદરતી ચીજો અને દેખાવોને સોયની મદદથી કપડા ઉપર અદ્‌ભુત કૌશલપૂર્વક અંકિત કરી દે છે. જાપાની લોક કાગળ, લકડકામ અને પથ્થરથી અદ્‌ભુત શિલ્પકામ કરનારા છે. કરોડો રૂપિયાનાં જાપાની રમકડાં હરસાલ દેશવિદેશ વેચાય છે, તે હાથની બનાવટનાં હોય છે. હાથની બનેલી જાપાની ચીજો સંચાથી બનેલી ચીજોને માત કરે છે. દુનિયાના બધા દેશોમાં એની ઘણી મોટી માગ રહે છે.

પશ્ચિમની પ્રજાઓ હાથબનાવટની જાપાની ચીજો પર મોહિત છે. એક જાપાની તત્ત્વચિંતકનું કહેવું છે કે 'અમારી દસ કરોડ આંગળીઓ જાપાની પ્રજાના એકેએક કામને પહોંચી વળવાને કાબેલ છે. આ દસ કરોડ આંગળીઓને જોરે અમે દુનિયા બધીને માત કરીશું.' ધન અને ઐશ્વર્યની જન્મદાત્રી હાથકારીગરી જ્યાં સુધી ખીલી નથી ત્યાં સુધી ભારતવર્ષ જ શું, કોઈ પણ દેશ કે જાતિની દરિદ્રતા દૂર થઈ શકવાની નથી. જો ભારતનાં ત્રીસ કરોડ નરનારીઓની આંગળીઓ મળીને પોતાનું કૌશલ અજમાવવાના કામમાં રોકાઈ જાય તો એની મજૂરીને પ્રતાપે કુબેરના મહેલ સુધ્ધાં એની મેળે આવીને એમના ચરણમાં પડે.

૩૧. અન્ન પેદા કરવું અને હાથની કારીગરી તથા મહેનતથી જડ પદાર્થોને ચૈતન્યચિહ્નથી અંકિત કરવા, ક્ષુદ્ર પદાર્થોને અમૂલ્ય અલૌકિક પદાર્થોમાં ફેરવી નાંખવા, ઇત્યાદિ કૌશલ દુનિયામાં બ્રહ્મરૂપ બનીને ધન તથા ઐશ્વર્યની સૃષ્ટિ કરે છે. કળાકારીગરી, કવિતા, ફકીરી અને સાધુતાનાં એ

જીવતાંજાગતાં અને બોલતાંડોલતાં પ્રતિરૂપ છે. એમના અનુગ્રહથી મનુષ્યજાતિ ન્યાલ થઈ જાય છે. આ કળાકારીગરી તે દેશ કે સમાજમાં કદી નિવાસ નથી કરતી જ્યાં મજૂરનો અને મજૂરની મજૂરીનો સત્કાર નથી, જ્યાં એને પ્રજાસમસ્તના અંતરનાં આદરમાન નથી, જ્યાં એને રાષ્ટ્રજીવનના વહેણ વચ્ચે હર વહેવારમાં ભાવભક્તિનાં ફૂલ ચડતાં નથી, જ્યાં શદ્રની પૂજા નથી. હાથ વડે કામ કરનારા જોડે પ્રેમ રાખવાથી અને તેમના આત્માનો આદરસત્કાર કરવાથી સાધારણ મજૂરી પણ દિવ્ય સૌંદર્યનાં દર્શન કરાવનારી કલા બની જાય છે.

૩૨. આ દેશમાં જે કાળે મજૂરીનાં આદરમાન હતાં તે કાળે આ જ આકાશની નીચે બેસનારા મજૂરોના હાથોએ ભગવાન બુદ્ધના નિર્વાણસુખને પથ્થરો, સ્તંભો અને મંદિરોની દીવાલો પર એવી તો અલૌકિક છટાપૂર્વક કોર્યું કે આટઆટલા કાળ વહી ગયા છતાં આજે પણ એ પથ્થરની મૂર્તિઓનાં દર્શન કરતાં જ સ્વયં ભગવાન બુદ્ધનાં દર્શન કર્યા જેટલી શાંતિ થાય છે. હાથ, પગ કે મોં વગેરેને કોતરવાં એ તો સાધારણ મજૂરી છે. પરંતુ મનના ગુપ્ત ભાવોને તેમ જ અંતઃકરણની કોમળતા, કરુણા તથા જીવનની સંસ્કારિતાની સુવાસને કાયમને માટે પ્રત્યક્ષ પ્રકટ કરી આપવી એ પ્રેમ-મજૂરી છે. શિવજીના તાંડવ નૃત્યને કે પાર્વતીના મુખની કાંતિને પથ્થરો વાટે વર્ણવવી એનું જ નામ જડને ચૈતન્ય કરી દેવું એ છે.

૩૩. આ દેશમાં તો સાચી કળાનો કેંક કાળ થયાં લોપ થઈ ગયો છે. સોમનાથના મંદિરમાં સ્થપાયેલી જે મૂર્તિઓ મહમદ ગઝનીએ તોડી એનાથી એની કશી વીરતા

સાબિત નથી થતી; એ મૂર્તિઓ તો હરકોઈ તોડી શકતું હતું. એની વીરતા તો તો જ ગવાત જો એ ગ્રીસની પ્રેમમજૂરીના નમૂના યાને પ્રાચીન ગ્રીકોના હાથની અદ્વિતીય કલા પ્રકટ કરનારી મૂર્તિઓ તોડવાની હિંમત કરી શક્યો હોત. ત્યાંની મૂર્તિઓ તો બોલનારી છે, જીવતીજાગતી છે; મૃત પૂતળાં નથી. આજકાલનાં દેવમંદિરોમાંની મૂર્તિઓ જોઈને તો આપણા દેશની આધ્યાત્મિક દુર્દશા ઉપર હૃદય રડી ઊઠે છે. એના કરતાં તો જો અણઘડ પથરા લાવી બેસાડ્યા હોય તોયે એ મંદિરો વધુ શોભે. જ્યાં દેશના મજૂર, ચિત્રકાર અને પથ્થર કે લાકડકામના કારીગરો ભૂખે મરે છે ને કારખાનાંમાં મજૂરીઓ શોધવા ઘરનું છાપરું છોડી દૂર દેશાવર ધસે છે ત્યાં આપણાં મંદિરોમાંની મૂર્તિઓ સુંદર હોઈ શકે જ શી રીતે? એવા કારીગરો ને કલાધરો તો આપણે ત્યાં 'શૂદ્ર'ને નામે ઓળખાય છે! યાદ રાખજો કે શૂદ્રપૂજા વિના બીજી મૂર્તિપૂજા કે કૃષ્ણશાળિગ્રામની પૂજા અસંભવિત છે. ખરી વાત તો એ છે કે આપણાં બધાં જ ધર્મકર્મ વાસી બ્રાહ્મણત્વના છીછરાપણામાં પડીને દળદરી બની ગયાં છે. તેથી જ આજે આખી પ્રજા પ્રજાકીય દરિદ્રતા અને પામરતાથી પીડિત છે.

### પાશ્ચાત્ય સંસ્કૃતિનો નવો આદર્શ

૩૪. પાશ્ચાત્ય સંસ્કૃતિ મોં ફેરવી રહી છે. એ એક નવા આદર્શની ઝાંખી કરી રહી છે. એની ચાલ બદલાવા લાગી છે. યંત્રની પૂજા છોડી મનુષ્યની પૂજા તરફ એ પાછી વળવા લાગી છે. આ આદર્શના આદ્યગુરુ રસ્કિન, ટૉલ્સ્ટૉય, વૉલ્ટ વ્હિટમન વગેરે છે. પાશ્ચાત્ય દેશોમાં નવો પોલ ફાટી રહ્યો

છે. એ પ્રભાતનું સ્વાગત કરવા ત્યાંના વિચારશીલ પુરુષો જાગવા માંડ્યા છે. અરુણની પ્રભા છંટાતા પહેલાં જ એની અંતરમાં આગાહી પામનાર ચંડોળની પેઠે એ મહાત્માઓને આ પ્રભાતનું પૂર્વજ્ઞાન થઈ ચૂક્યું છે.

૩૫. અને કેમ ન થાય? એન્જિનો અને ઑઈલરો હેઠળ કચડાઈ કચડાઈને એમનાં ભાઈબહેનો — નહિ નહિ, પશ્ચિમની આખી પ્રજાઓ પિસાઈ ગઈ, છૂંદાઈ ગઈ! એમના જીવનની ધરીઓ ટૂટી પડી. એમનું બધું ધન ઘરોમાંથી નીકળી એપાંચ અબજપતિઓનાં ઘરમાં ભરાયું. સાધારણ જનતા મરી રહી છે. મજૂરોના હાથપગ લોહીલોહાણ છે; ટાઢથી ઠુંઠવાઈને કેક મરી ખૂટ્યા. એક તરફ દારિદ્ર્યનો હૃદયવિદારક દેખાવ છે, બીજી મેર અમીરીનાં ઐશ્વર્ય અને છાકમછોળનું ચરમ દૃશ્ય! પણ એ અમીરી સુધ્ધાં માનસિક દુઃખોથી ઘેરાયેલી છે. પ્રાણ તરફડી રહ્યા છે. યંત્રો શોધાયાં તો હતાં માણસોનું પેટ ભરવા, મજૂરોનું સુખ સાધવા; પણ એ કાળાં કાળાં યંત્રો કાળિકારૂપ બનીને એના જ શોધનારાઓ અને તેમનાં ભાઈભાંડુઓને ભરખી જવા મોં ફાડી તાંડવ નૃત્ય કરી રહ્યાં છે. પ્રભાત થયે આ કાળી કાળી બલાઓ દૂર થશે. મનુષ્યના સુભાગ્યનો સૂર્યોદય થશે.

૩૬. અફસોસ તો એ છે કે આપણે ત્યાં તેમ જ આપણી તરફના બીજા પણ કેટલાક પૂર્વના દેશોમાં જાતમજૂરી ઉપર તો લેશમાત્ર પ્રેમ રહ્યો નથી. પણ આપણે તૈયારી કરી રહ્યા છીએ ઉપર કહ્યાં તે કાળિકારૂપ કાળાં યંત્રોને આલિંગન કરવાની. પાશ્ચાત્ય લોકોને તો આ નમાજ પડવા જતાં કોટે વળગેલી બલાઓ નીવડી છે. તેઓ એનાથી છૂટવા માગે છે;

પણ એ બલાઓ એમને છોડતી નથી. જોઈશું, પૂર્વની પ્રજાઓ આ બલાઓને છાતીએ ચાંપીને કેટલું સુખ સાધે છે! અરે, જો આ દેશનાં દરેક સ્ત્રીપુરુષ પોતાની દસ આંગળીઓની મદદથી સાહસપૂર્વક ઉદ્યમ કરે તો આપણે યંત્રોની કૃપાથી આગળ વધેલા પાશ્ચાત્યોને વાણિજ્યના જાતીય સંગ્રામમાં સહેજે પછાડી દઈએ એમ છીએ. સૂર્ય તો સદાય પૂર્વ દિશાએથી જ ઊગીને પશ્ચિમ ભણી જાય છે. ત્યારે આવો, પશ્ચિમમાં આવનારી સંસ્કૃતિના નવા પ્રભાતને આપણે પૂર્વમાંથી મોકલીએ.

૩૭. એંજિન બોઈલરોની એ મજૂરી શા કામની, જે બાળક, સ્ત્રી, તેમ જ કારીગરોને જ નાગાંભૂખ્યાં રાખે અને કેવળ સોનું, રૂપું, લોઢું આ૦ ધાતુઓનું જ જતન કરે! પશ્ચિમને સમજાઈ ચૂક્યું છે કે એથી મનુષ્યનું દુઃખ દિવસે દિવસે વધે છે. અને ભારતવર્ષ જેવા ગરીબ દેશમાં તો માણસના હાથની મજૂરીને બદલે યંત્રથી કામ લેવું એ કાળનો ડંકો બજાવવા બરાબર છે. દરિદ્ર પ્રજા વધુ દરિદ્ર બની કેવળ દળાઈ-પિસાઈ જશે. દીવાથી જ દીવો પ્રગટે છે. ચેતનથી જ ચેતનની વૃદ્ધિ થઈ શકે છે. મનુષ્યને તો મનુષ્ય જ સુખ આપી શકે છે. એકબીજાની નિષ્કામ, નિષ્કપટ સેવા દ્વારા જ માણસ મનુષ્ય-જાતિનું કલ્યાણ સાધી શકવાનો છે.

૩૮. ધન એકઠું કરવું એ તો મનુષ્યજાતિના આનંદ-મંગળનો એક સાવ સામાન્ય અને મહાતુચ્છ ઉપાય છે. ધનની પૂજા નાસ્તિકતા છે, ઈશ્વરને ભૂલી જવું એ છે. આપણા મનને સુખ દેનારાં અને કલ્યાણને માર્ગે દોરનારાં ભાઈબહેનોને મારીને પોતીકા સુખને ખાતર શારીરિક રાજ્યની ઇચ્છા કરવા બરાબર

છે; જે ડાળ ઉપર બેઠા છીએ તેને જ કુહાડાથી કાપવા બરોબર છે. પોતાનાં પ્રિયજન, ઇષ્ટમિત્ર, ભાઈભાંડુ વિનાનું રાજ શા કામનું? પ્યારી મનુષ્યજાતિનું સુખ એ જ જગતના મંગલનું મૂળ સાધન છે. એના સુખના નહિ એવા તમામ ઉપાય અને માર્ગ નિષ્ફળ છે. ધનની પૂજાથી ઐશ્વર્ય, તેજ, બળ અને પરાક્રમની પ્રાપ્તિ કદી થવાની નહિ. ચૈતન્ય એવા આત્માની પૂજાથી જ એ બધી સામગ્રી પ્રાપ્ત થઈ શકે છે. ચેતનની પૂજાથી જ મનુષ્યનું કલ્યાણ થઈ શકે છે.

૩૯. સમાજનું પાલન કરનારી દૂધની ધારા જ્યારે મનુષ્યનાં પ્રેમમય નિષ્કપટ મન અને મૈત્રીભાવનાં અમીભર્યાં નેત્રોથી નીકળીને વહેવા લાગે છે ત્યારે એ જ સંસારમાં સુખનાં ખેતરોને હરિયાળાં કરે છે, અને એ જ એને ફાલે લચ્યાં પણ કરી મૂકે છે. આવો, જો બને તો ટોપલી ઉઠાવીએ, હાથમાં કોદાળી લઈએ, માટી ખોદીને એ માટીમાં આપણા જીગરનો માનવપ્રેમ રેડીને તેના ગારામાંથી એ પ્રેમામૃત પીવાના કટોરા બનાવીએ. પછી ઘેરઘેર અને ઝૂંપડીએ ઝૂંપડીએ ફરીને તેમાં અકેકક કટોરો મૂકી આવીએ કે મનુષ્યમાત્ર એનાથી મજૂરીના પ્રેમામૃતનું પાન કરે.

'હે રીત આશકોંકી તનમન નિસાર કરના,
રોના સિતમ ઉઠાના ઔર ઉનકો પ્યાર કરના.'

હરિજનબંધુ, ૧૮, ૨૫-૧૧-૧૯૩૪

# સૂચિ